# હૈયાની વાત



ચુનીલાલ વ. શાહ

મુખ્ય વિક્રેતા

ગાંડીવ સાહિત્ય મંદિર

હવાડિયા ચકલા, સુરત



પ્રથમ આવૃત્તિ

વિ. સં. ૨૦૦૨

ઇ. સ. ૧૯૪૬

મૂલ્ય રૂા. ૪

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં સુરેશચંદ્ર પોપટલાલ
પરીખે છાપ્યું. સલાપોસ રોડ-અમદાવાદ.

રતિલાલ ઓધડભાઈ શાહ, સેક્રેટરી,
પૂ. શ્રી. લાધાજી સ્વામી પુસ્તકાલય,
લીંબડી (કાઠિયાવાડ) એ પ્રસિદ્ધ કર્યું.

# અનુક્રમણિકા

◆

[ પ્રો. ફડકેના મરાઠી પુસ્તક 'ઉદ્ધાર' ની અનુકૃતિ ]

# હૈયાની વાટ



## ૧

## વિનીતા

શનિવારનો દિવસ હતો. વિનીતા કૉલેજમાંથી એક વાગતાં ઘેર આવી ત્યારે તેનો પિતા નારાયણપ્રસાદ જમતો હતો. તે મુંબઈના એક રવિવારિયા છાપાનો ઉપતંત્રી હતો અને શનિવાર એ તેનો સખ્ત કામનો દિવસ હતો, એટલે દર શનિવારે તેના ભોજનસમયનો કશો નિયમ રહેતો નહિ. દર શનિવાર કરતાં આજે જરા મોડું થયું હતું.

વિનીતાએ ગુપચૂપ આવીને પુસ્તકો ટેબલ પર મૂક્યાં અને પોતે રસોડામાં પેઠી. પિતાને હંમેશાં પ્રસન્ન રાખવાને તે યત્ન કરતી અને વૃદ્ધ ફોઈને ઘરના કામમાં મદદ કરવી એ તેનો એક સાધારણ નિયમ હતો. પિતાના તેજ સ્વભાવને તે પિછાણતી હતી.

ઘેર આવતાં વિનીતાએ આશા રાખી હતી કે પિતાજી જમીને ઑફીસે ગયા હશે, એટલે પોતે રેવા ફોઈની રજા લઈને નાની ફોઈને ત્યાં વીલે પારલે જશે, પરન્તુ ઘેર પિતાને જોઈને તે ચૂપ બની ગઈ.

નારાયણપ્રસાદ જમીને રસોડામાંથી બહાર નીકળ્યો એટલે વિનીતાએ ફોઇને ધીરેથી કહ્યું : " મોટી બા, હું નાની બાને ત્યાં જઉં ? કાલે અત્યાર વખતે પાછી આવતી રહીશ."

" મારી કાંઇ ના નથી બહેન, ભલે જા. પણ તારા પિતાજીને પૂછીને પછી જા."

" શું છે, શું છે મોટી બહેન ?" બહારથી નારાયણપ્રસાદનો અવાજ આવ્યો.

" વિનુને નાની બહેનને ત્યાં જવું છે. કહે છે કે કાલે બપોરે પાછી આવતી રહીશ." રેવાબાઇએ જવાબ આપ્યો.

" દર શનિવારે નાની બહેનને ત્યાં શું દાટયું છે કે જવું છે ?" નારાયણપ્રસાદે ગુસ્સો કરતાં કહ્યું.

" જવું હોય તો ભલે જાય, અહીં મને કશું કામ નથી."

" કામ નથી કેમ ? કાલે તો તમને તાવ આવ્યો'તો, અને ઊઠીને જરા રાંધ્યું એટલે સાજાં થઇ ગયાં ? ત્યાં નથી જવું; ઘેર રહી રસોઇ કર અને ઘરકામમાં ધ્યાન દે; કોલેજમાં જઇને ચોપડાં ઉથલાવ્યે તારો દહાડો વળવાનો નથી."

" જવા દેને ભાઇ, એને વિજયા પાસે ગોઠે છે એટલે અઠવાડિયામાં એક દિવસ જાય તેમાં શો વાંધો ?"

" તમે જ એને બહેકાવો છો, મોટી બહેન ! વિજયા પાસે એને ગોઠે છે તે હું જાણું છું. તેની પાસે પૈસા છે એટલે ગોઠે જ ને ? ગરીબ બાપનો શો હિસાબ ?"

વિનીતાની આંખોમાંથી આંસુની ધારા વહી નીકળી.

" એવું ન બોલ ભાઇ, વિનુને ખોટું લાગે છે. તેને ભણવાનો ઉમંગ છે, વિજયા તેનું ખર્ચ આપે છે, અને તેને કાંઇ જોઇતું હોય તો એકાદ દિવસ ત્યાં જઇને લઇ આવે છે, એમાં તું ચિડાઇશ નહિ."

" પણ છોકરીનો અવતાર, એને વળી કોલેજમાં જઇને કામ શું ?"

"તું છાપું ચલાવે છે અને છોકરીઓના ભણતર માટે આવું બોલે છે?"

"હા, હા, છાપું હું લોકો માટે ચલાવું છું, મારે માટે નહિ. મારે તો મારો નટવર ભણ્યો હોત, તો કામ લાગત."

નટવર વિનીતાથી બે વર્ષે મોટો—એકવીસ વર્ષનો તેનો ભાઇ હતો. પાંચ વર્ષથી તેણે નિશાળ છોડી હતી. નારાયણપ્રસાદની સ્થિતિ ગરીબ હતી અને તેની બહેન વિજયા એક ધનવાન વિધવા હતી એટલે તેને પૈસે તે બેઉ છોકરાંને ભણાવી શકતો હતો. પરંતુ નટવર ચોથા ધોરણમાં બે વર્ષ નાપાસ થયો એટલે નટવરના ભણતર માટે ભાઇને મદદ કરવાની વિજયાએ ના કહી હતી અને એક માત્ર વિનીતાના ભણતર માટે તે મદદ કરતી હતી. પોતાના પુત્રને ભણવામાં બહેને વધુ મદદ ન કરી તેથી નારાયણપ્રસાદને બહેન પર માઠું લાગ્યું હતું, અને વિનીતાને મદદ આપવાનું તેણે ચાલુ રાખ્યું, તેથી વિનીતા પિતાની અસૂયાનો વિષય પણ કેટલેક અંશે બની હતી.

નટવર કશો ધંધો કરતો નહિ, મુંબઇમાં રખડતો ફરતો; પણ પિતાનું જેટલું હેત નટવર પર હતું તેટલું વિનીતા પર નહોતું. એક એ પણ કારણ હતું કે વિનીતાનો જન્મ થતાં જ તેની માતા નિર્મળા મૃત્યુ પામી હતી અને નારાયણપ્રસાદનું જુવાન વયે ઘર ભાગ્યું હતું. રેવાએ વિનીતાને ઉછેરીને મોટી ન કરી હોત અને નારાયણપ્રસાદનું ઘર ન જાળવ્યું હોત, તો કોણ જાણે એ નાના કુટુંબની કેવીએ દુર્દશા થઇ હોત. રેવા નિઃસંતાન વિધવા હતી, ભાઇ માટે લાગણીવાળી હતી, એટલે તે ભાઇના ઘરને પોતાનું ઘર બનાવીને સંતોષથી રહી હતી.

ભાઇના ઉદ્‌ગાર સાંભળીને રેવાબાઇ સમજી ગયાં કે નારાયણપ્રસાદને વિનીતાના ભણતર ઉપર ઇર્ષ્યા આવી રહી છે. તેણે વિનીતાના વદન ઉપર દૃષ્ટિ કરી. તે બારી પાસે ઊભી ઊભી આંખો લૂછી રહી હતી.

"વિનુ! આજે જવાનું માંડી વાળ, આવતે શનિવારે જજે."

બીડી ફૂંકતો ફૂંકતો નારાયણપ્રસાદ ઊઠ્યો અને રસોડાનાં ઊંબરામાં જઈને બોલ્યો: "વિજયા પાસે જવું હોય તો ભલે વિનુ જાય, પણ વિનુને કે વિજયાને નટવર ઉપર જરાય લાગણી નથી, એથી મને માઠું લાગે છે, મોટી બહેન!"

"વિજયાની વાત તું ભલે કરે, પણ વિનુને માટે તેવું ન કહીશ. નટવર વિજયાને કેટલું રંજાડે છે, તોય એ બિચારી વેઠી લે છે."

"શું રંજાડે છે?"

"પરમ દિવસે વિનુનો રેશમી રુમાલ ઉઠાવી ગયો'તો; કોણ જાણે તેનું તેણે શું કર્યું."

વિનીતા બોલી: "કહેતો'તો કે તેણે એ બે આનામાં વેચી નાંખ્યો; નાની બાએ બાર આના ખર્ચીને અઠવાડિયા ઉપર જ મને અપાવ્યો'તો."

નારાયણપ્રસાદ બબડતો બબડતો ચાલવા લાગ્યો: "એ છોકરાને ધંધે ચડાવવાની જરૂર છે, પણ હરકોઈ ધંધો શીખવવા ઈચ્છીએ તો પહેલાં કાંઈ ફી કે લાંચ આપવી પડે. પૈસા વિના હું શું કરું?"

"તારી ઓફીસમાં કાંઈ કામ..." રેવાબાઈએ સૂચન કર્યું.

"અમારી ઓફીસમાં ઇન-મીન ને તીન માણસ, એમાં વળી નટવર કરે તેવું કશું કામ જ નથી."

"ત્યારે તેને ધંધે ચડાવવો હોય તો કેટલું ખર્ચ કરવું પડે?"

"પચાસ-સો રૂપિયા તો જોઈએ જ ને."

રેવાબાઈએ ધીરેથી વિનીતાને કહ્યું: "નાની બાને કાને જરા આ વાત નાંખજે, વિનુ! ભાઈ ધંધે લાગે, તો રંજાડતો મટે અને તારા પિતાજીની ચિંતા ટળે."

"સારું, કહીશ, પણ બાપાજી જવાની રજા તો આપે છે ને?"

ફોઈ-ભત્રીજીની એ ધીમી વાતો નારાયણપ્રસાદના કાનમાં પડી ચૂકી હતી. તેના અંતરમાં હવે સ્નેહ છૂટ્યો અને તે બોલ્યો: "વિનુ,

જા બેટા જા, રડીશ નહિ. આજે ઓફીસમ ... જરા ચિડાયો હતો, એટલે મારાથી બધો રોષ તારા પર ઠલ ... યો."

વિનીતાના અંતરમાં હવે આનંદ ... ર ફૂટયું. પિતાના ક્ષણ પહેલાંના રોષને અને અસૂયાને તે ... ી ગઇ. માતા-પિતાના વાત્સલ્યની પવિત્રતા અને ચિરંતન ... યાલો જ સંતાનોને એટલાં ઉદાર બનાવે છે કે તેમનો સરળ ... ભાવ વડીલોના અપરાધોને થોડી વારમાં ક્ષમા આપી દે છે

નારાયણપ્રસાદ ગયો એ ... નીતા વીલે પારલે જવાને તૈયાર થવા લાગી. વારે વારે તે ... ાળ જોતી જતી અને પેટીમાંથી કપડાં કાઢતી તથા પાછાં ... . કઇ સાડી પહેરવી, કયાં પુસ્તકો સાથે લઇ જવાં, કઇ ... ા હાથે ઘાલવી, એવી બાબતોમાં તે એક વાર નિશ્ચય કર ... . બીજી વાર બદલતી. પરન્તુ મનની એ ચંચળતાની પાછળ ... ભિલાષ હતો, નાની ફોઇને આનંદ પમાડવાનો. તે જાણતી ... કે પોતાનાં વસ્ત્રો અને દેખાવ ગરીબાઇભર્યાં જોઇને નાની ... દુઃખ થતું હતું, પરન્તુ તે ખરેખર ગરીબ જ હતી, એટલે ... શું થાય? એ ગરીબાઇમાં રહેવા છતાંય પોતાની પાસે જે ... ારાં કપડાં કે ઘરેણાં હોય તે પહેરીને નાની ફોઇની પાસે જ ... તેમને આનંદ થશે એમ તે જાણતી હતી. તેથી છેવટે તેણે ... પાસેનું હલકી કીંમતનું પણ રેશમી પટોળું પહેરવા કાઢ ... પાતળી સોનાની બંગડીઓ તેણે હાથે ઘાલી. નાની બા ... કાંડે બાંધવાનું સોનાનું ઘડીઆળ અપાવવાનાં હતાં, તે ... ળ્યા પછી હાથે પહેરવાના કે બીજાં કાંઇ અલંકારો ન હોય ... ર નહિ, એવો વિચાર બંગડીઓ પહેરતી વખતે તેના ચિત્તપસાર થઇ ગયો.

તેણે એક વાર ફરીથી ઘડીઆળ તરફ જોયું. ત્રણ વાગ્યાની ... ામાં પહોંચાય તો ઠીક એવી ઇચ્છાથી તેણે વધુ ઉતાવળ કરવા માંડી. પરન્તુ તે એક ચીજ લેતી અને બીજી ચીજ ભૂલતી. છેવટે

તે તૈયાર થઈને નીકળ અઢી વાગ્યા હતા. "મોટી બા, હું જઉં છું. કાલે આવીશ
"હા, જા બહેન, ને પેલું કહેવાનું ભૂલીશ નહિ હોં."
"હા, કહીશ."

તે નીકળી. સ્ટેશન સુધા ાં સુધીમાં તેને કાંઈ કાંઈ વિચારો આવ્યા. આજે નાની કયા વિષયની ચર્ચા કરવી, કૉલેજમાં ચાલેલા અભ્યાસમાંથી ક નવી વાતો ફોઈને કહેવી અને તેમને ચકિત કરવાં, તેમને કેવ ીડવવાં અને પછી હસી પડવું, એવા એવા તરંગો ઉછાળતી નદીની પેઠે તે સ્ટેશન તરફ વહી જતી હતી. આખા અઠવાડિયામ રાખેલી અનેક વાતો તે નાની બા પાસે કહેવાની હતી પરન્તુ માટે પચાસ–સો રૂપિયાની માંગણી કરવાની પિતા તથા મોટ સૂચના સાંભરી આવતાં તે મુંઝાવા લાગી. તેનો આનંદ ઊ લાગ્યો. તેની ચાલ ધીમી પડી ગઈ. નટવર ઉપર નાની બ હતી અને તેને જ માટે તેમની પાસેથી ભિક્ષા માંગવાનો વિ તાં વિની-તાના કાળજામાં ગભરામણ થવા લાગી.

"પણ હું હિંમત કરીને માંગીશ અને નાન ાને ના નહિ પાડે."

એવા આત્મવિશ્વાસે જ તે સ્ટેશન તરફ આગળ ી.

વિનીતાને ઘણી વાર આશ્ચર્ય થતું હતું કે પિતા ઉપર ત ો પ્રેમ હતો, તે કરતાં રેવા ફોઈ ઉપર વિશેષ પ્રેમ હતો; અ ી વિશેષ પ્રેમ તેને વિજયા ફોઈ ઉપર ઊપજતો હતો. માતાનું વહાલ તેણે જોયું નહોતું, એ કારણે તેને નાની ફોઈ ઉપર વિશેષ પ્રેમ ઊપજતો હશે અને નાની ફોઈને કાંઈ સંતાન નહોતું, એટલે તેમનોય પોતા પર અઢળક પ્રેમ હશે એમ તે માનવા યત્ન કરતી. પિતાનો સ્વભાવ કરડો હતો અને આવક ઓછી હતી, ત્યારે વિજયા ફોઇ માયાળુ સ્વભાવનાં હતાં અને વિનીતાના બધા કોડ પૂરા કરતાં, તેથી તેને

પિતા ઉપર ઓછો પ્રેમ હતો અને નાની ફોઇ પર સૌથી વિશેષ પ્રેમ હતો, એમ પણ કોઇ કોઇ વાર વિનીતા માનતી હતી. પરન્તુ ઊંડું મનોમંથન કરતાં તેને લાગતું હતું કે તેને પિતા પર તિરસ્કાર નહોતો અને વિજયા ફોઇ ઉપર તેનો સ્વાર્થી પ્રેમ નહોતો. પિતાની ગરીબાઇનું દુઃખ તેના અંતરમાં સાલતું હતું. ઘણી વાર તેને પિતા પર દયા આવતી અને નટવર નઠોર છોકરો હોવા છતાં તે જ પોતાનો એકનો એક ભાઇ હતો એવો લોહીનો સંબંધ યાદ આવતાં તેને માટે વિનીતાને લાગણી થઇ આવતી. એ બધું હોવા છતાં વિજયા ફોઇ પાસે રહેતાં તેની અંતરકલિકા પ્રફુલ્લ બનતી હતી અને પોતાને ઘેર રહેતાં તેને તેવો ઉલ્લાસાનુભવ થતો નહોતો, એ તો નિશ્ચિત જ હતું. એનું કારણ ખૂબ ખૂબ વિચાર કરવા છતાં વિનીતાને સમજાતું નહિ. ક્યારે શનિવાર આવે અને પોતે વિજયા ફોઇને ત્યાં જાય એવું તેના મનને થયા કરતું અને શનિવાર બહુ મોડો આવે છે એવો તેના ઉત્સુક તથા અધીરા મનને અનુભવ થતો. બનતાંસુધી એ અધીરાઇ પ્રકટ ન થવા દેવાને તે સાવધાન રહેતી છતાં ખાસ કરીને રેવા ફોઇના સમજવામાં એ અધીરાઇ આવ્યા વિના રહેતી નહિ. વિનીતાને એ અધીરાઇ સંયમમાં રાખવા મથતી જોઇને કેટલીક વાર રેવા ફોઇ હસી પડીને જુવાન ભત્રીજીની હાંસી સુદ્ધાં કરતાં.

વિનીતા સ્ટેશન તરફ જતી હતી. એટલામાં નટવર તેને સામો મળ્યો. તેણે પૂછ્યું: "ક્યાં જાય છે બહેન?"

"વીલે પારલે, નાની બાને ત્યાં."

"ક્યારે પાછી આવીશ?"

"કાલે."

"મને ચારેક આના આપને, આજ ખાસ જરૂર પડી છે."

"મારી પાસે છૂટા પૈસા નથી; આમ રસ્તામાં પૈસા માંગતાં તને વિચાર પણ નથી થતો?" વિનીતાને એ ભટકેલ ભાઇ પર રોષ આવ્યો.

"મને બહુ જરૂર પડ્યા વિના હું માંગું જ નહિ."

"હું જાણું છું કે તારે પૈસાની ક્યારે જરૂર હોય છે, પણ મારી પાસે છૂટા પૈસા છે જ નહિ ને."

"છૂટા નથી તો રૂપિયો હશે, પાંચેકની નોટ હશે."

"રૂપિયો છે, પણ ટીકીટના પૈસા જોઇએ."

એટલામાં સ્ટેશન આવ્યું. નટવર સાથે સાથે સ્ટેશન સુધી આવ્યો હતો એટલે તે પૈસા લીધા વિના જવાનો નથી એમ વિનીતા બાઇની નિત્યની ટેવ ઉપરથી કળી ગઇ હતી. તેણે ગજવામાંથી રૂપિયો કાઢીને તેના હાથમાં આપી કહ્યું: "જા, વીલે પારલેની ટીકીટ લઇ આવ, અને બાકીના પૈસામાંથી બે આના તું લેજે—ચાર આના નહિ હોં."

નટવર ટીકીટ લઇ આવ્યો અને વિનીતાના હાથમાં મૂકીને ચાલતો થઇ ગયો.

"અરે નટવર, નટવર! બાકીના પૈસા તો લાવ!" વિનીતા બૂમ પાડી રહી.

પણ નટવર સાંભળે જ શાનો?

રોષે ભરાયલી વિનીતા તેને ગુસ્સાથી જોઇ રહેતી છેવટે ચુપ-ચૂપ ગાડીમાં બેઠી.



## ૨

## બૈરાંનું બોળિયું

નટવર ચાર આનાને બદલે તેર આના ઉઠાવી ગયો અને તેણે કશો જવાબ પણ આપ્યો નહિ, તેથી વિનીતા તેના પર ચિડાઇ હતી. જોકે આવી રીતે તે અનેક વાર વર્ત્યો હતો, તોપણ અત્યારે તેને વધારે લાગી આવ્યું હતું, કારણકે તેની પાસે એ એક રૂપિયો

હતો, અને વીશે પારસેથી વળતી વખતે ફોઇ પાસેથી ભાડાના પૈસા પણ માંગવા પડે એવી સ્થિતિમાં તે મુકાઇ હતી. નટવર પૈસા ઉઠાવીને જતો રહ્યો એમ પણ ફોઇને કહી શકાય નહિ, કારણકે નટવરને ધંધે લગાડવાના હેતુથી ફોઇ પાસે સો–પચાસ રૂપિયાની મદદનું વેણુ નાંખવાનું આજે વિનીતાને માથે આવ્યું હતું. તે મનમાં અકળાવા લાગી અને એમ વિચારવા લાગી કે નટવર ઉપરની બહેન તરીકેની તેની રહીસહી લાગણી પણ તેના આવા વર્તનથી ઘસાઇ–ભુંસાઇ જવા પામશે.

નટવર વિનીતાથી મોટો હતો, પણ પૈસા પેદા કરતો નહિ કે પેદા કરવાની ચિંતા રાખતો નહિ. આખો દિવસ ભટકવું અને ગજવામાં પૈસા હોય તેટલા ચાહ અને બીડીઓ પાછળ ઉડાવવા તે સિવાય તેને બીજો કશો ધંધો નહોતો; પણ જો કોઇ ઓળખીતું માણસ તેને પૂછે કે "તું હમણાં શું કરે છે" તો તે "બિઝનેસ કેનવાસ કરું છું" એવો જવાબ આપીને પોતાની રખડપટ્ટીનો બચાવ કરતો. કોઇ બીજો સવાલ પૂછે કે "શાનું બિઝનેસ?" તો તેનો હાજર જવાબ એ હતો કે–"એક્સપોર્ટ ઇમ્પોર્ટનું કામ કરું છું અને ઓર્ડરો મેળવવા માટે વેપારીઓમાં ફરું છું." ઘરમાં કોઇની સાથે મિઠાશથી વાત કરવાની પણ તેમનામાં આવડત નહોતી. ફોઇ અને બહેન પોતાની સેવા માટે જન્મેલાં ચાકરો જેવાં છે એવા જ ખયાલથી તે હમેશાં વર્તતો અને પોતાની બેકારી કે ભટકેલપણાથી તે જરાએ લજાતો હોય એમ જણાતું નહિ. અને આ બધી તેની ઉચ્છૃંખલતા નારાયણપ્રસાદ ગુપચૂપ સહ્યે જતો અને પુત્રને કાંઇ ઠપકો પણ આપતો નહિ. નારાયણપ્રસાદનો કરડો સ્વભાવ પુત્રી પૂરતો હતો, પુત્ર માટે નહિ! પુત્રપ્રેમની ઘેલછાવાળાં એવાં અનેક માબાપો આજે હિંદુ સંસારમાં જોવામાં આવે છે કે જેઓ પુત્રનાં અનેક પ્રકારનાં તોફાનોને મૂગે મોઢે વેઠી લે છે અને પુત્રી પ્રત્યે હમેશાં ઉગ્રતા દાખવતાં હોય છે. આવાં વડીલોમાંનો એક નારાયણપ્રસાદ હતો.

વિનીતાને નટવર ઉપર વધારે ગુસ્સો આવતો તેનું કારણ તેના પિતાની આવી પક્ષપાતબુદ્ધિ હતી. પોતાને ફોઇને ત્યાં જવા દેવામાં આનાકાની કરનાર પિતા પુત્રને ગમે ત્યાં ભટકવા દે અને તેની રંજાડ જાણ્યા છતાં તેમનું લોહી જરાય ઊકળે નહિ, એમાં વિનીતાને પુત્ર પ્રતિ પિતાની પક્ષપાતબુદ્ધિનો ભાસ થતો. તેની વિચારસરણી પિતા કે ભાઇ પાસેથી અટકતી નહિ, પણ તેને સમાજને પચી ગએલી આવી પક્ષપાતબુદ્ધિ ઉપર ગુસ્સો આવતો. સ્ત્રીજાતિ પ્રતિની અવગણના તેમાં તેને પ્રતીત થતી, તે ક્ષણે તેનું સ્વમાન તેના અંતરને ડંખ દઇને ઉશ્કેરતું પણ ખરું.

કેટલીક વાર વિનીતાને વિચાર થતો કે નટવર પોતાનો સગો ભાઇ હોવા છતાં પોતાના અને નટવરના સ્વભાવમાં આટલું બધું અંતર કેમ હશે? એક જ માતાના ઉદરમાં સમાન સંસ્કાર પામીને જન્મેલાં એ બાળકોમાં સ્વભાવની આટલી બધી ભિન્નતા હોઈ શકે ખરી? શું જન્મના સંસ્કાર જેવું કશું નહિ જ હોય?

તેણે કૉલેજના પ્રોફેસરને પણ તે સંબંધી કેટલીક વાર પૂછ્યું હતું, પણ પોતાની અને પોતાના ભાઇની સરખામણીનું ઉદાહરણ ન આપવાની કાળજી રાખીને પૃચ્છા કરી હતી. એક પ્રોફેસરે તેને એમ સમજાવ્યું કે મનુષ્યમાં પાંચ સાત પેઢીના સંસ્કાર ઊતરે છે એટલે માબાપના સીધા સંસ્કાર ન પણ ઊતર્યા હોય. બીજાએ તેને એમ સમજાવ્યું કે માતાપિતામાં જે સંસ્કાર સુપ્ત રહ્યા હોય, તે ઘણી વાર પુત્ર–પુત્રીમાં જાગ્રત થાય છે અને બીજા સંસ્કારો પ્રબળ બનેલા માલુમ પડે છે. ત્રીજાએ એમ કહ્યું કે કોઇમાં માતાના અને કોઇમાં પિતાના સંસ્કાર ઊતરે છે અને માતા–પિતા સમાન પ્રકૃતિ–અંશોવાળાં નથી હોતાં તો સંતાનોમાંની જુદી જુદી વ્યક્તિઓમાં પ્રકૃતિ અને સંસ્કારની વિષમતા પ્રકટ રીતે દેખાઇ આવે છે.

માતાનો તો વિનીતાને કશો અનુભવ નહોતો મળ્યો, પણ રેવા ફોઇના કહેવા ઉપરથી તે જાણતી હતી કે નિર્મળા બહુ સુશીલ

સ્વભાવની બાઇ હતી. પિતાનો જે અનુભવ વિનીતાને થતો હતો તે ઉપરથી તેને એમ લાગતું કે માતા જેટલા તે સુશીલ નથી. તે માત્ર એટલું અનુમાન કરતી કે પોતામાં માતાનો અને ભાઇમાં પિતાનો સ્વભાવ ઊતર્યો હશે. અને તેથી બેઉમાં આવી સંસ્કાર-વિષમતા હશે.

પરંતુ વળી તેને નટવર સાંભરતો એટલે તે ગૂંચવણમાં પડતી. પિતાજી કાંઇ નટવર જેવા તુચ્છ સ્વભાવના નહોતા; અને શું માતાની સુશીલતાનો એક અંશ પણ નટવરને વારસામાં નહિ મળ્યો હોય ?

આવા વિચારોનો અંત આવતાં તે પોતાના મનને પ્રશ્ન પૂછતીઃ " એ ગમે તેમ હોય, પણ નટવરના આવા દુર્વર્તન માટે પિતાજી તેને કેમ શિક્ષા કરતા નથી કે તેના પર અંકુશ રાખતા નથી ? શું તે પુત્ર છે એટલા જ માટે ? "

પિતાજીની મનસ્વિતા અને કેટલીક ખોટી ટેવો તેને યાદ આવી. બીડીઓ પીવાનો ચસ્કો અને 'બ્રીજ' રમવા પાછળ કોઇ વાર પૈસા ઉડાડવાની ટેવ તે જાણતી હતી. તેમના આળસુપણા માટે તો તેમને છ બાર મહિને નોકરી બદલવી પડતી હતી. તે પુરુષ હતા એટલે સર્વોપરિ હતા, તેમને કોઇ કહી શકતું નહિ; રેવા ફોઇ મોટાં હતાં છતાં તે ભાઇને કશું પૂછી શકતાં નહિ, એ તેના ધ્યાનમાં આવ્યું અને તેણે ઊંડો નિઃશ્વાસ નાંખ્યો. પોતાની માતા ખરેખરી સુશીલ નારી હશે તેવી તેની ખાતરી થતી હતી; એ બિચારી જુવાન વયે પોતાને જન્મ આપીને ચાલી ગઇ અને તે સંસારના સંકટમાંથી છૂટી એમ વિનીતાને લાગ્યું.

' સંકટમાંથી છૂટી ' એમ શામાટે ? તે સ્ત્રી હતી, પરતંત્ર હતી, જાતે વૈતરું કરીને ઘરનાં સૌ કોઇની સેવા કરવા સિવાય બીજું કશું તેના ભાગ્યમાં લખાયેલું નહોતું, અને સમાજને સ્ત્રી પાસેથી તે સિવાય બીજું કશું જોઇતું નહોતું. બોદો તેને જ સ્ત્રીનો નૈસર્ગિક

ગુણ માનતા; સેવા કરી જાણનારી સ્ત્રીને જ શીલવતી સૌભાગ્યવતી સમજતા.

સ્ત્રીને થોડું પણ સ્વાતંત્ર્ય જોઇએ એ સમાજને માન્ય નહોતું. મનુએ સમાજને એ જ પઢાવ્યા કર્યું હતું. સ્ત્રીમાં જરાએ સ્વતંત્રતાની વૃત્તિ દેખાય કે તુરત તેને કચડી નાંખવી એ પુરુષનો 'ધર્મ' હતો. અને સ્ત્રી ધનોપાર્જન કરે, તો તે સ્વતંત્રતા તરફ પ્રેરાય એ તો પુરુષોથી સહન થાય જ કેમ? વિનીતા સમજતી હતી કે પુરુષોએ સ્ત્રીને એ જ રીતે નિષ્ક્રિય અને પરતંત્ર પૂતળી બનાવીને ઘરની ચાર દિવાલોની વચ્ચે ગોંધી રાખી હતી. બિચારી પોતાની માતા એવી જ એક સ્ત્રી હતી ને? ખરેખર, એ મરણ પામી તેથી જ આવા અધમ સ્ત્રીત્વમાંથી તે છૂટી શકી. બીજી કોઇ રીતે તે છૂટી શકત નહિ.

અને વધુ ને વધુ વિચારતાં વિનીતાને લાગ્યું કે આવું સ્ત્રીત્વ જ્યાંસુધી સ્ત્રી આર્થિક સ્વાતંત્ર્ય નહિ મેળવી શકે ત્યાંસુધી ચાલુ જ રહેશે; જ્યાંસુધી પેટ ભરવા માટે સ્ત્રીને પિતા, પતિ કે પુત્રના મ્હોં સામે જોઇને બેસી રહેવાનું છે ત્યાંસુધી એવા અધમ સ્ત્રીત્વમાંથી તેનો ઉદ્ધાર થવાનો નથી; બૈરાના ખોળિયા તરીકે તે સદૈવ હીણાતું જ રહેશે.

સ્ત્રીની દુઃસ્થિતિનો જ્યારે જ્યારે વિનીતાને વિચાર થતો હતો, ત્યારે ત્યારે છેવટે તેને એમ જ લાગતું કે આર્થિક સ્વતંત્રતા વિના જ સ્ત્રીની દુર્દશા થઈ રહી છે; માટે તેણે વિદ્યા પ્રાપ્ત કરવી જોઇએ, ઉદ્યોગ શીખવો જોઇએ અને વિદ્યા તથા ઉદ્યોગનો ધનની સાથે વિનિમય કરી સ્વાવલંબી થવું જોઇએ. અત્યારે તેની પરાવલંબિતાને લીધે જ તે બૈરાંનું ખોળિયું હીણાઈ રહ્યું છે.

ટ્રેનમાં બેઠા પછી વિનીતાને એ જ વિચારો આવ્યા કરતા હતા. એટલામાં બીજું સ્ટેશન આવ્યું. જરીની કિનારીવાળો લાલ ફેંટો બાંધેલા એક રાવસાહેબ ડબામાં દાખલ થયા, તે તરફ વિનીતાનું ધ્યાન ગયું. રાવસાહેબની પાછળ તેમનાં પત્ની આવતાં હતાં. પત્નીને

માથે વજનદાર ટ્રંક હતી, બગલમાં બાળક હતું, બીજું બાળક આંગળી પકડીને ચાલતું હતું અને ત્રીજું માતાને મોખરે ચાલી આવતું હતું. નાનું બાળક વર્ષેકનું અને મોટામાં મોટું પાંચ વર્ષનું હતું. બાઇએ સંભાળથી બેઉ બાળકને ટ્રેનમાં બેસાડયાં, પછી બગલમાંના બાળકને ધીરેથી બેઠક પર બેસાડયું અને છેવટે માથા પરની પેટી ઊતારી ટ્રેનમાં મૂકી. બાઇ પોતે ઉપર ચડી–ન ચડી એટલામાં તો ટ્રેન ઊપડી. આ બધો વખત રાવ સાહેબ એક સારી જગ્યાએ બેસીને બીડી પી રહ્યા હતા.

એટલામાં નાનું બાળક રડવા લાગ્યું એટલે તે બાઇએ તેને ખોળામાં લઇ ધવડાવવા માંડયું. બીજાં બે બાળકો માંહોમાંહે લડી પડયાં. મોટાએ નાનાને મુક્કી મારી તેથી તે રડવા લાગ્યું અને ટ્રેનનો ડબ્બો ગાજી ઊઠયો. સૌની સાથે રાવ સાહેબનું ધ્યાન તે તરફ ગયું અને તેણે બૂમ મારીઃ " અરે, આ ઘોંડયાને રડતો રાખ, પછી ધવડાવ."

આ જોહાકી વિનીતાથી ન વેઠાઇ. તેણે કહ્યુંઃ " તે બિચારાં બાળકને ધવડાવે છે, તો તમે તેને જરા રડતો રાખો તો ?"

" ઉંહ, એ તો તેની બા તેને સમજાવી લેશે; મારા કરતાં તેને સારું આવડે." એમ કહી રાવ સાહેબ ગજવામાંથી " નવા કાળ" નામનું છાપું કાઢી વાંચવા લાગ્યા !

પણ બાઇ કેટલી ધૈર્યશીલ હતી ! સ્વામીને એકકે શબ્દ ન કહેતાં તેણે બાળકને છાનું રાખી વહાલથી પોતાની પાસે બેસાડયું. વિનીતા તેનું ધૈર્ય જોઇ રહી. એ પ્રકારની નરી ગુલામી, અવગણના અને વૈતરામાં પણ ધૈર્ય રાખી રહેતી નારીનું માનસ સમાજે કેવું ઘડયું હશે, અને એ જ સમાજે પુરુષને કેટલો સ્વાર્થી, નિર્દય અને ભોક્તૃત્વના અભિમાનવાળો બનાવ્યો હશે, તેનાં બે જ્વલંત ઉદાહરણો પોતાની સામે જ તે જોઇ રહી. તેનું હૃદય ડસડસી રહ્યું.

“હા, બૈરાંનું ખોળિયું આટલું અધમ અવસ્થાને પામ્યું છે, કારણકે તેને પેટ છે, પણ પેટ ભરવાની શક્તિ નથી; તેનું પેટ ભરવાનું સાધન માત્ર પતિ છે અને તેથી જ તે પતિની નિર્દયતાને વેઠે છે, તેના ભોક્તૃત્વને સંતોષે છે, અને પોતે એ પરિસ્થિતિથી ટેવાઇ ગઇ છે એટલે બધું ચલાવી લે છે. કદાચ તેને તે પતિવ્રત કે સંતોષના સદ્ગુણોને નામે પણ ઓળખતી હશે !”

સ્ત્રીજનતાની આવી સ્થિતિ ઉપર વિનીતાનું અંતર આક્રંદ કરી રહ્યું. તેને જ્યાં ને ત્યાં સ્ત્રીઓની હીણાતી અવસ્થાના જ બનાવો બનતા દેખાઇ રહ્યા હતા, અને તેથી તેણે એ અવસ્થાનું જે નિદાન કર્યું હતું તે નિદાન સાચેસાચું હોવાની તેને ખાતરી થતી હતી; પરંતુ આ વિચારસરણી તેણે હજી કોઇની પાસે પ્રકટ કરી નહોતી. રેવા ફોઇને આવી વાતો કહેવાની તેનામાં હિંમત નહોતી; કદાચ તે કહે, તો તેવા વિચારોને પાપિષ્ઠ કહીને તે તેને ધુત્કારી કાઢે. વિજયા ફોઇ પાસે તે દિલ ખોલીને બોલી શકે ખરી, પરંતુ અત્યારસુધી તે બોલી નહોતી. તેને લાગતું હતું કે “નાને મ્હોંએ મોટી વાત” કહીને વિજયા ફોઇ હસી કાઢશે.

આવા વિચારો કરતી કરતી તે વીસે પારસેના સ્ટેશને ઊતરી ત્યારે વિજયા ફોઇની પાસે જઇ પહોંચવાની ઉત્સુકતાએ તેના એ વિચારોને બાજુએ હડસેલી દીધા.



૩

## ફોઇ અને ભત્રીજી

વિજયાનું એક નાનું પણ બે મજલાનું મકાન વીલે પારલેમાં હતું. મકાનને ફરતો નાનો સરખો બગીચો હતો અને કેટલીક છૂટી જગ્યા હતી. ભોંયતળિયાના ખંડો ભાડે આપેલા હતા અને મેડા

પરના બધા ખંડો વિજયા પોતે વાપરતી હતી. વિનીતાએ સાંભળ્યું હતું કે વીલે પારલેમાં આ સિવાય બીજાંય બે મોટાં મકાનો વિજયાનાં હતાં, પરંતુ અત્યારે તે તેનાં પોતાનાં રહ્યાં નહોતાં. કયા કારણથી વિજયા તે મકાનો ખોઇ બેઠી હતી તેની વિનીતાને કશી ખબર નહોતી, તેમ જ તે જાણવાની તેને ઇચ્છા પણ થતી નહોતી. ફોઇને એવું કાંઇ પૂછવાથી તેમને કદાચ દુઃખ થાય એવો ભય સ્વાભાવિક રીતે વિનીતાને રહેતો. જ્યારથી વિનીતા સમજણી થઇ ત્યારથી તે જોતી આવતી હતી કે વિજયા આ જ મકાનમાં એક રસોઇયણ અને માળણને ચાકરીમાં રાખી પોતાનું જીવન ગાળતી હતી. રસોઇયણ ઘર સંભાળતી અને રસોઇ કરતી, ત્યારે માળણ બગીચો સંભાળતી અને ઘરનું આંટાફેરાનું કામ કરતી. બેઉ બાઇઓ લાંબા વખતથી વિજયાની ચાકરીમાં સંતોષથી રહેલી હતી એ વિનીતા જાણતી હતી.

ચંદ્રા માળણ પ્રૌઢ વયની હતી અને વિનીતા ઉપર વિજયાનું અપાર હેત હોઇને ચંદ્રા પણ તેની ઉપર વહાલ ધરાવતી થઇ હતી. વિનીતાના માયાળુ સ્વભાવના વશીકરણે ચંદ્રાના દિલનો ચાહ જીત્યો હતો એમ કહીએ તો ચાલે.

વિનીતાએ ફોઇના બગીચાના ઝાંપામાં પેસતાં પહેલાં જોયું કે તેની બાજુના જ કોઈ બીજાના મકાન પાસે લોકો એકઠા થયા હતા અને પોલીસનાં માણસો પણ આવ્યાં હતાં. એ જોઇને વિનીતાની જિજ્ઞાસા ઉશ્કેરાઈ, પણ ફોઈના ઘર તરફ આવતાં કોઈ ઓળખીતું મળ્યું નહિ એટલે તેણે કોઇને કશું પૂછ્યું નહિ. બગીચાના ઝાંપામાં પેસતાં જ ચંદ્રા હાથમાં એક મોટું ગુલાબનું ફૂલ લઇને હસતી હસતી વિનીતાની સામે આવી અને બોલી : "લે બહેન! આ ફૂલ તારે અંબોડે શોભી નીકળશે."

વિનીતાએ ચંદ્રાના હાથમાંથી ફૂલ સત્કારી અંબોડે ખોસતાં પૂછ્યું : "ચંદ્રા, આ પાસેના બંગલામાં પોલીસ કેમ આવી છે?"

" અરે, ત્યાં તો ગઈ રાત્રે મોટી ચોરી થઇ છે! કહે છે કે ચોર લોકો બે હજાર રૂપિયાનાં ઘરેણાં ચોરી ગયા!"

" એ કેવી રીતે બન્યું? ચોરો ઘરમાં ક્યારે ભરાઇ ગએલા?"

" અરે, ભરાઇ શાના રહે? તેઓ તો બગીચામાં પડતી બારીના સળિયા તોડીને અંદર પેઠેલા."

" એમ? અને તેના અવાજથી કોઈ જાગ્યું નહિ?"

" ચોરો કાંઇ ધડાકા કરીને સળિયા તોડતા નથી. તેમણે બારીના બારસાખનું લાકડું અવાજ કર્યાં વિના જ કોચી નાંખીને સળિયાના છેડા છૂટા કરી મરડી નાંખ્યા અને એ રીતે અંદર પેસવાનો માર્ગ કરેલો!"

" ઓ બાપ!" વિનીતાના મનમાં ભયસંચાર થયો.

" હજી સાંભળ તો ખરી. ચોરો અંદર પેઠા હતા તે ખંડમાં ઘરનાં બાઈ, દીકરીઓ અને બધાં ઊંઘતાં હતાં. ચોરોએ કોઇને જાગવા દીધા વિના બધાંએ પહેરેલાં ઘરેણાં તેમના શરીર પરથી ઉતારી લીધાં!"

" હાય, હાય! કેવા એ ચોર અને કેવાં એ ઊંઘનારાં! પણ તેઓ ઘરેણાં પહેરીને સૂતાં હતાં?"

" હા! રાત્રે કોઈના લગ્નમાં ગએલાં, તે મોડી રાત્રે ઘેર આવીને દાગીના કાઢ્યા વિના સૂતેલાં; ચોરોએ તેનો ખયાલ રાખ્યો હશે."

ચંદાએ કહેલી આ ચોરીની વિગત સાંભળી વિનીતા જાણે ભયચકિત થઇ ગઇ. ઘરની અંદર નિરાંતે ઊંઘતાં પણ માણસોને ભય અને ચિંતા રાખવી પડે છે એમ તેણે જોયું. એ ભયંકર ચોરીના જ વિચારમાં ડૂબકાં ખાતી વિનીતા ફોઈની પાસે જઈ પહોંચી.

વિજયા નિયમ મુજબ આજે વિનીતાની રાહ જોઈને જ બેઠી હતી. સાંજે રસોઈમાં શું તૈયાર કરવું તે માટે રસોઈયણે તેને પૂછ્યું હતું, ત્યારે " વિનીતા આવે ત્યારપછી તે જે કહે તે કરીશું"

એવો જવાબ તેણે આપી રાખ્યો હતો. વિનીતા આવી અને તેણે કહ્યું ત્યારે જ રસોઈનો આરંભ થયો.

રાત્રે જમીને ફોઈ–ભત્રીજી વાતે વળગ્યાં. વાતમાં વાત નીકળતાં સ્ત્રીવર્ગની સ્થિતિનું પ્રકરણ નીકળ્યું. વિનીતાએ પોતાના પડોશમાં રહેતાં કુટુંબોમાંની અનેક સ્ત્રીઓની સ્થિતિ ફોઇને કહી સંભળાવી અને અભિપ્રાય આપ્યો કે–પુરુષો કેવળ પુરુષો હોઈને જ સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવાનો અધિકાર ભોગવે છે. ગાડીમાં તેણે પેલા રાવસાહેબનું આચરણ જોયેલું તે પણ ફોઈને કહી સંભળાવ્યું અને છેવટે નટવર ધંધા વિનાનો હોઈ વાપરવાના પૈસા માટે પોતાને તથા પિતાને ત્રાસ આપે છે એમ કહી તેને ધંધે ચડાવવા માટે સોએક રૂપિયાની ફોઈ પાસે માંગણી કરી; પરન્તુ એ માંગણીના શબ્દો ઉચ્ચારતી વખતે તે એટલી ઓશિયાળી બની ગઈ કે જેવી એક ગરીબ ભિખારણ !

" તું કહે છે તો હું નટવર માટે સો રૂપિયા આપીશ, વિનીતા ! પણ એ છોકરામાં મને કાંઈ દૈવત દેખાતું નથી."

" હુંય જાણું છું, ફોઈબા ! પણ તે સો રૂપિયાના ખર્ચે પણ કાંઈ ધંધે ચડે અને રખડે નહિ તો ઠીક, એવી આશાથી જ મેં અણુમાનતે મને તમારી પાસે શુકન નાંખ્યો છે. શું કરું ? હું બીજા કોને કહું ? "

" કાંઈ ફીકર નહિ. મારી પાસે માંગવા માટે તારે ઓછું લગાડવાનું ન હોય. અને એવા તોફાની ભાઈ પર પણ તું આવી લાગણી રાખે છે, તેથી તો મને સારું લાગે છે."

" મારી લાગણી તો ભાઈ પર હોય જ, પણ સાચું કહું ફોઈબા ? મારામાં અને ભાઈમાં એટલો બધો તફાવત છે કે ઈશ્વરની આવી રચના જોઈ મને કોઇ વાર નવાઈ લાગે છે."

વિજયાએ મૂગા મૂગા એ શબ્દો સાંભળ્યા અને વાતનો પ્રવાહ બદલ્યોઃ " પણ હવે તારા અભ્યાસની વાત કર."

"અભ્યાસ સારો ચાલે છે. સમાજશાસ્ત્રનાં પુસ્તકોમાં મને ખૂબ રસ પડે છે અને જ્યાં જ્યાં નજર કરું છું ત્યાં ત્યાં એ શાસ્ત્રનાં સત્યોનો સાક્ષાત્કાર કરતી હોઉં એવો અનુભવ થયા કરે છે."

"ત્યારે તો તું પુસ્તકોના જ્ઞાનને મગજમાં ભરી રાખીને બેસી રહેતી નથી, પણ વહેવારુ જગતમાં તેના ઉપયોગના માર્ગો પણ શોધતી હોય એમ લાગે છે. એ તો બહુ સારું."

ફોઈના ઉત્તેજનથી ઉત્સાહમાં આવીને વિનીતા બોલી : "એમ ન કરીએ તો પછી એકલા પુસ્તકિયા જ્ઞાનનું સાર્થક્ય શું? સાંભળો, છેલ્લા થોડા દિવસથી વાચન, અનુભવ અને અવલોકનથી મારો એક સિદ્ધાંત બંધાઈ ગયો છે કે સ્ત્રીઓ પોતે જ્યારે આપકમાઉ થશે, ત્યારે જ સંસારમાં તથા સમાજમાં તેમનો પોતાનો ઉદ્ધાર થએલો જોઈ શકશે."

વિજયા ગંભીર દૃષ્ટિથી ભત્રીજીના વદન સામે તાકી રહી અને પછી બોલી : "હું એમ નથી માનતી, વિનીતા!"

"ફોઈબા, તમે કેમ નથી માનતાં?"

"તે કોઈ વાર તને સમજાવીશ, અગર તો તું અનુભવવૃદ્ધ થઈશ, ત્યારે તે તને સમજાશે."

આવી બાબતોની ચર્ચામાં ઊતરીને પોતાના મંતવ્યનું પ્રતિપાદન વિજયા ફોઈ કેમ કરતાં નથી અને કેવળ ટૂંકા જવાબથી પતાવે છે તે વિનીતાને સમજાતું નહોતું. પહેલાં ઘણી વાર તે એમ કરતાં અને આજે પણ તેમણે ટૂંકા જવાબથી જ પતાવ્યું. આવે વખતે વિનીતાને ફોઈ એક ચમત્કારિક વ્યક્તિ જેવાં લાગતાં.

પરન્તુ આજે તો વિનીતાના મનમાં ઊગી આવ્યું કે ફોઈની ચમત્કારિકતાનો ભેદ પોતે કાંઈક સમજી છે. વિજયા ફોઈ ધનવાન હોવા છતાં ત્યાગી વૃત્તિથી રહેતાં હતાં. તેમનામાં પ્રેમાળ વૃત્તિ હોવા છતાં તે લોકોથી બહુ હળતાં મળતાં નહિ અને જાણે એકાંત જ સેવતાં. તેમનામાં વિદ્યા હતી, બુદ્ધિ હતી, છતાં વિદ્વાન અને બુદ્ધિ-

આન પુરુષો ઉપર જાણે તેમને શ્રદ્ધા જ ન હોય એમ ઘણી વાર જણાઇ આવતું. એટલું જ નહિ પણ કોઇ પણ પુરુષનો વિશેષ પરિચય ન થવા દેવાની ખાસ ખબરદારી ફોઇ રાખે છે, એવો પણ સંશય વિનીતાને વારંવાર આવતો હતો. આવો સંશય આવતો ત્યારે વિનીતા મનમાં વિચારતી કે વિજયા ફોઈ આમ કેમ વર્તે છે? શું તેમણે સતત આત્મસંયમ જેવી તપશ્ચર્યા આદરી છે? તેમને પૂર્વ વયમાં જગતનો–વિશેષે કરીને પુરુષજાતિનો કાંઇ કડવો અનુભવ થયો હશે શું?

વિનીતાના મનમાં ઘણી વાર આવતું કે આ વાતનો ખુલાસો વિજયા ફોઇ નથી કરતાં તો રેવા ફોઇને પૂછીને મેળવી લેવો. પરંતુ તુરત જ તેને એમ થતું કે પોતાને કહેવા જેવું કાંઇ નહિ હોય, તેથી જ રેવા ફોઇએ વિજયા ફોઇના પૂર્વ ચરિત્રની વાતો પોતાને કહી નહિ હોય; માટે તે બાબત રેવા ફોઇને કશું ન પૂછવું એ જ વધારે ઠીક.

આથી વિજયા ફોઈના પૂર્વ ચરિત્રમાં કાંઇ ગૂઢ દુઃખદાયક પ્રસંગ રહેલો છે એવી વિનીતાની સમજ સતત વધવા લાગી હતી. આજે પણ જ્યારે સ્ત્રીઓએ આપકમાઉ થવું જોઇએ એ વાતના સંબંધમાં વિજયાએ જવાબ આપ્યો કે "હું એમ નથી માનતી, વિનીતા!" ત્યારે વિનીતાને ફોઇ એક ચમત્કારિક વ્યક્તિ જેવાં લાગ્યાં અને તેમના અંતરનું કાંઇ છૂપું દુઃખ તેમના વદન ઉપર તરી આવ્યું હોય એમ વિનીતાએ જોયું. ફોઇના એ છૂપા દુઃખે જ તેમના જીવનને વિલક્ષણ બનાવ્યું હોવું જોઇએ, એ કરતાં વધુ રહસ્ય વિનીતા સમજી નહોતી. પોતાની તર્કશક્તિથી અને મનુષ્ય-સ્વભાવના અભ્યાસ તથા અવલોકનથી વિનીતા એ કરતાં વધારે સમજી શકે એ શક્ય પણ નહોતું.

સામેની દિવાલ પર વિજયાનો એક જૂનો ફોટો લટકાવેલો હતો. તે ફોટોમાં પચીસ વર્ષની વયની સૌભાગ્યાલંકૃત વિજયા ફોઇ

અને અત્યારે પોતાની સામે બેઠેલી વિધવા વિજયા ફોઇ એ બેઉની વચ્ચે કેટલો બધો તફાવત છે, એમ વિનીતાના મનમાં આવ્યું. તે ફોટોમાંની ફોઇની શરીરની સુદૃઢતા ક્યાં ગઇ હતી? કપાળમાંનો કંકુનો ચાંદલો કયાં ગયો હતો? કાળા કેશકલાપમાં સફેદ છાંટ કેમ ઊભરાઇ આવી હતી? અને જગત પ્રતિ ઉત્સાહ તથા ઉત્સુકતાથી દૃષ્ટિ કરનારી ફોટોમાંની વિજયા ફોઇની આંખો આજે અત્યંત બદલાઇને ગંભીર તથા ઉદાસ કેમ બની ગઇ હતી? આ ચિત્રમાં અને તે ચિત્રમાં કેવું રહસ્ય ભર્યું હશે?

મનમાં એવા સંકલ્પો કરતી વિનીતાએ તે ફોટો તરફ અને ફોઇના વદન તરફ લોમવિલોમ દૃષ્ટિ કરી બેઉની માનસિક તુલના કરવા માંડી.

અને તેના મનનું આશ્ચર્ય વૃદ્ધિંગત થાય એવો એક પ્રસંગ તે જ રાત્રે બન્યો.



## ૪

## વત્સલતાનું સંવેદન

રાત્રે ચંદા માળણે એક ખંડમાં વિનીતાનું અને બીજા ખંડમાં વિજયાનું બિછાનું કર્યું અને જ્યાં વિનીતા પોતાના એકાંત ખંડમાં સૂવા માટે દાખલ થઇ, ત્યાં તેને ગઇ રાત્રે પડોશમાં થએલી ચોરીની વાત યાદ આવી અને તેના મનમાં ભીતિનો સંચાર થયો. પોતે એકલી એક ખંડમાં સૂઈ જાય, પાસે કોઇ ન હોય, કોઇ ચોર બારી તોડીને અંદર દાખલ થાય, વિજળીની બત્તીની સ્વીચ તોડી નાંખી હોય, તો એવા અંધારામાં પોતાની શી વલે થાય, એવી કલ્પનાપરંપરાએ તેની ભીતિમાં વધારો કર્યો.

તુરત જ તે ફોઇ પાસે આવીને બોલી: "ફોઇબા! હું અહીં તમારી પાસે જ સૂઇ રહું તો?"

"કેમ વારુ ?"

"મને બીક લાગે છે : મુંબઇ કરતાં અહીં ચોરનો ત્રાસ વધારે હોય છે."

વિજયાને હસવું આવ્યું. તે બોલી : "પડોશમાં થએલી ચોરીની વાત તેં સાંભળી લાગે છે !"

"હા, મને ચંદાએ કહી'તી. કહે છે કે ચોરો બારીના સળિયા તોડીને જરાએ અવાજ વિના અંદર દાખલ થયા હતા અને ઊંઘતાં માણસોનાં શરીર પરનાં ઘરેણાં કાઢી લીધા છતાં કોઇ જાગ્યું નહોતું."

"લાવ, તારી બંગડીઓ અને બીજું કાંઇ હોય તે તીજોરીમાં મૂકી દઇએ, એટલે ચોરને કશું ચોરવાનું જ ન રહે."

"ના ફોઇબા, એમ નહિ; માયા ને કાયા બેઉનો ભય હોય, ત્યાં......"

વિજયા અધવચમાં બોલી : "સમજી, ચાલ, ત્યારે હું જ તારા ખંડમાં આવીને સૂઇ રહું."

"તો તો બહુ સારું; પણ ચંદાને બોલાવો અને તમારો પલંગ ત્યાં ખસેડવાનું કહો."

"કશી જરૂર નથી."

"ત્યારે તમે કયાં સૂઇ રહેશો ?"

"નીચે પથારી કરી લઇશું; એકાદ દિવસ માટે શી ચિંતા ?"

"ના, હું પથારીમાં સૂઇશ, તમે પલંગમાં સૂજો."

વાતો કરતાં ફોઇ–ભત્રીજી વિનીતાના બિછાનાવાળા ખંડમાં આવ્યાં. આવતાં જ વિનીતાને એક વિચાર આવ્યો અને તે બોલી : "ફોઇબા ! પલંગ તો ખૂબ પહોળો છે, આપણે બેઉ બેમાં ન સૂઇ રહી શકીએ ?"

વિજયાને હસવું આવ્યું. તે બોલી : "તને એમ ઊંઘ નહિ આવે."

"કેમ નહિ આવે ? તમારી ગોદમાં ઊંઘી જવાનું મને કેટલું બધું મન છે તે હું કેવી રીતે બતાવું ?"

" હં, હં, નાની બાળકી ખરી ને, એટલે ફોઇની ગોદમાં સૂવાનું મન થતું હશે."

" હા ફોઇ, તમારી પાસે તો હું જાણે મને એક બાળકી સમજું છું હોં. મારી ઉંમર, ભણતર, બધુંય વિસરી જઉં છું."

ફોઇ–ભત્રીજી એક પલંગમાં વાતો કરતાં સૂતાં, પરન્તુ વિનીતાની આંખો ઘેરાવા લાગી ત્યારે વાતો અટકી. ફોઇની ગોદની હૂંફમાં ક્યારે ઊંઘ આવી તેની વિનીતાને ખબર રહી નહિ.

પરન્તુ મધ્યરાત્રિને સુમારે તે એકદમ જાગી ગઇ.

તેને લાગ્યું કે વિજયા ફોઇ પોતાને ગાઢ બાથ ભરીને સૂઇ રહી છે અને પોતાના બરડા ઉપર મમતાથી હાથ ફેરવી રહી છે! પણ આ શું? વિનીતાને એમ લાગ્યું કે વિજયા ફોઇ ડુસકાં ભરી રહી છે અને તે છાનું છાનું રડે છે! ડુસકાંનો અસ્પષ્ટ અવાજ તેને કાને આવી રહ્યો હતો.

વિનીતાએ ફોઇની ગોદમાં એમ ને એમ લપાઇ રહ્યા છતાં જરાએ હીલચાલ કર્યા વિના આંખો ઉઘાડીને જોયું.

પલંગની બાજુએ આવેલી બારીના સળિયા વાટે ચંદ્રનો પ્રકાશ અંદર આવી રહ્યો હતો. એટલામાં પવનથી એક વૃક્ષની ડાંખળી હલી. ચંદ્રના પ્રકાશની વચ્ચે ડાંખળીની છાયા આમ–તેમ ગતિ કરતી દેખાઇ. એવા પ્રકાશમાં વિનીતા ફોઇનું વદન જોઇ શકી નહિ, પરન્તુ તે એટલું જોઇ શકી કે ફોઇએ એક નાના ઓસીકાની ઉપર પોતાનું મ્હોં ઊંધું રાખ્યું હતું–જાણે મ્હોં ઓસીકા વડે ઢાંકયું હતું.

વિનીતાના મનમાં આવ્યું કે ફોઇને પૂછું કે "ફોઇબા, કેમ રડો છો?"

એ શબ્દો તેના ઓઠ સુધી આવ્યા, પણ એટલામાં તેને એમ લાગ્યું કે પોતે જાગી ગઇ છે એ ફોઇને જાણવા દેવું એ ઠીક નથી. ફોઇને કાંઇ વિલક્ષણ દુઃખ થતું હોવું જોઇએ અને કોઇ માનસિક ગુપ્ત દુઃખ હોવું જોઇએ એટલું તે સમજી શકી. મનુષ્યની દૃષ્ટિથી

અગોચર રીતે દુઃખ સંવેદનારનું દુઃખ પવિત્ર જ હોય તો તેના દુઃખ-સંવેદનની વચ્ચે તેને કાંઇ પૂછવું કે તે દુઃખનું કારણ જાણવા યત્ન કરવો એ તેનું અપમાન કરવા બરાબર છે એમ લાગવાથી વિનીતા પડી રહી; એટલું જ નહિ પણ વિજયાએ આંખો લૂછીને મ્હોં ઊંચું કર્યું ત્યારે કદાચ પોતાની ખુલ્લી આંખો ફોઈ જોઇ જશે એવી શંકાથી વિનીતાએ પુનઃ આંખો મીંચી દીધી.

વિજયાના અંતરમાં કોઈ અસહ્ય અસંતોષનો ખળભળાટ મચી રહ્યો હોવો જોઇએ, કારણકે તેણે વિનીતાને પહેલાં કરતાંય વધારે ગાઢ બાથ ભીડીને વિનીતાના જાણવામાં ન આવે એવી રીતે તેના કપાળ ઉપર ચુંબન સુદ્ધા કર્યું !

અત્યંત આશ્ચર્ય અને અત્યંત અહ્‌લાદનાં વિલક્ષણ સંમિશ્રણનું વિનીતાને સંવેદન થયું. તેને ક્ષણભર લાગ્યું કે આ એક સ્વપ્ન જ હશે. એ સ્વપ્ન નથી પણ સત્ય છે એ જાણવાને તેને એવું મન થયું કે પોતાના હાથ વડે ફોઈના આંસુથી ભીના થએલા ઓસીકાને સ્પર્શ કરી જોવો, પરંતુ તેણે એ વિચાર દાબી રાખ્યો. પોતે જાગી છે એ ફોઇને જાણવા ન દેવું એવો તેણે દૃઢ સંકલ્પ કર્યો હતો. એટલે પોતે ગાઢ ઊંઘમાં પડી છે એવો ઢોંગ ચાલુ રાખવાને એમ ને એમ પડી રહેવાનું જ તેણે પસંદ કર્યું.

ફોઈની મનોભાવનાની જે છાપ અત્યારે વિનીતાના મન ઉપર પડી હતી, તેથી તેની તર્કશક્તિએ એક ડગલું આગળ ભર્યું કે વિજયા ફોઈના મનમાં કોઈ ગુપ્ત દુઃખ છે, એટલું જ નહિ પણ પોતાના વાત્સલ્યનું પાત્ર થવાને માટે પોતાને કશું સંતાન નથી તે માટેનો અસહ્ય અસંતોષ પણ તેના મનને દુઃખ કરી રહ્યો હોવો જોઇએ. ખરેખર, વિજયા ફોઈ નિઃસંતાન વિધવા હતી અને વિધવાની નિઃસંતાનતા તેને કેટલી દુઃખદાયક હોય છે તે વિનીતાએ પુસ્તકમાં જોકે વાંચ્યું હતું, પણ આજે તેણે એ દુઃખનો મૂર્તિમંત આવિષ્કાર જોયો હતો.

વિજયા ફોઈનું ગુપ્ત દુઃખ વૈધવ્ય સિવાય બીજું કોઈ હશે કે નહિ તે વિષે વિનીતા કશું નિશ્ચિત કરી શકતી નહોતી.

વિનીતાની આ આશ્ચર્યલહરિમાં વિલક્ષણ સુખાનુભવની ભરતી પણ હતી. પોતાના જન્મ વખતે માતાનું મરણ થયું હતું એટલે માતાની ગોદનું સુખ તેણે અનુભવ્યું નહોતું. રેવા ફોઇએ તેને તે સુખાનુભવ કરાવ્યો હશે, પણ નાનપણનું એ સુખસંવેદન તેને સાંભરતું નહોતું. અત્યારે તેને જે સુખાનુભવ થયો હતો એ તો કોઈ અપૂર્વ પ્રકારનો જ હતો એમ વિનીતાને લાગ્યું. ફોઈએ તેને ગાઢ બાથમાં ભીડી હતી, તેથી તે બરાબર શ્વાસ પણ લઈ શકતી નહિ. છતાં એ ગૂંગળામણમાં પણ કેવું સુખસંવેદન હતું તે તે એકલી જ જાણતી હતી. માતાની ગોદમાં બાળકને થતા સુખાનુભવ વિષે જો કોલેજમાં નિબંધ લખાવવામાં આવે, તો હવે પોતે સૌથી વધારે માર્ક મેળવી શકે એવી તેની ખાતરી હતી!

આ અવર્ણનીય સુખાનુભવમાં વિનીતાને ફરી ક્યારે ઊંઘ આવી તેની તેને ખબર રહી નહિ.

સવારમાં વિનીતા ઊઠી, ત્યારે તે એકલી જ પલંગમાં સૂતી હતી.

તે ફોઈના ખંડમાં ગઈ. વિજયા ફોઇ તે વખતે બિછાનામાંથી ઊઠતાં જ હતાં. વિનીતાએ પૂછ્યું: "તમે ક્યારે અહીં આવીને સૂઈ ગયાં?"

વિજયાએ હસીને કહ્યું: "મને લાગ્યું કે હવે તને બરાબર ઊંઘ આવી ગઇ છે એટલે હું ઊઠીને અહીં આવી સૂઈ રહી."

વિનીતા સંશયમાં પડી: મધ્યરાત્રિએ વિજયા ફોઈ પોતાને બાથ ભીડીને રડતી હતી અને ઓસીકું ભીંજવતી હતી તે શું સ્વપ્ન હશે?

વિનીતાએ પોતાના પલંગ પરનું ઓસીકું તપાસ્યું. તેની ઉપર ડાઘ હતા, પણ તે સુકાઈ ગએલા હતા. ગઇ રાતના જ અને વળી ફોઈનાં આંસુના જ એ ડાઘ હતા કે નહિ તેનો નિશ્ચય તે કરી શકી નહિ.



# ૫

## સ્રીનું આપકમાઉપણું

તે દિવસે છેલ્લે પહોરે વિનીતા મુંબઇ જવાને તૈયાર થઇ, એટલે વિજયાએ તેના હાથમાં સો રૂપિયાની નોટ મૂકી અને કહ્યું: "આ નોટ તારા પિતાજીને આપજે અને કહેજે કે નટવરને ધંધે લગાડવા માટે જ એનો ઉપયોગ કરે."

વિનીતાએ સંકોચાતાં નોટ લીધી. પાંચ-પાંચ કે દસ-દસની નોટ હોત તો ઠીક હતું એમ તેને થયું, કારણકે તેની પાસે ભાડાના છૂટા પૈસા નહોતા. છેવટે તેને અત્યંત ઓશિયાળે મ્હોંએ એક છૂટો રૂપિયો માંગવો પડ્યો અને ફોઇએ તેને આપ્યો તથા પૂછ્યું: "કહે, હવે કયારે ફરીથી આવીશ?"

"શનિવારે આવીશ; પણ મોટી બાને બરાબર ઠીક રહેતું નથી, એટલે જો તેમને તાવ નહિ આવે તો જરૂર શનિવારે આવીશ."

"મોટી બહેનને તાવ આવે છે? ત્યારે ડાકટર ચંદ્રપ્રસાદ પાસેથી દવા કેમ લાવતાં નથી?"

"પહેલાં લાવતાં'તાં, પણ દવા ઉપર મોટી બાને અણગમો છે. તમે ચંદ્રપ્રસાદનું નામ લીધું ત્યારે તમને એક વાત પૂછવાનું મને સાંભરી આવ્યું, પૂછું?"

"પૂછને."

"કોલેજનો અભ્યાસ બરાબર ચાલુ રાખીને કોઈ સારી નોકરી મળે તો હું લઉં?"

ફોઇએ ભત્રીજીની સામે જોઇને સ્મિત કર્યું. વિજયાના વદન ઉપર અનિચ્છાની રેખાઓ અંકિત થઈ. તેણે પૂછ્યું: "નોકરી વિના તને કાંઈ ચાલે તેમ નથી? બોલ, તારે કેટલા પૈસા જોઇએ છે? તને ઘડિયાળ જોઇએ છે તે મેં મંગાવ્યાં છે હોં! આવતે

શનિવારે તું આવીશ ત્યારે એ ચાર ઘડિયાળમાંથી તને મનપસંદ ઘડિયાળ હું તને અપાવીશ. બોલ, પછી કાંઈ છે ?"

"ના, નાની બા ! હું ઘડિયાળ માટે કે પૈસા માટે કહેતી નથી. તમે મને જોઈએ તે આપો છો અને આપશો એવી મારી ખાતરી છે. પણ નોકરી કરવામાં મારો વિચાર જુદો છે. મારે પિતાજીને અને ભાઈને બતાવી આપવું છે કે પુરુષો જ પૈસા કમાઈ શકે છે એમ નથી હોતું. હું મારી કમાણીના પૈસા ઘરમાં લાવું, એટલે તે બેઉનો ગર્વ ઓછો થશે અને મોટી બાને સારું લાગશે, તેટલા માટે મને આપકમાઉપણું બહુ ગમે છે."

વિજયાએ તે સાંભળ્યું અને માથું હલાવ્યું. તેની એ ચેષ્ટાનો અર્થ સ્પષ્ટ જ હતો કે વિનીતા નોકરી કરે એ વાત તેને પસંદ નહોતી.

વિનીતા બોલી : "હું બે પૈસા કમાઉં એ તમને ગમતું જણાતું નથી, ખરું ને ?"

વિજયા બોલી : "તારી ગણતરી પ્રમાણે તું નોકરી કરવા ઇચ્છે છે તે બરાબર છે; પણ તારી ગણતરીમાં મને ભૂલ લાગે છે, બહેન ! સ્ત્રી આપકમાઉ બને કે તુરત તે વધારે સુખી બની જાય છે એમ તને લાગતું હશે, પણ મને લાગતું નથી."

"પણ તમને એમ શા કારણથી લાગતું નથી, તે તમે કેમ કહેતાં નથી ? તમે આવી વાતોની પૂરી સ્પષ્ટતા કોઈ વાર કરતાં જ નથી, તેથી મને બહુ અચંબો થાય છે."

"ત્યારે સાંભળ મારો મત. સ્ત્રી કમાતી નથી, તેથી જ તે ગુલામગીરીમાં સબડે છે એ માન્યતા ભૂલભરેલી છે. સંસારમાં સ્ત્રીની ગુલામગીરીનાં મૂળ ઊંડાં છે. જો તે મૂળને કાઢી નાંખવાં હોય તો આજે રૂઢ બની ગએલી નીતિ–અનીતિની માન્યતા અને શિષ્ટસંમત રીતરીવાજો બદલી નાંખવા જોઈએ. તેમ કરવાની હિંમત દાખવનારી સ્ત્રીઓ આપણા સમાજમાં નીકળશે, ત્યારે જ સ્ત્રીઓનો ખરો

ઉદ્ધાર થશે; તેમ નહિ થાય ત્યાંસુધી સ્ત્રીઓને બધી રીતે ગુલામીમાં જ તરફડતાં રહેવું પડશે, પોતાની સાત્વિક ઇચ્છાને પણ લોકનિંદાના ભયથી મારવી પડશે, સ્ત્રી–પુરુષના વ્યવહારમાં જે સ્વાભાવિક વિશુદ્ધ આનંદ રહેલો છે તેની ઇચ્છા થયા છતાં તેવી ઇચ્છાને દબાવીને કે ઊલટું અનિચ્છા બતાવીને વર્તવું પડશે; એવો જ ક્રમ ચાલુ રહ્યા કરશે."

આમ કહેતાં વિજયાની વદનચર્યામાં ગાંભીર્ય, ખેદ અને ઉદ્વેગ મૂર્તિમંત થવા લાગ્યાં. પોતાનું કથન પૂરું કરતાં તેણે એક અસ્પષ્ટ નિઃશ્વાસ નાંખ્યો, જાણે પોતાની પીસ્તાળીસ વર્ષની વયના અનેક અનુભવોનો ચિતાર જ તેણે કોઇ વાર નહિ અને આજે વિનીતાની સમીપે કહી સંભળાવ્યો હોય.

વિજયાના કથનનો સંપૂર્ણ અર્થ વિનીતાના સમજવામાં આવ્યો નહિ, પણ એ અર્થ કરતાં તેનું વધારે લક્ષ તો એ બાબત તરફ હતું કે પોતાની નોકરીની ગોઠવણ ફોઇને ગમતી નથી. આથી તેણે વધારે સ્પષ્ટતા માટે ફોઈને પૂછ્યું: "પણ નાની બા ! તમે જે ક્રાન્તિ નીપજાવવાનું કહો છો, તે માટે સૌથી પહેલાં સ્ત્રીએ આર્થિક સ્વાતંત્ર્ય મેળવવું ન જોઇએ ?"

"મારું કથન હજી તને બરાબર સમજાયું નથી. આર્થિક દૃષ્ટિએ સ્ત્રી સ્વતંત્ર હોવી જોઇએ, એ વાતની હું ના કહેતી નથી; પણ આર્થિક સ્વાતંત્ર્ય મળતાંની સાથે જ ગુલામગીરીનો અંત આવશે એવી તારી ગણતરી ખોટી છે. ધારો કે એક સ્ત્રી ધનવાન છે, એટલે તારી ગણતરી પ્રમાણે તે સ્વતંત્ર છે. પણ તે ધનવાન અને આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર હોવાથી જ શું પુરુષની પેઠે વર્તી શકશે ? સગાં–સ્નેહી, પડોશીઓ વગેરેનો ભય તે છોડી શકશે ? જે પુરુષ તેને ગમશે, તેની સાથે તે સ્નેહસંબંધ બાંધી શકશે ? અને એ સ્નેહ તે ખુલ્લા મનથી સમાજમાં પ્રકટ કરી શકશે ? પુરુષની સાથે સ્નેહ-સંબંધ બાંધતાં એક ચોક્કસ મર્યાદાની પેલી મેર ભય રહેલો છે એવો વિચાર તે છોડી દઇ શકશે ?"

વિજયા વધુ બોલી નહિ. હવે વધારે બોલવાની જરૂર નથી, નહિ તો બાળ ભત્રીજી પાસે વિવેક નહિ જળવાય, એમ તેને લાગ્યું. વિનીતાની તો ઇચ્છા હતી કે આ બાબત પર ફોઇ હજી વધારે વિવેચન કરે, પણ ફોઇને તે માટે તે આગ્રહ કરી શકી નહિ. આથી વિનીતા પણ થોડી વાર ચૂપ રહી.

એટલામાં વિજયાએ તેને અચાનક પૂછ્યું: “ કેવી નોકરી તું કરવાની છે ? ચંદ્રપ્રસાદે તારે માટે નોકરી શોધી રાખી હશે, ખરું ને ? ”

વિનીતાએ માથું ધુણાવી હા સૂચવી. ફોઇએ એકદમ ચંદ્રપ્રસાદનું નામ લીધું તેથી તેને આશ્ચર્ય થયું.

વિજયાએ સ્મિત કરીને કહ્યું: “ હું એમ જ ધારતી’તી. ”

ફોઇના એ ઉદ્‌ગારથી વિનીતા વધારે ચકિત થઈ. “ હું એમ જ ધારતી’તી ” એટલે ? પોતાનો અને ચંદ્રપ્રસાદનો વધતો જતો સ્નેહ શું ફોઇના જાણવામાં આવી ગયો હશે ? અને ફોઇ જાણતાં હોય, તો એ સ્નેહ તેમને અઘટિત લાગતો હશે ? આ શંકા વિનીતાને દુ:ખદાયક લાગી. તેણે પૂછ્યું : “ એમ કેમ બોલ્યાં, નાની બા ? ચંદ્રપ્રસાદની તમે ઘણી વાર પ્રશંસા કરો છો; તમારે માટે તે બહુ માન ધરાવે છે; પછી તે મને કોઇ નોકરી શોધી આપે તો તેમાં તમને અઘટિત શું લાગે છે ? તમારા મનમાં જે કાંઈ હોય, તે સ્પષ્ટ કહો ને, નાની બા ! તમને ન ગમતું હોય તો નોકરીનો વિચાર છોડી દેવા હું આ ક્ષણે તૈયાર છું. ”

“ તેમ નથી. હું તો કહું છું કે નોકરી મળતી હોય, તો તારે ખુશીથી લઇ લેવી. તેનોય તને અનુભવ થશે અને તારો મત સાચો છે કે મારો મત સાચો છે તેનું તું તોલન કરી શકીશ. તું તો એક પ્રયોગ જ કરવા ઇચ્છે છે ને ? ”

“ પણ ચંદ્રપ્રસાદ સંબંધે તમારો ખરાબ અભિપ્રાય તો નથી ને ? ”

"ના રે, જરાએ નહિ."

"ખરું કહો છો ?"

"હા, હા."

"તો પછી 'હું એમ જ ધારતી'તી' એવું તમે કેમ બોલ્યાં ?"

વિનીતાના પ્રશ્નનો ઉત્તર સીધી રીતે આપવાને બદલે વિજયાએ તેની તરફ ભેદક દૃષ્ટિ કરીને પૂછ્યું : "વિનીતા, તું સ્ત્રી ન હોત, તો ચંદ્રપ્રસાદની તારા પર આટલી લાગણી હોત ખરી ? તારી પ્રત્યે તેનું મન સદા આટલું આકર્ષાયલું રહેત ખરું ? તેણે તને નોકરીમાં કે બીજા કોઈ કામમાં મદદ કરી હોત ખરી ?"

વિનીતા ચમકી ગઈ.

"એમ ચમક નહિ. ચંદ્રપ્રસાદનો હું વાંક કાઢવા ઇચ્છતી નથી. મારું કહેવું તો એમ છે કે તું સ્ત્રી છે, તે પુરુષ છે, એ કારણ પણ તમારી સ્નેહવૃદ્ધિમાં મદદગાર બન્યું હોવું જોઇએ, તેની ના કહી શકાય તેમ નથી. છતાં ચમત્કારની વાત તો એ છે કે તમારો સ્નેહ જે કારણથી વૃદ્ધિ પામ્યો છે, તે જ કારણથી તે સ્નેહ ચોક્કસ મર્યાદાથી આગળ વધી શકવાનો નથી ! કુદરતે અને લોકનીતિએ સ્ત્રીના વિકાસને કુંઠિત કરીને તેનું સ્વાતંત્ર્ય હરી લીધું છે એમ જે મને લાગે છે, તે આ જ કારણથી."

ફોઈનું આ કથન પણ વિનીતાથી બરાબર સમજાયું નહિ. છતાં તેને તે વિચારણીય તો લાગ્યું જ.

તે ફોઇથી છૂટી પડીને સ્ટેશન પર આવી અને ગાડીમાં બેઠી, ત્યારે તેને ફોઈના ઉદ્‌ગારો વિષે અને ડાકટર ચંદ્રપ્રસાદ વિષે વિચાર કરવાની એકાંત અને સ્વસ્થતા મળી.

વચમાં સ્ટેશને ગાડી થોભી, પણ વિનીતાના ધ્યાનમાં તે નહોતું. બારી પાસે આવીને એક ગૃહસ્થે તેનું ધ્યાન ખેંચ્યું ત્યારે જ તેણે દૃષ્ટિપાત કર્યો : "અહો, ડાક્તર ! તમે છો ?"

"મુંબઇ જાઓ છો કે?"

"હા, તમે પણ આવો છો ને?"

"જગ્યા આપો તો આવું." ચંદ્રપ્રસાદે સ્મિત કરતાં કહ્યું.

"આવો, આવો, આટલી બધી જગ્યા છે ને!"

ચંદ્રપ્રસાદ ડબામાં આવ્યો અને વિનીતાની બાજુમાં જ બેસતાં તે બોલ્યો: "સારું થયું કે તમે મળી ગયાં. તમને એક ખુશ ખબર આપવાની છે."

"શી વળી?"

"સર કંચનલાલ મહેતાના કુટુંબમાં એક શિક્ષિકાની જરૂર છે. તમારી વાત મેં તેમને કહી હતી, અને તેમણે હા કહી છે. કાલે સાંજે તમારે મારી સાથે તેમની મુલાકાતે આવવાનું છે. બધું લગભગ નક્કી થઈ ગયું છે, માત્ર પહેલી ઓળખાણ માટે જ અમસ્થા જવાનું છે."

વિનીતા કાંઈ જ ન બોલતાં સહજ હસી. તેણે માથા પરથી ખસી ગએલી સાડી જરા સમી કરી.

ચંદ્રપ્રસાદ બોલ્યો: "નોકરી મળે એટલે મિઠાઈ ખવડાવવી પડશે, હોં!"

ચંદ્રપ્રસાદે જોયું કે વિનીતાને આનંદ થતો હતો.

હા, તેને આનંદ થતો હતો ખરો, પણ તે નર્યો આનંદ નહોતો. તેમાં થોડી અસ્વસ્થતા પણ હતી અને એ અસ્વસ્થતા લાવનારા ફેઈના શબ્દો તેને સાંભરી રહ્યા હતા. છેવટે તે મનમાં બોલી: "કશી ફીકર નહિ; મારે આ પ્રયોગ પણ કરી જોવો છે."



## ૬

## ડાક્ટર ચંદ્રપ્રસાદ

બીજે દિવસે સાંજે વિનીતા ડાક્ટર ચંદ્રપ્રસાદને મળવા તેના દવાખાને જવાને નીકળી. ટ્રામમાંથી ઊતરતાં દવાખાનું બહુ દૂર નહોતું, પરંતુ રસ્તો મીલમજુરો અને રાહદારીઓથી એટલો ભરચક રહેતો કે દવાખાના સુધી પહોંચતાં પણ વિનીતાને ખૂબ તકલીફ પડી. લોકો ફૂટપાથ ઉપર પડીકામાંથી કે પડિયામાંથી કોઈ મિઠાઈ તો કોઈ પકોડી ખાતા, કોઈ ચાહ પીતા તો કોઈ ટોળટપ્પા હાંકતા ઊભેલા અને બેઠેલા; હોટેલોના છોકરાઓની આવજા, પ્યાલા ખખડાવીને ઓર્ડરો મેળવવાની તેમની ચપળ નજર,- અને વળી ગીર્દી, એ બધાંમાંથી પસાર થઈને ડાક્ટરને દવાખાને પહોંચવું એ વિનીતાને માટે મૂંઝવણભરેલું હતું. જે નાની ગલ્લીમાં તે દવાખાનું હતું તે ગલ્લી પણ એટલી સાંકડી હતી કે તેમાં મોટર સાથે દાખલ થનારાઓને પણ મુંઝાવું પડતું અને મોટર ડ્રાઇવરની કુશળતાની ખરેખરી પરીક્ષા થતી.

ગલ્લીમાં દાખલ થતાં વિનીતા વિચારવા લાગી: "ડાક્ટરે આવા હલકા લત્તામાં કેમ દવાખાનું રાખ્યું હશે? સારા માણસોમાંય તેમની પ્રેક્ટીસ સારી ચાલે છે, તો પછી દવાખાનું આવા ગંદા લત્તામાં રાખવાનું તેમને કેમ પસંદ પડ્યું હશે?"

ચંદ્રપ્રસાદ અને વિનીતાનો જ્યારે પહેલો પરિચય થયો, ત્યારે પણ વિનીતાએ તેને આ જ મતલબનો પ્રકટ પ્રશ્ન કર્યો હતો. ત્યારે ડાક્ટરે હસીને કહ્યું હતું: "કેમ વારુ? અહીં આવતાં તમને કંટાળો આવે છે? એટલે ફરીથી તમે નહિ આવો, એવી નોટીસ આપવાનો વિચાર છે કે શું?"

વિનીતા એ પ્રશ્નથી શરમાઈને બોલી હતી: "ના, ના, હું ક્યાં એમ હું કહું છું? હું તો સહજ પૂછું છું."

ડાક્ટરે જવાબ આપેલો: "વાત એમ છે કે જો મોટા મોટા માણસોના આશ્રયથી શ્રીમંત થવાનો મને લોભ હોત તો મેં કોઈ મોટા લત્તામાં અને સુંદર મકાનમાં મારું દવાખાનું રાખ્યું હોત, પણ મને એવો લોભ નથી. ખરું કહું? મને ય નવાઈ લાગે છે કે મોટા મોટા શ્રીમંતો આવા ગંદા લત્તામાં મારે દવાખાને કેમ આવ્યા કરે છે! તેમને માટે સુંદર મકાનોવાળાં બીજાં ઘણાં ય દવાખાનાં મુંબઈમાં કયાં નથી?"

"એ તો હોશિયાર ડાક્ટર પાસે લોકોને આવવું જ પડે ને! પછી ભલે તે ગમે તેવી જગ્યાએ રહેતો હોય!"

"હંઅ!" ડાક્ટરે હસીને કહ્યું: "ત્યારે તમે ય સમજો છો ખરાં કે પ્રશંસાનાં ફૂલથી કોઈને કેવી રીતે છાપરે ચડાવાય છે!"

"તમે જે કહો તે ખરું, પણ આખું મુંબઈ તમારી પ્રશંસા કરે છે—હું એકલી જ નથી કરતી."

"ઠીક ભાઈ, ચાલો કબૂલ કે હું એક મોટો હોશિયાર ડાક્ટર છું; પણ મારી હોશિયારી એકલા શ્રીમંતો માટે નથી એટલું ખરું. તે ગરીબો માટે પણ છે. તેમનાં દુઃખ–દર્દનું નિવારણ કરવાનો મને શોખ છે, તેમાં મને અસાધારણ આનંદ મળે છે, એટલે મેં એક ગરીબ લત્તામાં જ મારું દવાખાનું રાખ્યું છે."

આટલા ખુલાસા છતાં વિનીતાને મન ડાક્ટરની આવી પસંદગી કૌતુકરૂપ લાગતી. થોડા પરિચય પછી વિનીતાએ જોયું કે ડાક્ટર ચંદ્રપ્રસાદ ગરીબોને દવાઓ આપીને જ પૈસા ગજવામાં નાંખવા કરતાં વધારે કામ તો બીજું જ કરતો હતો; તે એ કે ગરીબોને તે આરોગ્યના નિયમો અને દર્દો મટાડવા માટે ખોરાક કે વ્યાયામની રીતો સમજાવવા માટે વધારે ધ્યાન આપતો હતો, અને હરકોઈ રીતે ગજવામાં વધુ પૈસા પડે એ બાબત તરફ તેનું લક્ષ જ નહોતું. તેની આ રીત વિનીતાના મનનું આકર્ષણ કરતી હતી. ચંદ્રપ્રસાદ જેવા ઉદાર સ્વભાવનાં માણસો વિનીતાની નાની પરિચયસૃષ્ટિમાં

કોઈક જ તેના જોવામાં આવ્યાં હતાં. ચંદ્રપ્રસાદ જેવો શરીરે સુંદર હતો તેવો વિચારે પણ સુંદર હતો એવું જાણતાં વિનીતાનું મન તેના આવા થોડા પરિચયથી સંતુષ્ટ થતું જણાતું નહોતું. પરસ્પર વિચારોનો અને સુખદુઃખની વાતોનો વિનિમય કરવાની અભિલાષા વિનીતાને થવા લાગી હતી. ચંદ્રપ્રસાદ એવી વાતો સહસા કરવા તૈયાર થતો નહિ, એટલે કલ્પનાથી પણ તેના મનની વાતોનો પરિચય કરવાની વિનીતાને ઇચ્છા રહ્યા કરતી. પરન્તુ પોતે કશા કામ વિના–એટલે ડાકટર પાસે જવા માટે કાંઇ દર્દ હોવું જોઇએ તે દર્દનું બ્હાનું ન હોવા છતાં–વારંવાર ચંદ્રપ્રસાદ પાસે આવજા કરે, એ ઠીક નહિ, એ વિનીતાના ધ્યાનમાં હતું. કોઈ વાર તે રેવા ફોઈની દવા માટે જતી ખરી, પણ તે જવલ્લે જ; વારંવાર જવા માટેનું કોઈ યોગ્ય કારણ મળી આવે તો ઠીક એમ તેના મનમાં રહ્યા કરતું હતું.

આજે દવાખાને જતાં પુનઃ તેને આ ગલીચ લત્તામાં પેસતાં કંટાળો આવ્યો, પરન્તુ તે તત્ક્ષણ વિસરી જવાયો. પુનઃ પુનઃ ચંદ્રપ્રસાદને દવાખાને આવવાનું વાજબી કારણ મળી આવે એવી શકયતા આજે ઉપસ્થિત થવાની હતી; અને તેના ઉલ્લાસે તેના કંટાળાને બાજુએ હઠાવી દીધો હતો.

તે દવાખાનામાં દાખલ થઇ. અનેક વ્યાધિગ્રસ્ત દર્દીઓથી દવાખાનું ઊભરાતું હતું. ડાક્ટર દર્દીઓ તપાસવાના ઓરડામાં હતો. ઓરડાનું અપારદર્શક કાચનું બારણું બંધ હતું. ડાકટરને ખુરશીમાં જોતાં જ વિનીતાએ બારણા ઉપર ટકોરો માર્યો.

એ ટકોરો ચંદ્રપ્રસાદને સારી પેઠે પરિચિત હતો. એ ટકોરો ચંદ્રપ્રસાદના કાને એવી રીતે પચાવ્યો હતો કે વિનીતા આવી પહોંચી છે તેની તુરત તેને જાણ થતી, અને તુરત તે બોલતોઃ "આવો, અંદર આવો!" અથવા તો વિનીતા અંદર આવી ન શકે

તેવો કોઈ કેસ તે તપાસતો હોય તો તે કહેતોઃ "માફ કરો, હું જરા કામમાં છું."

આજે વિનીતાના ટકોરાનો જવાબ ચંદ્રપ્રસાદે આપ્યોઃ "હાં, પાંચેક મિનિટ થોભો; અંદર બાપાજી બેઠા છે તેમની સાથે જરા વાતો કરો, એટલામાં હું આવ્યો સમજો."

"વારુ, હું અંદર બેસું છું, પણ હું તો ટાઈમસર આવી છું હોં! મોડું થાય તેનો વાંક તમારે માથે."

ચંદ્રપ્રસાદ અંદર હસતો સંભળાયો અને તેણે હસતાં જ જવાબ આપ્યોઃ "હું જાણું છું કે સ્ત્રીઓને હાથે કદી વાંક થતો જ નથી!"

એ જવાબે વિનીતાને પણ હસાવી. તે તુરત અંદર ગઈ અને ડાકટરના વૃદ્ધ પિતા સાથે વાતોએ વળગી.

ચંદ્રપ્રસાદનો પિતા ત્રિભુવનરાય એક ખુશમિજાજી વૃદ્ધ ગૃહસ્થના નમૂનારૂપ હતો. તેને પુસ્તકો વાંચવાં બહુ ગમતાં અને વાદવિવાદ કરવાનો તો પુષ્કળ શોખ હતો. કેટલાકો એ જ કારણથી તેને વાતોડીઓ ડોસો કહેતા. છેલ્લાં વીસ વર્ષ તેણે વિધુરાવસ્થામાં ગાળ્યાં હતાં અને ચંદ્રપ્રસાદને માતાની વત્સલતાની ઊણપ જણાવા દીધી નહોતી. ચંદ્રપ્રસાદ જુવાન હતો, ધંધાસર હતો, છતાં હજી પણ જાણે તે બાળક જ હોય એવો ત્રિભુવનરાયને નિત્યની ટેવથી ખયાલ રહ્યા કરતો અને તેના આરોગ્ય માટે તેમજ તેને નવી નવી ચીજો રસોઈયા પાસે બનાવરાવીને ખવડાવવા માટે તે બહુ ઉત્સુક રહ્યા કરતો. પિતા પોતાને બાળક જ માને છે અને પોતાની બહુ કાળજી રાખ્યા કરે છે, તે જોઇને કોઇ વાર ચંદ્રપ્રસાદને કંટાળો પણ આવતો, પણ તે વખતે ત્રિભુવનરાયને પોતાની વિલક્ષણતા ઉપર હાસ્ય આવતું અને તે કહેતોઃ "હશે ભાઈ, ચાલો ભૂલી ગયા; હવે તારી ચિંતા નહિ કરીએ." પણ લોકો એ માટે જ્યારે કોઇ વાર ત્રિભુવનરાયની મશ્કરી કરતા ત્યારે તે કહેતોઃ "ભાઈ!

માતા વિનાનો છોકરો ઊછરીને મોટો થયો, કમાતો થયો અને કીર્તિશાળી થયો, તે જોઇને પિતાનું અંતઃકરણ કેવું ભરાઈ આવે છે, તેનો અનુભવ તમને ક્યાંથી હોય? ચંદ્રપ્રસાદ કોઈવાર મારા પર ચિડાય છે, અને તેના વિષેની મારી ચિંતા માટે મને બે શબ્દો કહે છે, ત્યારે તો મારી વત્સલતાને એટલો આનંદ થાય છે કે તેનો ખયાલ પણ હું તમને શબ્દોથી આપી શકું નહિ."

ચંદ્રપ્રસાદના વત્સલ પિતાના આ ગુણુથી વિનીતાને પણ તેની પ્રત્યે ખૂબ માનની લાગણી ઉત્પન્ન થઈ હતી. વૃદ્ધ વયે પણ સુદૃઢ રહેલી તેની દેહયષ્ટિ જોતાં જ હરકોઇને તેની પ્રત્યે આદર ઉત્પન્ન થતો અને અનેક પ્રકારનાં પુસ્તકો વાંચીને વિચારસરણીમાં આધુનિક પ્રવાહની સાથે વહેવા માટેની તેની ખંત પણ હરકોઈની માનવૃત્તિનું આકર્ષણ કરવાને પૂરતી હતી. વૃદ્ધાવસ્થા એટલે સ્થિતિચુસ્તતા, એ માન્યતાને ત્રિભુવનરાયે ખોટી પાડી હતી એમ કહીએ તો ચાલે. ત્રિભુવનરાયે વિનીતાના સ્વભાવની સરળતા અને બુદ્ધિની અસાધારણતા જોઇ હતી. તેને વિનીતાના એ ગુણો જોઈને આનંદ થતો અને જ્યારે તે ચંદ્રપ્રસાદને મળવા આવતી ત્યારે તેની સાથે વાતો કરતાં એ ડોસાને ખૂબ ઉત્સાહ પણ સ્ફૂરતો.

આજે વિનીતાને અંદર આવતી જોતાં જ ડોસાએ કહ્યું: "સારું થયું કે તું આવી, વિનીતા! બે દિવસથી હું તારી રાહ જોઇ રહ્યો હતો; આજ આવી ન હોત, તો મારે તારી ઉપર સમન્સ કાઢવો પડત."

વિનીતા હસી પડી અને બોલી: "કેમ વળી? મેં શો ગુન્હો કર્યો છે અને કોણે મારી સામે ફરીયાદ કરી છે?"

"અમારા ઘરની શાંતતા–સુવ્યવસ્થાનો ભંગ કરવાનો તેં અપરાધ કર્યો છે, અને તે માટે તારી પાસેથી જવાબ લીધા વિના હવે ચાલે તેમ નથી."

"પણ એવું શું થયું છે કાકાજી? મને તો અપરાધની ખબર નથી!"

"હં, હં, આજકાલનાં યુવક–યુવતી વળી કયે દિવસે પોતાનો અપરાધ કબૂલ કરે છે? અમારા જેવા ડોસાઓને એટલા માટે જ ઓર્ડીનન્સ કાઢવા પડે છે ને!"

"પણ ઓર્ડીનન્સ કાઢયા પહેલાં તેનું કારણ તો બતાવશો કે નહિ?"

"બે દિવસ પહેલાં તારી ફોઇની તબિયત જોવા માટે મારો ચંદ્રપ્રસાદ તારે ત્યાં આવ્યો હતો?"

"હા."

"કેટલી વાર તારે ત્યાં બેઠો હતો?"

"આ તો કોર્ટમાં મારી ઊલટ તપાસ ચાલતી જણાય છે!"

ડોસાએ હસતાં હસતાં કહ્યું: "ગમે તેમ સમજ; હું તો ઓર્ડીનન્સ કાઢયા પૂર્વે તારો જવાબ માંગું છું; બોલ, તે કેટલી વાર બેઠો હતો?"

"કલાકેક બેઠા હશે."

"તેણે તારે ત્યાં કાંઈ ખાધું હતું?"

"હા, પણ..."

"એ પણ–બણ નહિ ચાલે, હું પૂછું તેનો જ જવાબ આપવાનો છે."

"પણ આરોપીને પૂરો ખુલાસો કરવાની તક આપશો કે નહિ?"

"તપાસ ચાલતી વખતે આરોપી માત્ર સવાલનો જવાબ આપી શકે છે; તપાસ પૂરી થતાં તેને પોતાનું નિવેદન રજુ કરવાની છૂટ છે. કહે, તારે ત્યાં તેણે શું ખાધું હતું?"

"અમારા જેવા ગરીબને ઘેર કાંઇ મિઠાઇ થોડી જ હોય છે? વટાણાની બે–ત્રણ કચોરી તેમણે માત્ર ખાધી'તી."

"હં, હં, એ કચોરીએ જ અમારા ઘરની શાન્તતાનો ભંગ કર્યો છે ને!"

"પણ થયું છે શું?"

"તારી એ કચોરી ચંદ્રપ્રસાદને બહુ સારી લાગી, એટલે તે રસોઈયાની પાછળ પડચો કે તું એવી વટાણાની કચોરી બનાવ; તેણે બિચારાએ બેત્રણ વાર બનાવી આપી પણ એકકે વાર તારી કચોરી જેવી એની કચોરી બની નહિ, અને ત્યારથી તે રસોઇયા ઉપર ચિઢાયેલો રહે છે! આજે બિચારો રસોઈયો પાકશાસ્ત્રનું કોઈ પુસ્તક લાવીને તેમાંથી કચોરીનો અભ્યાસ કરી રહ્યો છે!"

આ સાંભળીને વિનીતા ખૂબ હસી અને બોલી: "એમ કે? હવે મારો ગુન્હો મારા લક્ષમાં આવ્યો. હવે મારે કશો ખુલાસો કરવો નથી, માત્ર તમારો ઓર્ડીનન્સ સાંભળવો છે."

"ઓર્ડીનન્સ એ છે કે આજે તારે અમારે ત્યાં આવવું અને વટાણાની કચોરી બનાવતાં રસોઇયાને શીખવવું."

"એ ઓર્ડીનન્સનો અમલ કરવામાં મને વાંધો નથી; પણ આજે તે બને તેમ નથી. અત્યારે મારે ડાકટરસાહેબની સાથે એક ગૃહસ્થને ત્યાં મળવા જવાનું છે."

"તેની મને ખબર છે." ત્રિભુવનરાયે હસીને કહ્યું: "તું મને મળવા નથી આવી–ચંદ્રપ્રસાદને તેડી જવા આવી છે તે હું જાણું છું; પણ મારા જેવા ડોસાની સાથે વાતો કરવાને આવવાની ફુરસદ તને ક્યાંથી હોય?"

આ સાંભળીને વિનીતા શરમાઇ ગઈ અને કશું ન બોલતાં આડું જોઇને તેણે એક પુસ્તકનાં પાનાં ફેરવવા માંડ્યાં.

તેનો આ અભિનય જોઇને ડોસાને ખૂબ ગમત પડી. તે કાંઇ બોલવા જતો હતો, એટલામાં ચંદ્રપ્રસાદ આવ્યો અને વિનીતાને સંબોધીને બોલ્યો: "હું હવે તૈયાર છું હોં."

"પણ મોટર આવવાની હતી ને?"

"હજી આવી નથી, પણ રસ્તામાં ઘણું કરીને સામી મળશે."

"વારુ, ત્યારે ચાલો." એમ કહેતી વિનીતા ઊઠી.

બેઉ બહાર નીકળ્યાં, તે જ ક્ષણે સર કંચનલાલની મોટર ગલ્લીમાં પેસવાનું વલણ લેતી દેખાઈ.



૭

## સર કંચનલાલનું કુટુંબ

સર કંચનલાલ મહેતા સંબંધે લોકોમાં અનેક પ્રકારની વાતો પ્રચલિત હતી; પરન્તુ એવી વાતોમાં સત્ય થોડું અને અસત્ય વધારે હોય છે એ વિનીતા જાણતી હતી એટલે તેને એવી લોકવાયકાઓ ઉપર પૂરો વિશ્વાસ નહોતો. સર કંચનલાલ ધનવાન હતા, પરન્તુ લોકો કહેતા કે તેમણે મેળવેલું બધું ધન બેરીસ્ટર તરીકે પ્રામાણિક ધંધો કરીને મેળવેલું નહોતું. તેમને 'સર'નો ઇલકાબ સરકારે આપ્યો હતો, તે ઉપરથી લોકો તેમને સરકારના માણસ તરીકે ઓળખતા, છતાં રાષ્ટ્રીય ચળવળમાંય કેટલોક ભાગ લેતા અને ભાષણો કરતા, તે ઉપરથી લોકોને વહેમ ઊપજ્યા વિના રહેતો નહિ કે તે અંદરખાનેથી સરકારને ચળવળની બાતમી પહોંચાડવાને માટે તેમાં પોતાનો હાથ રાખ્યા કરે છે. તેમના કુટુંબની નીતિ માટે પણ લોકોનો હલકો અભિપ્રાય હતો, અને તેમની પુત્રી વિનોદિની માટે તો લોકો તરેહવાર ગલીચ વાતો કરતા. તેની વર્તણુક પાછળ કશો નિયમ કે સિદ્ધાંત હોય એમ કોઇને લાગતું જ નહોતું. તેણે બી. એ. ની ડિગ્રી સંપાદન કરી હતી, પરન્તુ છોકરીઓ જેમ વધુ ભણે છે તેમ નીતિ અને પવિત્રતાથી તે વધુ ને વધુ દૂર જાય છે, એવી બંધાયેલી લોકમાન્યતાને તેના વર્તનમાં અનેક દૂષણો જ દેખાતાં. વિનોદિની પુરુષોની પેઠે સમુદ્રમાં તરવા જતી, પોતાની મોટર પોતાને હાથે હાંકતી, મેડમના જેવો લાંબો ઝભ્ભો પહેરીને ટેનીસ મેચમાં રમતી, બે બાળકોની માતા થાય તેટલી ઉંમરે તે પુરુષોની સાથે છૂટથી હરતી

–ફરતી, છતાં તે પરણી નહોતી અને લોકો કહેતા કે તેને પરણવું જ નથી–માત્ર 'ફ્રી લવ'ને નામે અનિયંત્રિત–અનીતિમય જીવન ગાળવાનો તેને ચસ્કો લાગ્યો છે! અધૂરામાં પૂરું હમણાં તો તેણે કોઈ સીનેમા કંપનીમાં નટી તરીકે કામ કરવાનું સ્વીકાર્યું હતું!

આ બધી લોકવાયકાઓ વિનીતાને સાંભરવા લાગી અને તેના મનમાં આવ્યું કે એ સંબંધે પોતાની પાસે જ મોટરમાં બેઠેલા ડાક્ટર ચંદ્રપ્રસાદને કાંઇક પૂછી જોવું કે પોતે સાંભળેલી વાતોમાં કેટલું સત્ય છે, પણ તેણે તેને કશું પૂછયું નહિ, કારણકે એક બે વાર તેણે એ સંબંધે ડાક્ટરને સામાન્ય પ્રશ્નો કર્યા હતા, ત્યારે તેણે કહ્યું હતું કે "જે વ્યક્તિનો આપણને પ્રત્યક્ષ પરિચય ન હોય, તે વ્યક્તિ સંબંધી ચાલતી લોકવાયકાની ચર્ચા કરવી જ નહિ, ખાસ કરીને ખરાબ વાતો તો ચર્ચવી જ નહિ, કારણકે જનસ્વભાવ બહુ વિલક્ષણ છે. લોકો બીજાના સંબંધમાં તેનાં જે કાર્યોનો તિરસ્કાર બોલી બતાવે છે, તે જ કાર્યો કરવાની પોતાની શક્તિ હોતી નથી, પરન્તુ મનમાં તો પોતાને તેવાં કાર્યોમાંય રસ હોય છે!"

ચન્દ્રપ્રસાદનો આ જવાબ વિનીતાના ધ્યાનમાં આવ્યો એટલે તેણે તેને અત્યારે તે વિષે કાંઇ પણ પૂછવાનું માંડી વાળ્યું. વિનીતાને એવો વિશ્વાસ પણ હતો કે સર કંચનલાલના સંબંધમાં પ્રચલિત લોકવાયકામાં જો થોડુંએ સત્ય હોત, તો ચન્દ્રપ્રસાદે પોતાને એમની નોકરી લેવાની સલાહ જ આપી ન હોત. ચંદ્રપ્રસાદના કહેવા ઉપરથી જ તે જાણતી હતી કે ચંદ્રપ્રસાદે સર કંચનલાલના કોઇ એક દર્દ ઉપર જોખમભર્યું પણ સફળ ઓપરેશન કર્યું હતું, ત્યારથી તેમની બેઉની વચ્ચે થયેલો પરિચય ઉત્તરોત્તર વધતો ગયો હતો. કંચનલાલના કુટુંબના માણસોના વર્તનમાં કાંઇ વાંધાભર્યું હોત તો ચંદ્રપ્રસાદે જ તેની સાથેનો પરિચય આટલો વધાર્યો ન હોત અને પોતાને તેમને ઘેર જવાનું સાહસ ન કર્યું હોત, એવો પણ વિનીતાને વિશ્વાસ હતો.

મોટર સર કંચનલાલના બંગલાના કંપાઉંડમાં દાખલ થઈ અને દરવાજા પાસે ઊભી રહી, ત્યારે વિનીતા પોતાની સાડી જરા સમી કરવામાં રોકાઈ અને ચંદ્રપ્રસાદ મોટરમાંથી ઊતરી પડ્યો, તે વખતે બંગલામાંથી કોઇનો સ્વર આવ્યો:

" હલો ! ડોક્ટર ! તમે આવી પહોંચ્યા કે ? ઠીક થયું; જરા દિવાનખાનામાં બેસો, હં ! હમણાં આવીએ છીએ...એકાદ મિનિટમાં જ."

પણ એ સ્વર કોનો હતો તે વિનીતા જાણી શકી નહિ. એ કોઇ પુરુષનો સ્વર હતો, એટલે સર કંચનલાલનો જ સ્વર હશે એમ તેણે અનુમાન કર્યું.

ડાક્ટર અને વિનીતા દિવાનખાનામાં આવી બેઠાં. વિનીતાએ જોયું કે કોઇ અંગ્રેજ અમલદારના દિવાનખાના જેવો ત્યાંનો ઠાઠ હતો. ખુરશી–ટેબલ–કોચ વગેરેની ગોઠવણ, પાથરેલો સુંદર ગાલીચો, દરેક મેજ પર ગોઠવેલી ફૂલદાનીઓમાંથી પ્રસરતી સુવાસ, દિવાલો પર લટકાવેલાં સુંદર ચિત્રો, બારણાં ઉપર સુંદર રેશમી પડદા અને તેથી દિવાનખાનામાં પ્રસરેલા પ્રકાશમાં આવતી રંગીન સુરખી, એ બધું વિનીતા જોતી હતી અને મનમાં તેની નોંધ કરતી હતી. ચંદ્રપ્રસાદ સાથે કાંઇ વાતચીત કરવાનું તેને મન થતું હતું પરંતુ એ દિવાનખાનાની ભવ્યતા જાણે તેને એમ જ કહી રહી હતી કે–આ આ સ્થાન ગુપચુપ બેસવા માટેનું છે.

એટલામાં સર કંચનલાલ અને તેમનાં પત્ની સુશીલાગૌરી ત્યાં આવી પહોંચ્યાં. ચંદ્રપ્રસાદે તે બેઉને વિનીતાની ઓળખાણ કરાવી. વિનીતાએ બેઉને નમસ્કાર કર્યાં, પરન્તુ સર કંચનલાલે હસતાંહસતાં આગળ આવીને પોતાનો હાથ લંબાવ્યો એટલે વિનીતાને પણ પોતાનો હાથ લંબાવવો પડ્યો.

કેવળ હળવા હાથે તેમણે પોતાનો હાથ દાબ્યો, એમ વિનીતાને લાગ્યું. પછી સુશીલાગૌરી સાથે પણ વિનીતાને હસ્તધૂનન કરવું પડ્યું.

પછી વર્તમાન પત્રો વિષે, રાષ્ટ્રીય ચળવળ વિષે, એવી કાંઇ કાંઇ વાતચીત કંચનલાલ અને ચંદ્રપ્રસાદ વચ્ચે ચાલી. છેવટે સુશીલાગૌરીએ મુખ્ય વાતચીતનો વિષય છેડ્યો. તેની નવ-દસ વર્ષની પુત્રી હતી તેને ભણાવવા માટે શિક્ષિકાની જરૂર હતી એમ તેણે કહ્યું; પણ એ વાતચીત કરતાં જાણે તેણે વિનીતાને શિક્ષિકાની નોકરીમાં રાખી લેવાનો જ વિચાર અગાઉથી કરી રાખ્યો હોય એવી રીતે તેણે વાત કરી. તેની એ કથનપદ્ધતિ પરથી વિનીતાના મનનો સંકોચ દૂર થયો. પોતાને આ કામ માટે આ મોટા કુટુંબ તરફથી પસંદગી મળશે નહિ તે બાબતની તેના મનમાં જે ચિંતા રહ્યા કરતી હતી, તે દૂર થઈ. સુશીલાગૌરી બોલતાં હતાં ત્યારે વિનીતાના મનમાં એવા વિચાર આવ્યા કરતા હતા કે "લોકો કહે છે તેવી ખરાબ ચાલની આ બાઇ શું ખરેખર હશે?...એવી હોય, તોપણ તેની બોલ-ચાલમાં એટલી સુજનતા અને મધુરતા જણાઇ રહી છે કે તેની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી..."

છેવટે સુશીલાગૌરીએ કહ્યું: "હવે તમારી શિષ્યાનો પરિચય તમને કરાવી દઉં, એટલે બસ."

સુશીલાગૌરી ઊઠયાં અને તુરત પોતાની સાથે નાની બેબીને લઈને આવ્યાં. બેબીને સમક્ષ રાખીને તે બોલ્યાં: "આ તમારી શિષ્યા...અને બેબી! આ તારાં શિક્ષિકા વિનીતા બહેન! જા તેમની પાસે."

વિનીતાએ જોયું કે બેબી એક સુંદર અને તેજસ્વી બાલિકા હતી. પહેલા જ પરિચયે એ બાલિકા પ્રત્યે તેને જાણે વત્સલ ભાવ જ ઊપજ્યો. તેણે હાથ લાંબા કરીને બેબીને પોતાની પાસે ખેંચી અને બેબી એકદમ તેને વળગી પડી.

આ દશ્ય જોઇને સર કંચનલાલ, સુશીલાગૌરી અને ચંદ્રપ્રસાદ એકદમ હસી પડયાં.

સુશીલાગૌરી બોલ્યાં: "હવે અમારા ઘરમાંના એક જ માણસનો પરિચય તમને કરાવવાનો બાકી રહે છે—અમારી વિનોદિનીનો. પણ આજે તે ઘરમાં નથી. 'આઉટ–ડોર' દેખાવો માટે આજે તે ફીલ્મ કંપનીના માણસો સાથે જુહુ તરફ ગઇ છે. તે જો અત્યારે અહીં હોત..."

એટલામાં બંગલાના કંપાઉન્ડમાં મોટરનું હોર્ન તીવ્ર સ્વરે ગાજ્યું, તે સાંભળતાં જ સુશીલાગૌરી બોલ્યાં: "કાંતો વિનોદિની જ આવી પહોંચી, નહિ વારુ?"

સર કંચનલાલ બોલ્યા: "હા, એ જ; મરતી કૂતરીની ચીસ જેવો એના હોર્નનો તીણો સ્વર જ કહી આપે છે કે તે વિનોદિનીની મોટર છે!"

સુશીલાગૌરી એકદમ મ્હોં ચડાવીને બોલ્યાં: "ઉંહ! કેવા છો તમે? હોર્નની નિંદાની સાથે તમે મારી વિનોદિનીનીય જાણે નિંદા કરો છો! છેડાયલી વાઘણની ગર્જનાના જેવો તેનો સ્વર છે તેથી જ વિનોદિનીએ તે પસંદ કર્યું છે."

અને બધાં હસી પડ્યાં.

એટલામાં વિનોદિની આવી. દિવાનખાનામાં આવતાં જ તેણે દોડીને માતાના બેઉ ખભા ઉપર પોતાના હાથ મૂકતાં કહ્યું: "મમ્મા, મમ્મા!" અને તેણે માતાના હોઠ પર ચુંબન લીધું. પછી તે પિતા પાસે ગઈ અને પિતાએ પુત્રીના કપાળ પર ચુંબન લીધું.

વિનીતાને આ બધું ચમત્કારિક લાગ્યું. તે મનમાં બોલી: "આ લોકોના આવા રીત રીવાજથી જ લોકોને મનફાવતી અફવાઓ ઉડાડવાનું અનુકૂળ પડતું હશે."

એટલામાં વિનોદિની ડાકટર ચંદ્રપ્રસાદ તરફ ફરી અને બોલી: "હલ્લો! ડાકટર! તમે આવ્યા છો?" એમ કહીને તેણે ડાકટરનો જમણો હાથ પોતાના બેઉ હાથમાં પકડ્યો. તેની નજર વિનીતા

તરફ ગઇ, એટલે ચંદ્રપ્રસાદે તેની અને વિનીતાની ઓળખાણ કરાવી આપી.

પછી બેબી તરફ જોઈને વિનોદિની બોલીઃ "અરે, તું પણ અહીં જ છે કે? લુચ્ચી! અહીં તો આવ!"

પણ બેબી મસ્તક હલાવતી નકાર સૂચવીને વિનીતાને જ વળગી રહી.

વિનોદિની બોલીઃ "વાહ વાહ, તમે તો અમારી બેબી ઉપર મોહિનીવિદ્યા ચલાવી લાગે છે ને શું? તમને શિક્ષિકા કહેવાં કે જાદુગરણી?"

તેના આ શબ્દોથી બધાંને હસવું આવ્યું. વિનીતાને વદને પણ સ્મિત સ્ફુર્યું.

ચંદ્રપ્રસાદે વિનોદિની તરફ જોઇને કહ્યું: "આજે તમારો મેળાપ થાય તેમ લાગતું નહોતું, કારણકે તમે ક્યાંક આઉટડોર શૂટિંગ માટે......"

"હા, હા, હું જુહુ પર ગઈ'તી." વિનોદિની પોતાના કપાળ પરની વાળની લટો સાથે રમત રમતી બોલીઃ "અને સાંજસુધી જો કામ ચાલ્યું હોત, તો મારો મેળાપ ન જ થાત; પણ વચમાં કામ અટકયું એટલે હું ઘેર આવી શકી."

"કામ બંધ કેમ પડયું?" સુશીલાગૌરીએ પૂછયું.

"ટોકી લેવાના કામમાં કયારે અડચણ ઊભી થાય અને બંધ પડે, તેનું કશું ઠેકાણું જ હોતું નથી. પચીસ જગ્યાએ ધ્યાન આપીએ ત્યારે માંડમાંડ સો-પચાસ ફીટ કામ થાય, એવી એ ધંધામાં મુશ્કેલી હોય છે. આજે લેવાનો સીન ખરું જોતાં અર્ધો કલાકમાં પૂરો થઈ જાય તેમ હતું. પ્રસંગ એવો હતો કે મારો અને મારા પ્રિયકરનો એક તળાવને કાંઠે અજાણતાં મેળાપ થાય છે, પછી મારી અને તેની વચ્ચે થોડું સંભાષણ થાય છે અને છેવટે તે મને ઊંચકીને ધીરે ધીરે ચાલતાં કેટલેક દૂર લઇ જાય છે: આટલો જ સીન લેવાનો હતો. શૂટિંગની જગ્યા તરીકે

અમે જુહુ પસંદ કર્યું હતું. દરિયાનો થોડો કાંઠો તળાવના થોડા ભાગ તરીકે ચાલી શકે છે. અમે દસ વાગતાં જઈ પહોંચ્યાં હતાં, પણ ત્રણ વાગતાં સુધી સૂર્ય વાદળાં પાછળ જ લપાઈ રહ્યો એટલે કશું કામ થઇ શક્યું નહિ અને અમે અમારાં રંગેલાં મ્હોં સાથે એકબીજાંને જોતાં જ બેઠાં. છેવટે ત્રણ વાગતાં સૂર્ય વાદળાં પાછળથી બહાર નીકળ્યો અને જોઇએ તેટલો પ્રકાશ દેખાયો, કે તુરત ડાઇરેકટરે કામ શરુ કર્યું. હું તળાવને કાંઠે જઈ બેઠી અને કેમેરામેને કેમેરા ગોઠવ્યો. મેં એક ગીત ગાયું, તે ઉતાર્યું; મારો પ્રિયકર મને મળ્યો, અને અમારા સંભાષણનાં થોડાં વાક્યો ચાલ્યાં ત્યાંસુધી તો બધું ઠીક ચાલ્યું. પણ પછી જ્યાં તેણે મને હાથવડે ઊંચકી અને એક પદ ગાવા માંડ્યું ત્યાં મુશ્કેલી ઊભી થઈ! મને હાથમાં ઊંચકીને અમુક છટાથી નાયકે ઊભા રહેવાનું જ અમારા ડાઇરેકટરને પસંદ હતું અને નાયક સાહેબથી એ રીતે ઊભા રહી શકાતું નહોતું! તેનું ધ્યાન હતું મને ઊંચકીને વજન સમતોલ રાખવા ઉપર અને તેથી છટાભેર ઊભા રહેવાનું તેને ફાવતું જ નહોતું. મને હસવું આવવા માંડ્યું અને નાયક સાહેબ તો ચિડાયા અને વધુ ને વધુ ભૂલો કરવા લાગ્યા! ચાર પાંચ વાર શોટ લીધા પણ તે બધા શોટ નિષ્ફળ ગયા. ડાઇરેકટર ચિડાયો, કેમેરામેન ચિડાયો, અને પ્રિયકરના હાથમાં પકડાઈ રહેવાને લીધા મારા હાથ પગ અકડાઇ જવાથી હું પણ ચિડાઇ. છેવટે મેં ડાઇરેકટરને કહ્યું: "હવે જલદી પૂરું કરો તો ઠીક, નહિ તો હું તો અહીંથી ચાલતી થઇશ." પછી ખૂબ પ્રયત્નપૂર્વક શોટની શરુઆત થઇ. મારા પ્રિયકરે ગીતનો અર્ધો ભાગ તો ઠીક પસાર કર્યો, પણ તે જરા આગળ વધ્યો, ને કોણ જાણે શું થયું, તેના હાથમાં વજન સમતોલ રહ્યું નહિ અને લપસી પડ્યો પાણીમાં! તેને બિચારાને ખૂબ વાગ્યું છે અને મને પણ વાગ્યું હોત, પણ હું કેવી રીતે બચી ગઈ, તેનો મને ખયાલ નથી. સીન કેવો ઊતર્યો તે તો પ્રભુ જાણે, પણ કેમેરા સંકેલી લઈને ડાઇરેકટર સાહેબે મૂગા મૂગા માનપૂર્વક પીછેહઠ કરી એટલે અમે સૌ છૂટચાં!"

વિનોદિની આ બોલતી હતી ત્યારે વિનીતા તેની તરફ એક દૃષ્ટિથી જોઇ રહી હતી. તેનો ચહેરો વિનીતાને મોહક લાગ્યો ખરો, પણ મોહકતા કરતાં એક પ્રકારનું અલ્લડપણું તેનામાં વિશેષ હતું. ઠાવકાપણું ઓછું હતું એમ પણ તેને લાગ્યું. કોઈ જૂના વિચારનો વૃદ્ધ તો તેને કદાચ છોકરવાદ પણ કહે. વિનોદિનીની આંખો ગોળ અને વિશાળ હતી, પરંતુ તેનાં અધમીંચાયલાં રહેલાં પોપચાંને કારણે તેમાં માદકતા ભાસતી. હસતી વખતે તેના ગાલ ઉપર મુગ્ધાનાં ખંજન પડતાં નહિ પણ તરુણીના અટ્ટ હાસ્યથી તેના વદનની એક એક માંસપેશી ગતિમાન થતી. કપાળ પર રમતી ફરતી વાળની લટો અકસ્માત છૂટી ગએલી હશે કે આ સીનેમા નટીએ તે ખાસ એ રીતે જાણી જોઇને રાખી હશે તેનો નિર્ણય વિનીતા કરી શકી નહિ. તેની બોલવાની રીત મોટે ભાગે નાટકી આવેશભરી હતી; બોલતી વખતે તેના કાનમાંનાં લોલક એકસરખી રીતે હીંચતાં અને ચમકતાં. બોલતી વખતે જુદા જુદા શબ્દો પર ભાર મૂકતાં તેનો કંઠ એવો ભાસ કરાવતો કે જાણે તેમાંથી મધુર આલાપ નીકળી રહ્યો હોય. મનુષ્યની વદનરેખાઓ અને રીતભાત ઉપરથી તેના સ્વભાવની પરીક્ષા કરવામાં વિનીતા નિષ્ણાત નહોતી, પણ અત્યારે વિનોદિનીને જોતાં તેને લાગ્યું કે પોતે એનો સ્વભાવ ઓળખી ગઇ છે. જગતમાં અનુભવવા યોગ્ય વસ્તુઓનો અનુભવ લેવાની ઉત્કંઠા, હિંમત, પરાક્રમની ખંત, અને પરિણામે મહત્ત્વાકાંક્ષા માટેની બેપીકરાઇ એવા તેના ગુણો તેની મુખમુદ્રા પર આલેખાયલા વિનીતાને દેખાતા હતા.

ચંદ્રપ્રસાદ સાથે મોટરમાં પાછા ફરતાં વિનીતા વિનોદિની સંબંધે જ વિચાર કર્યા કરતી હતી. વિચારને અંતે તેણે ચંદ્રપ્રસાદને કહ્યું: "તમને વિનોદિનીના આચાર-વિચાર સારા લાગે છે?"

"એટલે?"

"એક કુલીન બાળા સીનેમાની નટી બનીને પરપુરુષની બાથમાં રહી અભિનય કરે એ નૈતિક અને લૌકિક દૃષ્ટિએ સારું કહેવાય?"

ચંદ્રપ્રસાદે સહજ સ્મિત કરીને કહ્યું: " વિનીતા ! નીતિ અને લૌકિક દૃષ્ટિની ચિંતા ગરીબોએ કરવાની હોય છે, શ્રીમંતોએ નહિ ! વિનોદિનીનું અંતઃકરણ પવિત્ર છે એવી મારી ખાતરી છે, એટલે તે ગમે તેમ વર્તે તોપણ હું તેને માટે ખરાબ અભિપ્રાય બાંધવાનો નથી. અને જનસમાજમાં કોઇનો અભિપ્રાય કેવો બંધાશે તેની ચિંતા વિનોદિનીને રાખવાનું કાંઇ કારણ નથી. એક તો તે શ્રીમંત પિતાની પુત્રી છે અને વળી મહિને હજાર દોઢ હજાર રૂપિયા કમાય છે."

વિનીતાએ તુરત બીજો પ્રશ્ન કર્યો: " એટલે સ્ત્રીઓ જો આપ-કમાઉ હોય તો તેમની દુર્બળતાનો નાશ થાય છે એવો જ તમારો અભિપ્રાય છે ને ?"

" હા, એમ કેમ પૂછયું ? "

" મારી બંને ફોઈનો મત તેવો નથી. "

" વિજયા ફોઇનો પણ ? "

" હા. "

" ત્યારે તેમનો કેવો મત છે ? "

" બીજી કોઇ વાર હું તમને કહીશ. "

વિનીતા એટલું બોલીને ચૂપ રહી. તે મનમાં બોલી: " મારો મત ખરો કે નાની બાનો મત ખરો, તેનો નિર્ણય કરવા માટે વિનોદિનીની ઓળખાણ થઈ એ એક રીતે ઠીક જ થઇ ગયું."





## ઉપતંત્રી

ભીંડીબજારના એક જૂના માળાના ભોંયતળિયે આવેલી એક નાની ઓરડીમાં એક ગૃહસ્થ છાપાંનાં પ્રૂફો તપાસતો હતો. ઓરડી દસ ફીટ લાંબી અને આઠ ફીટ પહોળી હતી. તેમાંનો ત્રીજો ભાગ એક દેવદારના પાટિયાના બનાવેલા મેજે રોકયો હતો. તેની બે બાજુએ

બે ખુરશીઓ હતી જેમાંની એક ઉપર એ ગૃહસ્થ બેઠો હતો. તે ઉપરાંત એક ત્રીજી ખુરશી પણ ત્યાં હતી પરન્તુ તેનો એક હાથો તૂટી ગએલો હોવાથી કોઇ મુલાકાતે આવનાર ઘરાકને માટે રાખેલી જણાતી હતી. બાકીની બે ખુરશીઓમાંની એક ઉપતંત્રીની અને બીજી તંત્રીની હતી. બેઉ ખુરશીઓ અખંડ હતી, માત્ર તેમાં માંકણનું સામ્રાજ્ય ચાલતું હોવાથી જૂનાં ન્યુસપેપરોની ગાદીની ઢાલ કરી રાખવામાં આવી હતી. ઉપતંત્રી સિવાયની બાકીની બેઉ ખુરશીઓ ખાલી પડી હતી.

ઓરડામાં કાગળ અને શાહીની ગંધ ખૂણે ખૂણે વ્યાપી ગએલી હતી, તે ઉપરથી સમજી શકાય તેમ હતું કે એ કોઈ છાપાની ઓફીસ હશે અને તેની પાછળના ખંડમાં જ છાપખાનું આવેલું હશે. એક ખૂણામાં જૂનાં છાપાંનો થોકડો એક ભાગેલા સ્ટૂલ પર આડોઅવળો ખડકેલો હતો. બીજા ખૂણામાં રદ્દી કાગળોના ટુકડા અને બીડીઓનાં ઠૂંઠાંથી ભરેલી ટોપલી હતી. મેજ ઉપર ચાહનાં ખાલી કપ–રકાબી પડ્યાં હતાં ને ઓરડાની અભરાઇ ઉપર છાપાંની ફાઇલો, ટપાલના જૂના કાગળોનાં બંડલો, સૂતળીના ટુકડા અને બીડીઓની એકાદ ઝૂડી પડેલી હતી.

ઓરડીની આ અવ્યવસ્થા અને દુર્ગંધ પ્રૂફ તપાસતા બેઠેલા ઉપતંત્રીને કશી હરકત કરતી નહોતી, કારણકે તેવી પરિસ્થિતિમાં કામ કરવાની તેને સારી પેઠે ટેવ પડી ગઇ હતી અને એ પરિસ્થિતિ નીપજાવવામાં પણ તેનો સારી પેઠે હિસ્સો હતો.

મેજ ઉપર એક ભાંગેલા પાંખિયાની કાતર, એક કાચનો ખડિયો અને કટાઇ ગએલી ચાંચવાળું હોલ્ડર હતું. કાગળ કાપવા માટેનો ચપ્પુ ખોવાઈ ગયો હતો, ત્યારથી છાપખાનામાં લીંટીઓ છાપવા માટેની પિત્તળની રૂલનો એક લાંબો ટુકડો મેજ ઉપર 'પેપર-કટર'ની ગરજ સારતો પડ્યો હતો; છતાં પેન્સીલ છોલવા માટે ચપ્પુની જરૂર પડતી એટલે ઉપતંત્રીએ સાત વાર માંગણી કર્યા

બાદ છેવટે આવતી કાલે નવો ચપ્પુ લાવી આપવાનું તંત્રીએ વચન આપ્યું હતું. મેજ પર પડેલા શાહીના ડાઘની ગણતરી કર્યા વિના તંત્રી ઉપતંત્રી કામ ચલાવી શકતા હતા, એટલે તેને કોઇ વાર ધોઇ નાંખવાની તકલીફ લેવાની કોઇને જરૂર જણાઇ નહોતી.

મેજ પર એક શબ્દકોશ પડ્યો હતો, તેનાં પહેલાં અને છેલ્લાં પાનાં ફાટી જઈને ક્યાં ગુમ થયાં હતાં તેનો પત્તો નહોતો. છાપામાં ભાષા કે જોડણીની શુદ્ધિ જાળવવા માટે તંત્રી–ઉપતંત્રીને એ કોશની મદદની જરૂર નહોતી; માત્ર લખાણમાંના કોઇ ગંદા કે હલકા શબ્દોના અર્થો પહેલેથી તપાસી રાખવા માટે એ કોશ રાખેલો હતો. હરકોઇ ઘડીએ બદનક્ષીની ફરીયાદ થવાની આશા તંત્રીને રહ્યા કરતી, તે વખતે પોતે વાપરેલા શબ્દોના અર્થો માટે અગાઉથી ચોક્કસાઇ કરી રાખી હોય તો સારું કે જેથી તેનો અર્થવિપર્યાસ કરવાનો અવસર કોર્ટમાં આવી પહોંચતી વખતે ખાસ તકલીફ ઉઠાવવી પડે નહિ, એવી ઊંડી નજરથી એ શબ્દકોશને મેજ ઉપર અગાઉથી સ્થાન આપવામાં આવ્યું હતું. ઓરડીમાં છૂટથી પવન આવીને એ શબ્દકોશનાં પાનાં ફફડાવી ફાડી નાંખે એવો ત્યાં ભય જ નહોતો, છતાં મેજ પરની અથડાઅથડીમાં તેનું પૂંઠું ફાટી ગયું હતું અને પાનાં ગુમ થવા માંડ્યાં હતાં, તેથી ચેતીને કદાચ પવનની ઓચિંતી લહેર આવી જાય તો તેની સામે રક્ષણ તરીકે ઉપતંત્રીએ તેની ઉપર વજન મૂક્યું હતું; અને તે વજનની ગરજ છાપખાનામાં વપરાતી સીસાની પટીઓ સારી પેઠે સારતી હોવાથી 'પેપરવેઇટ' માટેનું ખર્ચ બચાવી લેવામાં આવ્યું હતું.

તંત્રી–ઉપતંત્રીના મેજ ઉપરની બીજી સામગ્રીમાં કેટલાંક વર્તમાનપત્રો હતાં, જે મોટે ભાગે તો તાજાં જ હતાં, પરન્તુ તેમાંથી કાપી લીધેલી ખબરો અને લેખોને કારણે એ પત્રોની દિવાલોમાં એટલાં બધાં બારીબારણાં દૃષ્ટિગોચર થતાં હતાં કે તે વાંચતી વખતે એ બારી–બારણાંની આરપાર સહજ જોઈ શકાતું હતું અને ઓફી-

સની ઓરડીમાં કોણ આવ્યું તેની ખબર મ્હોંઆડેથી વર્તમાનપત્રને ખસેડ્યા વિના સહજમાં મળી શકતી હતી !

દિવસે બત્તી વિના એ ઓફીસમાં લેખન-વાચનકાર્ય કરી શકાય તેમ નહોતું, તેથી ઓરડીની મધ્યમાં એક વીજળીનો દીવો લટકાવેલો હતો. તેને કાચનું શેડ પહેલાં હશે કે નહિ હોય, કિંવા ફૂટી ગયું હશે, તે કહેવું મુશ્કેલ હતું, પરન્તુ ટપાલમાં આવેલા એક વર્તમાનપત્રના રેપરને દીવાની એક બાજુએ ચોંટાડીને ઉપતંત્રીએ પોતાની આંખોના બચાવ માટે શેડની ગોઠવણ કરી લીધી હતી. આ અલંકાર ચડવાથી દીવો પણ ઉપતંત્રીની આંખોથી અદીઠ રીતે કોઇ વાર હસતો અને હીંચતો પણ ખરો !

એ ઉપતંત્રી વિનીતાનો પિતા નારાયણપ્રસાદ હતો. પ્રૂફો તપાસતાં તપાસતાં પણ તેના મ્હોંને કામ આપતા ગાંઠિયાનું એક ખુલ્લું પડીકું મેજ ઉપર પડ્યું હતું અને એક ગેલી પૂરી કરીને ગાંઠિયાનો એક બૂકડો તે ભરતો; એ રીતે એકી સાથે બે અવધાન સધાતાં હતાં.

હાથમાંની ત્રણ ચાર ગેલીઓ તપાસાઇ ગઇ, કે તુરત તેણે બીડી સળગાવી અને બીડીનો દમ ભરતાં ઘંટડી હાથમાં લીધી; પણ ઘંટડીનું લોલક તૂટી ગએલું હતું એટલે શબ્દકોશ પરની સીસાની પટી ઉપાડીને તે ઘંટડી ઉપર ઠોકી અવાજ કર્યો. બેઉ હાથ એ રીતે રોકાયા છતાં ઓઠમાં બીડાયલી બીડીની જ્યોતને જાગતી રાખવાની કળામાં નારાયણપ્રસાદ નિષ્ણાત હતો.

ઘંટડીના અવાજની કશી અસર ન થઇ, એવું જાણતાં જ નારાયણપ્રસાદે બૂમ મારી: “ અલ્યા દેવલા ! ક્યાં મરી ગયો ? ”

“ આવ્યો સાહેબ, આવ્યો ! ” કરતો દેવરામ આવ્યો.

દેવરામ ‘ ઢોલ ’ પત્રના છાપખાનાના કંપોઝ ખાતાનો ફોરમેન હતો. તેનો એક પગ લંગડો હતો, તેથી તેને આવતાં જરા વાર

થઇ હતી. તેને જોતાં જ નારાયણપ્રસાદ ગુસ્સો કરતો બોલ્યોઃ "આ પ્રૂફો તો જો, લીંટીએ લીંટીએ સાત સાત ભૂલો છે; આવાં કંપોઝીટરોને કયે ઊકરડેથી ઊંચકી લાવ્યો છે? કોણે 'ઢોલ'ને બદલે 'ધોલ' કંપોઝ કર્યું છે? એને શોધીને ધોલ મારીને કાઢી મૂક!"

ઉપતંત્રીનો આવો ગુસ્સો દેવરામને માટે કાંઇ નવી વસ્તુ નહોતી. તે મૂગો મૂગો ગેલીઓ લઇને ચાલ્યો ગયો.

નારાયણપ્રસાદે ગાંઠિયાનું પડીકું પૂરું કરીને વળી બીજી બીડી સળગાવી. સામેની દીવાલ પર લટકતું કેલેન્ડર કાળા ભમરડા જેવા અક્ષરે બોલી રહ્યું હતુંઃ "સપ્ટેમ્બરની સત્તરમી તારીખ."

હજી જુલાઇ માસનો પગાર નારાયણપ્રસાદને મળ્યો નહોતો.

આજે હવે 'ઢોલ' પત્રના તંત્રી અને માલીક કૃપા કરીને આપે તો ઠીક એમ નારાયણપ્રસાદના મનમાં આવ્યું. તેણે દીવાસળીની દાબડી ખખડાવીને હાફકોટના ગજવામાં મૂકી. ગજવામાં એકે બીડી નહોતી, એટલે અભરાઇ પરની થોકડી ઊંચકીને તેણે ગજવામાં મૂકી. નારાયણપ્રસાદની એ બીડીઓ છેલ્લી 'રોકડ સીલીક' હતી!

એટલામાં તંત્રી અને માલીક શ્રીયુત નગીનદાસ ઓફીસમાં આવી પહોંચ્યા, અને પોતાની ખુરશી ઉપર બેસતાં બોલ્યાઃ "કેમ નારાયણપ્રસાદ! પેલા મેંદરડાના મહંત વિષેનો અગ્રલેખ લખી નાંખ્યો?"

"ના, ના, અધૂરી ખબર પરથી કેવી રીતે લખી શકાય?"

"તમેય ભલા માણસ છો ને? સ્ત્રીઓની સમક્ષ એક દિવસમાં બે વાર કથા કરે તે માણસ સારો હોઇ શકે જ નહિ એ શું તમે નથી જાણતા? વળી આ તો વૈષ્ણવ મઠનો મહંત છે, પછી તેમાં પૂછવું જ શું? લખી નાખો કે રાતદિવસ રાંડોઓ એકઠી કરીને જે ધર્મગુરુ નાચે તેને લોકોએ મઠમાંથી બહાર હાંકી કાઢવો જ જોઇએ..."

"પણ એ રાત્રે કથા કરતો નથી."

"ભલે દિવસે કથા કરતો હશે, પણ રાતદિવસ એમ એકી સાથે લખવું એ રોજ શબ્દ માટેનો ગુજરાતી પ્રચલિત પ્રયોગ છે..."

"અને તે નાચતો પણ નથી."

"અરે નાચે છે કે નહિ તેની ખાતરી વળી કોને આપણે કરી આપવાની છે? અને પેલી મોંઘી ખવાસણ ઉપર પોલીસ જમાદારે ચીઠી લખી હતી, તે બાબતનું શું કર્યું?"

"ચીઠીમાંના તૂટક તૂટક શબ્દો ઉતારીને તેની ઉપર ટૂંકી નોંધ લખી છે; અને વધુ વિગત આવતા અંકે, એમ છેવટે જણાવેલું છે."

"એ તો બરાબર કર્યું."

"મેં તો બરાબર કર્યું પણ તમે ક્યાં બરાબર કરો છો નગીનદાસ? વખતસર પગાર આપો તો મોટો ઉપકાર!"

આ સાંભળીને નગીનદાસ જરા હસ્યો અને બોલ્યોઃ "એ તો હું તમારી ધીરજની પરીક્ષા કરતો'તો, મી. નારાયણપ્રસાદ! તમને પગાર આપવા જ હું આવ્યો છું, લ્યો!"

એમ કહેતાં જ નગીનદાસે નોટો ગજવામાંથી કાઢીને નારાયણપ્રસાદની સામે મેજ ઉપર મૂકી.

હવે નારાયણપ્રસાદનું વદન જરા પ્રફુલિત થયું; પરન્તુ નોટો ગણી જોતાં તે માત્ર ચાલીસ રૂપિયાની જ હતી! તેની ભ્રકુટી ચડી અને તે બોલ્યોઃ "માત્ર ચાલીસ જ?"

"બાકીના વીસ કાલે આપીશ."

"દર વખતે તમે એમ જ કરો છો; પૂરો પાધરો પગાર જ આપતા નથી."

નગીનદાસ ઊઠતાં ઊઠતાં બોલ્યોઃ "નારાયણપ્રસાદ! શું કરું? હમણાં કામ એટલું મંદ ચાલે છે કે ન પૂછો વાત. એજંટો પણ

ચડેલા પૂરા પૈસા મોકલતા નથી, અને ડિપોઝીટ માંગવા જઇએ, તો એજન્સી લેવાની જ ના કહે છે!"

"પણ છાપાના વેચાણ ઉપર કાંઇ 'ઢોલ' થોડો જ આધાર રાખે છે?"

આ ઉપર નગીનદાસ ખડખડ હસીને ચાલતો થઇ ગયો. નારાયણપ્રસાદે ચાળીસ રૂપિયા ગજવામાં મૂકયા અને ઘેર શું શું લાવવાનું છે તેનો હિસાબ મનમાં ને મનમાં ગણતાં બીડી સળગાવી. જૂનું દેવું દેતાં અને નવી ચીજો લાવતાં આવતી કાલની સાંજસુધીમાં ચાળીસે પૂરા થઇ જશે એવો હિસાબ કરતાં તેનું મ્હોં પડી ગયું. તે ઓઠથી ફફડ્યોઃ "આવતી કાલે બાકીના રૂપિયા આપવાનો વાયદો નગીનદાસ પાળે તો ઠીક."

એ વાયદો પળે કે ન પળે, તોપણ નારાયણપ્રસાદ 'ઢોલ' પત્રની નોકરી છોડી શકે તેમ નહોતું. તેના જેવા આળસુ અને લહેરી માણસને બીજે નોકરી મળે એવો સંભવ જ નહોતો, એટલે એને માટે નગીનદાસ સારો હતો અને નગીનદાસને માટે એ સારો હતો!

મ્હોંમાંની બીડી પૂરી થઇ–ન થઇ, એટલામાં એક માણસ અંદર આવ્યો અને બોલ્યોઃ "અહો નારાયણપ્રસાદ! ઠીક થયું કે તમે મળી ગયા!"

નારાયણપ્રસાદે જોયું કે એક જુવાન મારવાડી કે જેને પોતે ઓળખતો નહોતો, પણ પોતાને તે ઓળખતો હોય એમ જણાતું હતું, તે તેને મળવા આવ્યો હતો.

વગરપૂછ્યે જ તે નારાયણપ્રસાદની સામેની ખુરશી પર ગોઠવાઇને બેઠો.



૯

## કમાય સ્ત્રી, અને ખર્ચે પુરુષ!

"આપને મારું શું કામ છે?" નારાયણપ્રસાદે તુરત જ એ મારવાડીને પ્રશ્ન કર્યો.

"કામ તો આપના નટવર સાથે છે, પરન્તુ મને એમ થયું કે છેવટે હું આપને પણ મળી લઉં તો ઠીક, કે જેથી આપ મને પાછળથી દોષ ન દો."

"શું છે? શું છે?" નારાયણપ્રસાદે ચિંતાતુરતાથી પૂછ્યું.

"જુઓ," મારવાડીએ ગજવામાંથી એક કાગળ કાઢી નારાયણના હાથમાં મૂકતાં કહ્યું: "આ આપના નટવરે લખી આપેલી પ્રોમીસરી નોટ!"

નારાયણે જોયું કે તે પોણાબસો રૂપયાની પ્રોમીસરી નોટ હતી અને મુલકચાંદ હજારીમલ મારવાડીના નામે નટવરે લખી આપી હતી! તેણે પૂછ્યું: "આપનું જ નામ મુલકચાંદ?"

"હા, મારી કાપડની દુકાન છે. બે વરસ ઉપર મારે ત્યાંથી નટવરે કાપડ લીધેલું, બાર માસ ઉઘરાણી કરી, તોય પૈસા ન પત્યા એટલે પ્રોમીસરી નોટ લખાવી લીધી; તેનેય બાર માસ થયા, પણ હજી તે દાદ દેતો નથી. વ્યાજ સાથે લગભગ બસો રૂપિયા થવા આવ્યા; હવે કોર્ટમાં જઇ હુકમનામું કરાવ્યા વિના મારો છૂટકો નથી."

નારાયણે અચકાતાં અચકાતાં કહ્યું: "પણ નટવર હજી કાંઇ ધંધાસર નથી કે તમને તે પૈસા આપી શકે; હુકમનામું કરાવીને પણ તમે શું કરશો?"

"તમે છો કે નહિ? હુકમનામાને આધારે હું જપ્તી કરાવી શકીશ, અને નહિતો જેલ કયાં જતી રહી છે?" મુલકચાંદનો સ્વર ઉગ્ર થવા લાગ્યો.

નારાયણનું મગજ ગરમ થઇ ગયું, પણ એ ગરમી લહેણદાર પાસે બતાવવામાં કશો સાર નહોતો. તેને દિલમાં ગભરામણ થવા લાગી. આ અનુભવ તેને કંઇ પહેલો જ મળતો નહોતો. આવાં તો નટવરનાં અનેક કરજ તેણે ચૂકવ્યાં હતાં. નટવર પોતાના શોખ અને ઉડાઉપણાને કારણે હરકોઇનું કરજ કરતો, અને એ નાણાં વહેલાં કે મોડાં નારાયણપ્રસાદને જ ભરવાં પડતાં. છતાં નટવર ઉપર સામાન્ય રોષ બતાવવા કરતાં વધુ કશું કરવાની નારાયણપ્રસાદની હિંમત ચાલતી નહિ; તો પછી તે તેને ઘરની બહાર હાંકી કાઢવાનું પગલું તો ભરી શકે જ ક્યાંથી?

નારાયણ મનમાં ને મનમાં મુંઝાવા લાગ્યો; હજી પગારના માત્ર ચાલીસ રૂપિયા જ ગજવામાં પડ્યા હતા. એટલામાં તેથી પાંચગણાં નાણાં ભરપાઈ કરવાનો વખત આવ્યો હતો! ભલા ભગવાન, હવે શું થાય?

કેટલીક વારે તેણે નરમાશથી મુલકચાંદને કહ્યું: "શેઠજી, આટલા દિવસ તમે થોભ્યા, ત્યારે બે દિવસ વધુ થોભી જાઓ. તમને કોર્ટમાં જવા દેવાની મારી ઇચ્છા નથી."

"આપનું શુકન રાખવામાં મને વાંધો નથી, પણ બે દિવસમાં જ આ રકમ પતી જવી જોઇએ." એમ કહી મુલકચાંદ પ્રોમીસરી નોટને પાછી ગજવામાં મૂકી ચાલતો થયો.

ચિંતાના ઊભરામાં નારાયણપ્રસાદ ઘેર આવ્યો. વિજયા તરફથી આવેલી સો રૂપિયાની નોટ વિનીતાએ રેવાબાઇને આપી રાખી હતી, તે તેણે તેની પાસેથી માંગી લીધી. તેના ગજવામાં એક સો ને ચાળીસ રૂપિયા થયા, પણ હજી બીજા પચાસેક રૂપિયાની જરૂર હતી.

વિનીતાની નોકરી શરુ થયાને મહીના ઉપરાંત વખત વીતી ગયો હતો, એટલે તેની પાસે પગારના પૈસા આવ્યા હોવા જોઇએ, તેમ નારાયણ જાણતો હતો. તેણે વિનીતાને પૂછ્યું: "તારો પગાર હજી નથી આવ્યો?"

વિનીતાએ તીક્ષ્ણ દૃષ્ટિ કરીને પૂછ્યું: "કેમ?"

"હું પૂછું છું કે પગાર થઈ ગયો કે નહિ?"

"થઈ ગયો, ગઈ પાંચમી તારીખે."

"પણ તેં મને હજી પગારના પૈસા આપ્યા નથી."

"નથી આપ્યા અને આપવાનાએ નથી. તમે તમારો પગાર તમારી પાસે રાખો છો, હું મારો પગાર મારી પાસે રાખું છું."

"પણ ઘરનો માલીક હું છું."

"તમે એકલા નહિ, આપણે બધાં ઘરનાં માલીક છીએ. કુટુંબ એટલે એક જ પુરુષની શહેનશાહત નહિ; સૌએ સંયુક્ત રીતે ચલાવવાની એ એક સહકારી સંસ્થા છે."

"તારું સમાજશાસ્ત્ર ઉપરનું લેક્ચર મારે નથી સાંભળવું. તારા પગારના પૈસા મને આપી દે. પગાર થયો કે તુરત તારે મને એ પૈસા આપી દેવા જોઈતા હતા; પણ આજસુધી ન આપ્યા તે ઠીક; અત્યારે હવે આપ, મને બહુ જ જરૂર છે."

"પણ તમારા કરતાંય મને એ પૈસાની વધારે જરૂર છે; મારે તેમાંથી અભ્યાસનાં પુસ્તકો લેવાં છે." એમ કહેતી વિનીતા ઊઠીને અંદર ચાલી જવા લાગી.

નારાયણ રોષથી બોલ્યો: "એમ કેમ જતી રહે છે? આપની પાસે આવા છોકરવાદીભર્યા જવાબ આપતાં તને વિચાર પણ થતો નથી?"

વિનીતા જતી જતી થોભીને બોલી: "મેં વિચાર કરીને જ તમને જવાબ આપ્યો છે. મારા પગાર સંબંધે તમે કોઈ પણ વખતે મને પૂછ્યા વિના રહેશો નહિ, તે હું જાણતી જ હતી, અને તેનો શો જવાબ આપવો તે વિષે મેં પહેલેથી વિચાર કરી રાખ્યો છે. સ્ત્રીઓ પુરુષો પર આધાર રાખીને રહે છે, તેથી જ પુરુષો સ્ત્રીઓને ઘરની કામગરીઓ સમજે છે. મોટીબાનું શરીર સારું રહેતું નથી, તેમને માટે દવાની ચિંતા તમે કોઈ વાર કરી છે? એ તો હું જ

ચંદ્રપ્રસાદ ડાકટર પાસેથી દવા લઇ આવું છું કે કોઈ વાર ડાકટરને ઘેર બોલાવીને તેમનું શરીર તપાસાવું છું, નહિતો તમને ક્યાં તેમની કશીયે ફીકર છે? ડાકટર બિચારા ભલા માણસ છે કે પૈસા લેતા નથી, નહિતો તેમના બિલમાં મારો પગાર ક્યારનોય ઊડી ગયો હોત. એ તો નાની બાનો ઉપકાર છે કે મારું કશું ખર્ચ તમારી ઉપર પડતું નથી, પણ એ બધું હું તમને કહી સંભળાવવા ઇચ્છતી નથી. સ્ત્રીઓ આપકમાઉ થશે, એટલે તમે તેમને ગુલામીમાં રાખી શકશો નહિ, એ હું તમને બતાવવા ઇચ્છું છું. મારા પગારના પૈસા હું તમને આપવાની જ નથી."

વિનીતાના આ વ્યાખ્યાને નારાયણપ્રસાદને આશ્ચર્યથી ચમકાવી મૂક્યો. તેને ક્રોધ પણ ચઢ્યો. "વિનીતા! ગાંડી છોકરી, તું આ શું ભસે છે, તેનું તને ભાન છે?"

રેવા વચ્ચે પડી. તેણે વિનીતાને બોલાવી: "વિનીતા, અહીં આવ."

"શું છે મોટી બા?"

"તારી પાસે કેટલા પૈસા છે?"

"પોણો સો રૂપિયા. પણ બાપાજી પાસે તેમનો પગાર આવ્યો હશે ને? તેમાંથી તે વાપરી શકે છે."

નારાયણે બહારથી જવાબ આપ્યો: "પણ મને નટવરના કામમાં વધારે પૈસાની જરૂર પડી છે."

વિનીતા બોલી: "તો પેલા સો રૂપિયા હું નટવર માટે જ લાવી છું, તેમાંથી વાપરો."

રેવાએ કહ્યું: "એ તો હું આપી ચૂકી."

"હેં! બાપાજી! એ સો રૂપિયા તમે ક્યાં વાપર્યા?"

"તેનું તારે શું કામ છે? નોકરી કરીને પાંચ પૈસા લાવવા લાગી, એટલે તું મારો હિસાબ લેવાની?"

"પણ ભાઇ!" રેવાએ પૂછ્યું: "નટવર માટે તને કેટલા રૂપિયા જોઇએ છે?"

"હજી મને બીજા પચાસ જોઇએ છે."

"દોઢસો રૂપિયા!" રેવા બોલી: "એટલા બધા રૂપિયા તેને શું શીખવવા માટે આપવાના?"

નારાયણે સંતપ્ત થઈ ને બોલી નાંખ્યું: "અરે, શીખવાની ક્યાં મ્હોંકાણ છે? પૈસા વિના નટવર જેલમાં જાય એવો મામલો છે!"

રેવા ગભરાઇ. તેણે પૂછ્યું: "એવું શું છે? નટવરને જેલમાં જવું પડે તેમ છે! કેમ વારુ?"

અત્યારસુધી પોતાના પુત્રની આબરૂ બ્હેન અને ફોઇ પાસે જાળવવાનો નારાયણે યત્ન કર્યો હતો અને પ્રોમીસરી નોટની વાત ખુલ્લી કરી નહોતી, તે હવે તેને બધી વાત કહેવી પડી. તે સાંભળીને વિનીતાને નટવર ઉપર ખૂબ ચીઢ ચડી. પણ પિતાના દયામણા સ્વરે તેને મૂંગી કરી મૂકી: "વિનીતા, દિકરી! જો તને ભાઇની કાંઈ દયા આવતી હોય, તેને જેલમાં જતો બચાવવો હોય........"

વિનીતા ચમત્કારિક રીતે હસી અને બોલી: "ભાઇની દયા? એવો ઉડાઉ અને અપલખણો ભાઇ જેલમાં જવાથી શું બગડી જવાનું હતું, બાપાજી? કેવળ તે પુરુષ હોઇને જ તમે તેને લાડ લડાવ્યાં છે અને તેનાં અપલક્ષણ ઉપર પિછોડી ઢાંકી મનને મનાવ્યા કર્યું છે, તેનું જ આ બધું ફળ છે! એ જ જો એક છોકરી હોત અને તેને હાથે જરા જેટલોએ વાંક થયો હોત, તો તમે તેને કચડી નાંખતાં કે ઘરમાંથી હાંકી કાઢતાંય વિચાર કર્યો ન હોત; એટલું જ નહિ, આપણી ન્યાતવાળાઓએ અને બીજાઓએ પણ તે બિચારીને હાડ–હાડ કરી મૂકી હોત. હું તો કહું છું કે એક વાર ભલે નટવર જેલમાં જાય; તેને માટે તે જગ્યા જ લાયક છે. હું ફરીથી કહું છું કે હું તેને માટે તમને પૈસોય આપવાની નથી."

વિનીતા એક ખૂણામાં જઈને બેઠી અને પુસ્તકનાં પાનાં ફેરવવા લાગી. એ ચેષ્ટા કરવાનો તેનો આશય પોતાનો નિશ્ચય હવે ફરવાનો નથી તે બતાવવાનો જ હતો.

નારાયણપ્રસાદ ઓશિયાળે મ્હોંએ ગુપચુપ બેસી રહ્યો. જીવનમાં કોઈ પણ વાર નહિ થયેલા અનુભવો આ ભણેલી પુત્રી પોતાને કરાવતી હતી, તે સાંભળતાં તેને ચીડ ચડતી હતી, પણ તેનો કાંઈ ઉપાય તેને સૂઝતો નહોતો. પોતાની ઈચ્છા પ્રતિ સ્ત્રીજાતિની હંમેશની અનુકૂળતા જ અનુભવનાર પુરુષને પુત્રીની પ્રતિકૂળતા એક એવા ગંભીર કોયડારૂપ લાગતી હતી કે તેને ઉકેલવાનો કોઈ માર્ગ દેખાતો નહોતો.

રાત પડી. નારાયણપ્રસાદ જમીને બહાર ફરવા જતો રહ્યો. વિનીતા હજી વાંચતી હતી.

રેવા તેની પાસે આવીને બેઠી. ફોઈ–ભત્રીજી વચ્ચે માતા–પુત્રી જેવો ભાવ હતો. રેવાએ વિનીતાને બરાડે હાથ ફેરવતાં કહ્યું: " વિનીતા ! મારું કહ્યું માનીશ ? "

" હું સમજી ગઈ, મોટી બા ! "

" બેટા ! નટવર ઉપર મને ય દયા તો આવતી નથી. પણ..."

" તમારા ભાઈ ઉપર તમને દયા આવે છે, એમ જ ને ? " વિનીતા હસી.

" હા ! "

" તો કહો, તમારી શી આજ્ઞા છે ? "

" તારા પગારના પોણોસો રૂપિયા તેં મને આપ્યા છે, તેમાંથી પચાસ રૂપિયા તારા પિતાજીને આપવાની તું મને રજા આપ ! "

" પછી ? "

" પછી કશું નહિ; તને પુસ્તકો જોઈતાં હોય, તો તું નાની બા પાસેથી મેળવી લેજે ! "

" અને નાની બા પૂછે કે પેલા સો રૂપિયા શામાં વાપર્યા, નટવરને ધંધાની કઈ લાઈન શીખવવા માંડી તો મારે શું કહેવું ?"

રેવા સ્વલ્પ વિચાર કરીને બોલીઃ " તું કહેજે કે સો રૂપિયા રેવા ફોઈ પાસે છે, અને હું જ્યારે વિજયાને મળવા જઈશ, ત્યારે ત્યારે મારે કહેવું હશે તે કહીશ. તેનો જવાબ આપવાનો ભાર તારે શિરે નહિ."

" તમારી ઇચ્છા હોય, તો ભલે બાપાજી ને પચાસ રુપિયા આપજો."

રેવાને સંતોષ થયો અને તેના વૃદ્ધ વદન પર ઉલ્લાસની રેખાઓ આલેખાતી જોઇ વિનીતાને પણ સંતોષ થયો. પિતાના વદન પરની રેખાઓ વિનીતાના મન ઉપર જેટલી અસરકારક નીવડતી નહોતી તેટલી અસરકારક નાની-મોટી ફોઇના વદન પરની રેખાઓ નીવડતી હતી, તે સાંભરતાં વિનીતાને પણ કોઇ વાર આશ્ચર્ય થતું; એવું આશ્ચર્ય પણ તેણે અનુભવ્યું. તે વિચારવા લાગીઃ " સ્ત્રીઓ પેદા કરે, તોપણ છેવટે તે ખર્ચવાનો અધિકાર તો પુરુષોનો જ ને ! સ્ત્રીઓની ગુલામગીરી એટલે કેવળ આર્થિક પરાશ્રયીપણું જ નહિ, તો બીજું શું ? તેથીય વધારે મહત્ત્વનો પ્રશ્ન બીજો હોય તો...પણ મારા મત કરતાં નાની બાનો મત શું વધારે પાયાદાર હશે ?"

એ જ વિચારસરણીમાં વિનીતાને ઊંઘ આવી ગઇ.



## ૧૦

# વિનીતા ડાકટરને હરાવે છે !

સર કંચનલાલની બેબીને ભણાવવાની નોકરી વિનીતાને અત્યંત અનુકૂળ થઇ ગઇ હતી; પહેલાં તેને ભય રહેતો હતો કે એક બાજુએ કોલેજમાં પોતાનો અભ્યાસ કરવાનો અને બીજી બાજુએ આ નોકરી કરવાની, તે બેઉમાંથી એકનો ન્યૂનાધિક અંશે ભોગ આપ્યા વિના

બેઉ કામ એકી સાથે હાથમાં રાખી શકાશે નહિ, પરંતુ તેનો ભય તુરત જ નાબુદ થયો. કંચનલાલની મોટર તેને લેવા આવતી અને ઘેર પહોંચાડતી, એટલે આવજામાં બહુ વખત જતો નહિ, અને વળી બેબી એટલી હોશિયાર હતી કે પોતાનો અભ્યાસ તે હોંશથી કરતી અને વિનીતાને બહુ તકલીફ લેવી પડતી નહિ. વળી કંચનલાલના ઘરનાં બધાં માણસો એટલા મધુર સ્વભાવનાં હતાં કે પા કલાક વધુ જતો તોપણ વિનીતાને કંટાળો આવતો નહિ અને આપ્તજનોની વચ્ચે તેને જેવો આનંદ તથા સંતોષ થાય તેવો અનુભવ થતો. કોઇ કોઇ વાર તે કંચનલાલ અને તેમનાં પત્ની સાથે વાતચીત કરવામાં પણ સહેજે પા અર્ધો કલાક ગાળી નાંખતી; એવામાં જો વિનોદિની હાજર હોય અને ડા. ચંદ્રપ્રસાદ આવી પહોંચે તો પછી પૂછવું જ શું! સહેજે આનંદવિનોદની વાતોમાં કલાકેક પસાર થઇ જતો.

આજે બેબીનો અભ્યાસ પૂરો કરાવીને તે ઘેર જવા તૈયાર થઇ ત્યારે બેબીએ પૂછ્યું: “ કાલે કઇ વાર્તા કહેશો ? ”

“ કાલે ? કાલે તો વાર્તા કહેવાની જ કયાં રહી ? તું તો સૌની સાથે લાનોલી જવાની છે ને ! ”

“ હા, હા, એ તો હું ભૂલી જ ગઇ, પણ તમે રોજ ત્યાં નહિ આવો ? ”

“ વાહ ! રોજ રોજ ત્યાં આવવાનું અને પાછાં મુંબઇ આવવાનું કેવી રીતે બને બહેન ? તું મહિના સુધી લાનોલીની હવા ખાઇને ખૂબ જાડી થઇ આવીશ, એટલે હું તને ઘણી મજાની વાતો કહીશ. ”

“ એમ નહિ; પણ તમે રોજ મોટરમાં લાનોલી આવી શકો. ”

“ એટલે બધે દૂર રોજ મોટરમાં આવજા થાય ? ”

“ કેમ ન થાય ! તમારાથી ન અવાય તો હું રોજ અહીં આવું ! ”

વિનીતા હસી પડી. તેણે બેબીને વહાલથી ચુંબન લઇ કહ્યું: "ના, બહેન ! એમ ન થાય." વિનીતાને પોતાની શિષ્યાનો પોતા પરનો ભાવ જોઇને આનંદ અને કુતૂહલ ઉપજ્યાં હતાં.

એટલામાં સુશીલાગૌરી ત્યાં આવી પહોંચ્યાં. તેમને બેબીએ પૂછ્યું: "મમ્મા ! વિનીતા બહેન આપણી સાથે લાનોલી નહિ આવે ?"

"આવે તો બહુ સારું, પણ તે આવી શકે તેમ નથી, એટલે શું કરીએ ?"

"કેમ ન આવી શકે ? આપણી મોટરમાં બેસી જાય એટલે આવી શકે." બેબીએ બાલસુલભ દલીલ કરી.

"તેમને ઘેર ઘણું કામ છે અને વળી આ રજાઓમાં તેમને અભ્યાસનાં પુસ્તકો બહુ વાંચવાનાં છે, એટલે મારા ખૂબ આગ્રહ છતાં તે આવવાની ના કહે છે."

બેબી આશ્ચર્યથી માતાના મુખ સામે જોઇ રહી. તેણે પૂછ્યું: "મમ્મા ! તું મને ફોસલાવે છે ! શિક્ષકને વળી અભ્યાસ કરવાનો હોય ? તેને તો બધુંય આવડે !"

આ સાંભળતાં જ વિનીતા અને સુશીલાને ખૂબ હસવું આવ્યું. બેબીને તેમનું એ હાસ્ય ગમ્યું નહિ. તેના મ્હોં પર જાણે રોષ પ્રસરી ગયો. વિનીતાએ વહાલપૂર્વક તેના કેશની એક છૂટી પડેલી લટ સમી કરતાં વહાલથી કહ્યું: "બેબી, હવે હું જઉં છું હોં. તું લાનોલી જઇને આવે, ત્યારે ત્યાંની બધી ગમ્મત મને કહી સંભળાવવાની, હોં !"

સુશીલા અને વિનીતા બેબીને ત્યાં છોડીને ખંડમાંથી બહાર નીકળ્યાં, તો દીવાનખાનામાં ડાક્ટર ચંદ્રપ્રસાદ અને સર કંચનલાલ વચ્ચે કાંઇ વાદવિવાદ ચાલતો જણાયો. બેઉ બહાર ઊભાં રહ્યાં, કે તુરત કંચનલાલે કહ્યું: "આવો, આવો, અંદર આવો ! આ ડાક્ટર મને હરાવે છે; તમે મને મદદ કરો !"

અને તુરત કંચનલાલ અને ચંદ્રપ્રસાદ હસી પડ્યા. સુશીલા અને વિનીતા અંદર ગયાં. સુશીલાએ પૂછ્યું: "તમારા વાગ્યુદ્ધના દાવ અમારાથી સમજાશે ?"

કંચનલાલે કહ્યું: "વિનીતાબહેન તો જરૂર સમજી શકશે."

વિનીતા બોલી: "પણ વાગ્યુદ્ધનું પ્રકરણ શું છે?"

કંચનલાલે કહ્યું: "વિનીતા બહેન! ડાક્ટર સાહેબ ગાંધીજીના અનુયાયી છે એમ તમને નથી લાગતું?"

"લાગે છે."

કંચનલાલ આનંદથી તાળી પાડીને બોલી ઊઠ્યા: "બસ, હું જીત્યો, જીત્યો! જાવ, ડાક્ટર! તમે હાર્યા!" કંચનલાલનું હસવું મ્હોંમાં માતું નહોતું.

ચંદ્રપ્રસાદે હવે વિનીતા સમક્ષ દલીલ કરવા માંડી: "તમે બધાં મારાં ખાદીનાં કોટ-પાટલૂન અને સફેદ ટોપી જોઇને માની લો છો કે હું ગાંધીજીનો અનુયાયી છું, પણ તે તમારી ભૂલ છે. હું કોઇનો પણ અનુયાયી નથી. હું ગાંધીજીનો, માલવીયાજીનો, જવાહરલાલનો કે સુભાષ બાબુનો, કોઇનો ય અનુયાયી નથી. કોઇ પણ પક્ષના અનુયાયી બનવું મને પસંદ પણ નથી. કોઇ પક્ષમાં પેસવું એટલે એ પક્ષના અનુયાયી બનીને તેના પ્રત્યેક સિદ્ધાંત સાથે સમરસ થઇને વર્તવું તે; મારાથી તે બને તેમ નથી, અને મને કોઇ પક્ષના કહેવડાવવાનો મોહ નથી. હું તો એવું માનું છું કે આપણા દેશની આજની પરિસ્થિતિમાં જેને સાચેસાચું દેશભક્તિનું કામ કરવું હોય, તેણે ગાંધીજીની પેઠે સર્વસ્વનો ત્યાગ કરવો જોઇએ, પણ મારાથી તેમ બને તેમ નથી. મને ગરીબો ઉપર દયા આવે છે, પરન્તુ ગરીબોને માટે સર્વસ્વનો ત્યાગ કરવાની મારામાં શકિત નથી. એટલે ગાંધીજીના અનુયાયીનું પદ લેવા હું તૈયાર નથી. ગરીબ અને શ્રીમંતના ભેદો આપણા દેશમાંથી કેવળ નાશ પામે એ મારી બુદ્ધિમાં ઊતરતું નથી. કુદરતે આપેલી બુદ્ધિ અને શકિતનું ન્યૂનાધિક્ય જ્યાંસુધી મનુષ્યમાં

છે, ત્યાંસુધી શ્રીમંત-ગરીબનો ભેદ રહેવાનો જ છે; પરન્તુ એ પરિસ્થિતિમાં ગરીબને પેટ ભરીને અન્ન ખાવા મળે એટલું કરવું બહુ જરૂરી છે; એટલે મને ગરીબો ઉપર દયા આવે છે, તેમના ભલા માટે મારાથી જે કાંઇ બને તે હું કરું છું. હું ખાદી પહેરું છું તે ગાંધીજીનો અનુયાયી બનવા માટે નહિ, પણ ગરીબોને થોડી વધુ રોજી મળે તેટલા માટે. દરેક માણસ આ દૃષ્ટિથી ગરીબોને માટે પોતાનો હાથ થોડો થોડો હલાવે, એ મને બહુ જરૂરનું લાગે છે. આટલા ઉપરથી તમે મને ગાંધીજીનો અનુયાયી માનો કે કોઇ વળી મને સમાજવાદી 'કૉમરેડ' માને, તો હું કાંઇ કોઇનું મ્હોં બંધ કરી શકવાનો નથી; પણ ખરું કહું તો હું કોઇ પણ પક્ષથી અલિપ્ત છું."

એમ કહીને તેણે વિનીતા તરફ જોયું. જે ન્યાયાધીશે પોતાને પોતાનો મત આપીને અન્યાય કર્યો હતો, તે ન્યાયાધીશનું મન ફેરવવાને ડાકટરે દલીલ કરી હતી; હવે તેનું મન ફેરવાયું છે કે નહિ અને વિનીતા પોતાનો ચુકાદો બદલીને કરેલો અન્યાય ભૂંસી નાંખે છે કે નહિ તે જોવાને ડાકટર તેની તરફ આતુરતાથી જોઇ રહ્યો.

વિનીતા એ દલીલ સાંભળીને સ્મિત કરતી ક્ષણભર મૌન રહી અને પછી બોલી: "હવે તો મારી ખાતરી થઇ ચૂકી છે કે તમે ગાંધીજીના જ અનુયાયી છો, ડાકટર! તમે ગાંધીજી બની શકયા નથી તેથી શું? ગાંધીજીનાં બધાં ફરમાનો કે સિદ્ધાંતો પાળી શકતા નથી તેથી પણ શું? ગાંધીજી પેલા પુરાણીઓની પેઠે કોઇ શાસ્ત્રવચનના લોખંડી ચોકઠામાં પોતાના મતને ગાંધીવાદનું નામ આપીને બાંધી રાખતા નથી. ગાંધીજી એમ કહેતા નથી કે પોતાની પેઠે સર્વસ્વનો ત્યાગ કરી માત્ર ટૂંકી પોતડી પહેરી પોતાની પેઠે જ રોજ પાંચ વસ્તુઓ ખાવાનું વ્રત લઇ, અઠવાડિયે એક દિવસનું મૌન પાળી દેશસેવા કરે, તે જ પોતાનો અનુયાયી કહેવાય. એ તો બધો જીવનનો ઉપચાર છે; કોઇને તે ફાવે અને કોઇને ન ફાવે, તેથી શું? પણ ગાંધીજી જે દિશાભિમુખ બનીને દેશસેવા કરે છે, તે જ દિશાભિમુખ

બનીને તમે ભલે મર્યાદિત રીતે પણ દેશસેવા જ કરો છો અને કાર્યોમાં ભિન્નતા હોવા છતાં તમારી અને ગાંધીજીની દૃષ્ટિમાં ભિન્નતા નથી. ગાંધીજીનો સિદ્ધાંત છે દરિદ્રનારાયણની સેવા; કહો, તમારો સિદ્ધાંત કાંઇ બીજો છે?"

"ના."

"તો થયું; તમે ગાંધીજીના અનુયાયી ન કહેવડાવવા છતાં તેમને જ દેશસેવામાં અનુસરો છો, એમાં જરાયે શંકા નથી."

"સાબાશ! સાબાશ!" સર કંચનલાલ આનંદમાં આવતાં જોરથી બોલી ઊઠ્યા: "ડાકટર! હવે તો તમારી હાર તમારે મ્હોંએ કબુલાવ્યા સિવાય હું રહેવાનો નથી."

ડાકટરે સ્મિત કરતાં નીચું જોઇને કહ્યું: "મારી હાર હું આનંદપૂર્વક કબૂલ રાખું છું."

"બસ! વિનીતા બહેન! આજે તો તમે મારા વકીલ બનીને રંગ રાખ્યો છે. હું એકલો ડાકટરને હરાવવા શક્તિમાન નહોતો, પણ બરાબર વખતે જ તમે આવી પહોંચીને મને જીત અપાવી છે, એ તમારો મોટો ઉપકાર થયો છે."

"વકીલનો આભાર માન્યે ચાલતું નથી, ફી આપવી જોઇએ!" સુશીલાગૌરીએ હસીને ટહુકો કર્યો.

"ફી! હા, લો આ ફી." એમ કહીને કંચનલાલે પોતાના કાંડા પરનું સોનાનું ઘડીઆળ કાઢીને વિનીતાની સામે ધર્યું.

"નહિ, કાકાજી! મને તમે શરમાવશો નહિ." વિનીતા નીચું જોતી બોલી.

"હું ભેટ આપું છું."

"એ ભેટ અત્યારે ન હોય."

"પણ હું ખુશીથી આપું છું. તમારી બુદ્ધિશક્તિનો જેમ જેમ મને પરિચય થાય છે, તેમ તેમ હું આનંદ પામું છું; અને આનંદનો આ એક આવિષ્કાર જ છે."

ચંદ્રપ્રસાદને લાગ્યું કે એવી ભેટ લેતાં વિનીતાને દુઃખ થાય છે. તેણે જ કંચનલાલને સૂચવ્યું: "અત્યારે રહેવા દો; એમની પરીક્ષા થઈ ગયા ઉપર મુલતવી રાખો."

આનંદનો એ ઊભરો શમ્યો એટલે વિનીતા ત્યાંથી જવા નીકળી. કંચનલાલે કહ્યું: "તમે ઘેર જાઓ છો? ત્યારે રહો, ડાકટરને પણ આવવું છે. સાથે જ જાઓ—એક મોટરમાં."

"ડાકટર, તમને વાર છે?"

"ના, ના, આ આવ્યો." એમ કહેતાં જ તેણે કંચનલાલની રજા લીધી.

વિનીતા તથા ડાકટર સાથે બંગલાની બહાર નીકળ્યાં. મોટર રાહ જોતી ઊભી હતી. બેઉ મોટરમાં બેસવા જતા હતાં, એટલામાં વિનોદિનીની મોટરના 'હોર્ન'નો તીવ્ર સ્વર કાને પડ્યો અને તેની નાજુક મોટર ધસી આવી. મોટરમાંથી ઊતરતાં જ વિનોદિની બોલી: "હલ્લો, વિનીતા બહેન! ઘેર જવા નીકળો છો કે શું?"

"હા, બહેન!"

"રહો, રહો, મારે તમારું કામ છે. ડાકટર, તમે તમારે જાઓ, વિનીતા બહેનને અહીં થોડી વાર થશે."

"વારુ." કહી ડાકટરે મોટરમાં બેઠક લીધી.

"પણ મને બહુ મોડું થશે, બહેન! જે હોય તે જલ્દી કહો તો સારું."

"મોડું શાનું થવાનું છે? જરા અંદર તો ચાલો."

અને બેઉ જણીઓ બંગલામાં પેઠી. વિનોદિની વિનીતાને પોતાની બેઠકના ખંડમાં તેડી ગઈ.



## ૧૧

# વિનોદિની વિનીતાને મ્હાત કરે છે

વિનીતા ખુરશી પર બેસતી બોલીઃ " કહો, શું કામ છે ? "

" તમે તૈયારી કરી ?"

" શાની ? "

" અમારી સાથે લાનોલી આવવાની. "

" હું ત્યાં નહિ આવી શકું, બહેન ! "

" તે ચાલવાનું નથી; તમારે આવવું જ પડશે. અમે બધાં જઇએ અને તમે રહી જાઓ, તે કેમ ચાલે ? અમે તો તમને અમારા કુટુંબમાંનાં જ એક ગણીએ છીએ, પણ તમારા મનમાં ભેદભાવ હોય તો તમે જાણો. "

" ના, ના, એવું હોય વિનોદિની બહેન ? પણ..."

" એ પણ–બણ ચાલવાનું નથી. તમારે અમારી સાથે આવવું જ પડશે; શું સમજ્યાં ? મમ્મા અને પપ્પાએ તમને બરાબર આગ્રહ નહિ કર્યો હોય, પણ હું તમને સાથે લઇ ગયા વિના છોડવાની જ નથી. મારું ફીલમનું કામ પૂરું થઇ ગયું છે, અને આ ગરમીમાં કોઇ શીતળ સ્થળે જઇને વિશ્રાંતિ લેવાનો ઇરાદો છે, એટલે જ અમે લાનોની જઇને રહેવાનું ઠરાવ્યું છે. બે ચાર અઠવાડીયાં ત્યાં મોજ કરીશું, અને તમારા સહવાસ વિના ત્યાં મારો દિવસ કેવી રીતે જાય ? તમારી પોતાની ખાતર નહિ, તો મારી ખાતર પણ તમારે સાથે આવ્યે જ છૂટકો છે. "

" પણ બહેન, હું કેવી મુશ્કેલીમાં છું તે તમે જાણતાં નથી. "

" કહોને તમારી મુશ્કેલી. "

" મારા પિતાજીની તબિયત આઠેક દિવસથી બગડી છે. વળી મારાં મોટાં ફોઇનું શરીર પણ બરાબર સારું નહિ, એટલે ઘરમાં

તેમને કામકાજમાં મદદ કરનારું કોઇ જોઇએ કે નહિ! એટલે મને તમારી સાથે આવવાની રજા મળે એવો સંભવ જ નથી."

"બસ એ જ ને? ચાલો, ઊઠો, હું તમારાં ફોઈ અને પિતાજીની રજા અપાવવા આવું, પછી કાંઇ ફીકર છે? અને તમારી મુશ્કેલીનું નિવારણ પણ હું કરી આપીશ."

એમ કહેતી વિનોદિની ચડપ ઊઠી અને મોખરે ચાલી. વિનીતા મેંઢાની પેઠે તેની પાછળ પાછળ દોરાઇ. બંગલામાંથી નીકળીને વિનોદિની પોતાની મોટર પર સવાર થઇ અને બાજુએ વિનીતા બેઠી. ફરરર કરતી મોટર ઊપડી.

રસ્તા પર આવતાં વિનોદિનીએ ગાડીને ખૂબ જોરથી મારી મૂકી. એવી ઝડપથી ચાલતી મોટરમાં વિનીતા આજે પહેલી જ વાર બેઠી હતી. પોતે જાણે વિમાનમાં ઊડતી હોય તેમ તેને લાગતું હતું. વિનોદિની એક હાથે મોટરના ચાકને સંભાળતી અને બીજે હાથે ગરમ શાલને વિનીતાના શરીર ઉપર ઓઢાડતી બોલી: "શાલ બરાબર ઓઢી લ્યો, એટલે પવનનો ઝપાટો ન લાગે."

વિનીતાએ તેની સૂચના સાંભળી, પણ તેનું ધ્યાન શાલ ઓઢવામાં કે ધસી આવતા પવનના ઝપાટામાં નહોતું. તેનું ચિત્ત તો પાસે બેઠેલી અને પવનવેગે હાંકતી વિનોદિની સંબંધી વિચારમાં જ લાગી રહેલું હતું. કેવી ચતુરાઇથી, રુઆબથી અને નિર્ભયતાથી વિનોદિની મોટર ચલાવતી હતી! પુરુષ શોફરો પણ આટલી નિર્ભયતાથી મોટરો હાંકતા હશે કે કેમ તેની વિનીતાને શંકા હતી. તેનો રુઆબ તો ભલ-ભલા શોફરોને પણ નમાવે તેવો હતો. એક હાથે મોટરનું ચાક સંભાળવું, બીજે હાથે હોર્ન બજાવવું, ખૂબીથી વળાક લેવો અને વેગને કાબૂમાં રાખવો, એવી તેની ચપળતા અને નિષ્ણાતતા જોઈ વિનીતા છક થતી હતી. મોટરને વેગથી ચલાવવામાં જ વિનોદિનીને આનંદ મળી રહ્યો હોય એમ જણાતું હતું. તેનાં તેજસ્વી

માદક નયનો તે વખતે ખૂબ ચમકતાં હતાં. જાણે વિનોદિની તેજ-સ્વિતાની મૂર્તિ જ હોય તેવો અત્યારે ભાસ થતો હતો.

તેની તરફ દૃષ્ટિને સ્થિર કરીને જોઇ રહેતાં વિનીતાના મનમાં આવ્યું: " આ વિનોદિની સ્વતંત્ર થવા ઈચ્છતી આધુનિક નવયુગની નારીનું એક પ્રતીક જ નથી શું ?"

પણ તુરત જ તેના મનમાં એવો વિચાર પણ આવ્યો કે આમ સ્વચ્છંદી રીતે ફરવું એનું નામ શું સ્ત્રીસ્વાતંત્ર્ય ? અને પાપ તથા દુષ્ટતાથી ભરેલી આ દુનિયામાં સ્ત્રીની આવી સ્વચ્છંદિતા શું નિર્વિઘ્ને ચાલી શકશે ખરી ?

આ પ્રશ્નોના ઉત્તરો તેને સહેલાઇથી મળે તેમ નહોતું. એ પ્રશ્નોને મનમાં ને મનમાં વાગોળતી તે વિનોદિની તરફ જોઇ રહી.

એટલામાં વિનોદિનીએ તેની તરફ નજર ફેરવીને કહ્યું: " હવે કહો, તમારા પિતાજી અને મોટાં ફોઇ તમને અમારી સાથે આવ-વાની રજા આપશે કે નહિ ?"

" રજા નહિ આપે એમ હું કહેતી જ નથી; પણ પિતાજીની નરમ તબિયત હોય, ત્યારે મારે તેમની સેવામાં ફોઇબાને મદદ કરવી જોઇએ કે નહિ ? વળી ઓક્ટોબર વેકેશનમાં મારે અભ્યાસનાં કેટલાંક પુસ્તકો વાંચવાનાં છે."

" લાનોલીમાં અમે તમને કાંઇ અભ્યાસ કરતાં રોકવાનાં નથી જ. તમને એક ખાસ રૂમ અમે અભ્યાસ માટે આપીશું; અને તમારી પરવાનગી વિના તમારી રૂમમાં અમે પગ પણ મૂકીશું નહિ, પછી કાંઈ છે ?"

" તમે એકદમ કાંઇનું કાંઈ બોલી નાંખીને મને શરમાવો છો, વિનોદિની બહેન ! પણ હું ખરું કહું છું, એ બાબત તમે મને વધારે આગ્રહ ન કરશો. પિતાજીને માંદગીને બિછાને મૂકીને મારાથી ઘર બહાર કેવી રીતે નીકળી શકાય ? ફોઇબા ઉપર કેટલો બધો ઘરકામનો બોજો પડે ?"

"જુઓ, મન હોય તો માળવે જવાય, પણ આ તો લાનોલી જવાની જ વાત છે. મારા આગ્રહને જો સ્વીકારવો જ ન હોય તો એ જુદી વાત છે, બાકી તમારી જે મુશ્કેલીઓ તમે કહો છો તેનો માર્ગ હું કાઢી શકું તેમ છું. તમારા પિતાજી માટે દાક્તરી સારવારનો બંદોબસ્ત જોઈએ, અને ઘરકામ માટે તમારી ફોઈને કોઈની મદદ જોઈએ, એટલું જ કે બીજું કાંઈ ?"

વિનીતાએ વિનોદિની સામે વિનોદપૂર્વક જોયું. પોતાને વિનોદિનીના આગ્રહ પાસે હારી જવું પડશે કે શું એવું લાગતાં તેના ઓઠમાં સ્મિત સ્ફુર્યું, અને તે બોલી: "ત્યારે તો હું ધારું છું કે મારે બદલે તમે મારે ત્યાં રહી ફોઈને ઘરકામમાં મદદ કરશો, ખરું ને ?"

વિનોદિનીએ આ મજાક સાંભળીને હસી દીધું અને વિનીતાના વિનોદી પ્રહારનો જવાબ આપતાં કહ્યું: "હા, હા, જરૂર પડે હું તેમ પણ કરવાની, હોં! તમારા જેવી બહેનપણીના ઘરનું કામ કરવામાં હું પાછી પાની કરું તેવી નથી. અને મારી રીત-ભાત, ઠાઠ-માઠ તથા ફેશન ઉપરથી જો તમે એમ માનતાં હો કે મને રસોઈ કે ઘરકામ કરતાં નથી આવડતું હોય, તો તે તમારી ભૂલ છે. પુરુષને મ્હાત કરેવાને રસોઈ કરવાની આવડત બહુ ઉપયોગી હોય છે, તે હું જાણું છું અને તેથી મેં એ બધી આવડત હાથ કરી છે હોં !"

વિનોદિનીની ખુલ્લા દિલની આવી વાતચીતથી વિનીતાનું હૃદય વિનોદિનીથી વધારે ને વધારે નિકટવર્તી બની રહ્યું હોય, એવો તેને અનુભવ થવા લાગ્યો. તેણે હસીને પૂછ્યું: "ત્યારે એ રસોઈની આવડતથી મ્હાત કરવાનો પ્રયોગ હમણાં કોની ઉપર ચાલી રહ્યો છે તે કહો તો ખરાં !"

"તે પણ તમે વખત જતાં જાણશો !" વિનોદિની સ્મિતભર્યે મુખે બોલી: "પણ એ વાત કાઢીને મુદ્દાની વાત મને ભુલાવી ન દો. તમારું ઘરકામ અને તમારા પિતાજી માટે દવા-ડાકટરનો બંદો-

બરત, એ જ તમારી મુશ્કેલી છે ને! એ મુશ્કેલીઓ દૂર થાય, તો તમે અમારી સાથે લાનોલી આવવા તૈયાર છો ને?"

"પણ એ મુશ્કેલીઓ તમે કેવી રીતે દૂર કરશો તે હું સમજી શકતી નથી."

"તેનું તમને શું કામ છે? તમે મને માત્ર એટલું વચન આપો કે એ મુશ્કેલીઓ દૂર થાય તો તમે અમારી સાથે આવવા તૈયાર છો."

"વારુ, વારુ."

વિનીતાનો જવાબ કેવળ સંમતિસૂચક નહોતો પણ આવી વાતચીત વખતે સહજ રીતે મુખમાંથી નીકળી જતો ઉદ્‌ગાર માત્ર હતો. એવો જવાબ આપીને વિનોદિનીના મ્હોંને અત્યારે બંધ કરવાનો વિનીતા માટે બીજો માર્ગ પણ નહોતો.

બીજે દિવસે સવારે ચાળીસેક વર્ષની એક બાઇ વિનીતાનું નામ પૂછતી પૂછતી તેને ત્યાં આવી. તેની પાસે વિનોદિનીની ચિઠ્ઠી હતી. વિનીતાએ તે વાંચી ત્યારે તે આશ્ચર્યચકિત થઇ. તેમાં વિનોદિનીએ લખ્યું હતું:

"તમારી મુશ્કેલી દૂર કરવા માટે આ બાઇને હું મોકલું છું. તે બ્રાહ્મણ જ્ઞાતિની છે, તેને રસોઈ કરતાં આવડે છે અને દર્દીઓની સારવાર કરવાની–નર્સિંગની પરીક્ષા તેણે પાસ કરી છે. તેનો એક માસનો પગાર મેં પહેલેથી તેને આપી દીધો છે અને તેની સાથે ઠરાવ કર્યો છે કે તેણે રસોઇ, સારવાર તથા બીજું ઘરકામ કરવું. જરૂર પડે તો તમારે ત્યાં રાત્રે સુઇ પણ રહેવું. હવે નિશ્ચિંત રીતે અમારી સાથે લાનોલી આવતાં તમને કશી મુશ્કેલી પડશે નહિ. હવે જો તમે હા–ના કરશો, તો મમ્મા અને પપ્પા સાથે હું પણ વોરંટ બજાવવા આવીશ! આજે એક વાગતાં આપણે નીકળવાનું છે, તમને લેવા માટે મોટર આવશે, માટે કપડાં-લત્તાં બાંધીને તૈયાર થઇ રહેજો."

હવે તો લાનોલી જવા માટે વિનીતાનો છૂટકો જ નહોતો. નારાયણપ્રસાદે અને રેવા ફોઇએ તો તેને ખુશીથી રજા આપી હતી.

કપડાં, ચોપડીઓ અને બીજો જરૂરી સામાન બાંધતાં બાંધતાં પણ વિનીતાને વિનોદિનીના સ્વભાવના જ વિચારો થયા કરતા હતા. બરાબર એક વાગતાં વિનોદિની પોતે મોટર લઇને આવી, અને તેમાં એસીને તેની સાથે નીકળતી વખતે પણ તે જ વિચારો વિનીતાના મનમાં ઘોળાયા કરતા હતા.

રસ્તામાં વિનીતાએ વિનોદિનીને પૂછ્યું: "કોઈ કોઇ માણસો પોતાના સૌજન્યથી સામા માણસને શરમાવી મૂકે છે, નહિ વારુ?"

વિનોદિનીએ જવાબમાં હસીને કહ્યું: "કોઇ કોઇ માણસો એવા હોય છે કે સામા ઉપર ભુરકી નાંખીને પછી હા–ના કરતાં ખૂબ આગ્રહ કરાવે છે, નહિ વારુ?"

"તે હું જાણુતી નથી; પણ તમે મને સાથે લઈ જવા માટે આટલું બધું કરશો, એવી મને કલ્પના જ નહોતી."

વિનોદિની માત્ર મૂગું હસી. તેનું ધ્યાન મોટરને જોરથી દોડાવવામાં હતું. કેટલીક વારે તેણે એકદમ વિનીતા તરફ મ્હોં ફેરવીને પૂછ્યું: "જો આટલાથી પણ તમે આવવાને કબુલ ન થયાં હોત, તો તમને કબૂલ કરાવાને મેં એક રામબાણ ઉપાય નક્કી કરી રાખ્યો હતો."

"એ વળી શું?"

"તમે કલ્પી શકો છો?"

"ના, બહેન!" વિનીતાએ સરલ જવાબ આપ્યો.

"ડાકટર ચંદ્રપ્રસાદે દર શનિવારે–રવિવારે સગવડ મળતાં લાનોલી ખાતે અમારી પાસે આવતા રહેવાનું કબૂલ કર્યું છે, તેમને હું કહેવાની હતી કે આજે જ અમારી સાથે ચાલો અને વિનીતા બહેનને સાથે આવવાનું કહો! તેમણે તમને કહ્યું હોત તો તમારી મગદૂર નહોતી કે તમે ના પાડો!"

આ સાંભળતાં જ વિનીતા ચમકી, પણ તુરત જ સાવધ થઇને બોલી: "સાબાશ! શા ઉપર આ બધો હિસાબ તમે ગણી રાખ્યો હતો વારુ? જો તમે એમ કર્યું હોત, તો હું બીલકુલ જ ન આવત, સમજ્યાં ને?"

એમ બોલીને વિનીતા મોટેથી હસી ખરી, પણ પછી કેટલીક વાર સુધી તેના અંતઃકરણમાં ખૂબ ધડભાંજ થયા કરી.



૧૨

## વિનોદિનીનો પ્રેમિક

લાનોલી પહોંચ્યા પછી ચારેક દિવસ વીતી ગયા, ત્યાંસુધી વિનીતાને ફોઇને વિસ્તારથી પત્ર લખવાની જાણે ફુરસદ જ મળી નહિ! ક્યાંથી મળે? વિનોદિની તેને ઘડીભર નવરી રહેવા દે ત્યારે ને?

બેબીની તે શિક્ષિકા હતી, પરંતુ બેબીને શિક્ષણ આપવાની બાબત કેવળ ગૌણ બની ગઈ હતી. મુંબઇમાં તે જેમ બેબી પાછળ કલાક-દોઢ કલાક ગાળતી, તેમ માત્ર અહીં ગાળતી, તેથી વિશેષ નહિ; પરંતુ તેમાંય વિનોદિની તેને સ્થિરતાથી બેસવા દેતી નહિ. તો પછી અભ્યાસનાં પુસ્તકો વાંચવાનું તો વિનીતાથી બને જ કેવી રીતે? આ જ કારણથી તે ફોઇને પત્ર લખવાને માટે જોઇતી ફુરસદ અને એકાંત મેળવી શકી નહોતી. લાનોલી પહોંચ્યા પછી એક પોસ્ટકાર્ડ પિતાજીને અને એક વિજયા ફોઈને તેણે માત્ર લખ્યો હતો, એટલું જ.

આજે રાત્રે શયનખંડમાં આવીને તેણે ફોઇને વિગતવાર પત્ર લખવાનો સમય મેળવ્યો. તેમાં તેણે લખ્યું:

"નાની બા! માફ કરજો; એક પોસ્ટકાર્ડ તમને મેં લખેલો, તે સિવાય આટલા દિવસ તમને વિસ્તૃત પત્ર લખવાની ફુરસદ હું

મેળવી શકી નથી. તમે મને ત્રીજે-ત્રીજે દિવસે સવિસ્તર પત્ર લખવાનું મુદ્દામ કહ્યું હતું, તે હું ભૂલી ગઇ નથી; પણ શું કરું નાની બા? મને પત્ર લખવાનો અવકાશ જ મળી શક્યો નહિ.

"વિનોદિની મારા પર અપાર પ્રેમ દાખવી રહી છે. પહેલાં તો એ પ્રેમની સત્યતા માટે મને સંશય હતો. ધનવાન લોકો મીઠું મીઠું બોલવામાં પાવરધા હોય છે અને તેમની મીઠી વાણીમાંથી અર્ધોઅર્ધ ટકા બાદ કરીને જ તેમની વાત માનવી, એવું તમે મને એક વાર કહેલું તે ધ્યાનમાં રાખીને હું વિનોદિની સાથે વર્તતી હતી. પણ હવે મારી ખાતરી થાય છે કે વિનોદિનીનો મારા પર કૃત્રિમ નહિ પણ ખરેખરો—અંતઃકરણનો પ્રેમ છે. કંચનલાલના કુટુંબમાં બધાં માણસો નિર્મળ મનનાં અને નિરભિમાની છે. રૂઢ થઈ ગએલા લોકાચારની વિરુદ્ધનું તેમનું વર્તન જોઇને લોકો તેમના સંબંધમાં ગમે તેમ આડુંઅવળું બોલે છે, પરન્તુ મને તો તે બહુ જ સારાં માણસો લાગે છે અને તેમના પરિચયમાં રહેવું પણ ગમે છે. વિનોદિનીનો સહવાસ તો મને બહુ જ ગમે છે નાની બા! જે વાત મને પોતાને કરવી ગમતી નથી તે જો વિનોદિની કરે છે તો મને ગમે છે. માણસે સ્વચ્છ રહેવું જોઇએ અને સારાં કપડાં પહેરવાં જોઇએ, પરંતુ હદ બહાર નાટકી ઠાઠ કરવા ન જોઇએ એમ હું માનું છું, છતાં વિનોદિની અરીસા સામે ઊભી રહીને ચહેરા પર ક્રીમ-પાઉડર લગાવે છે, ત્યારે તેને કૌતુકપૂર્વક જોતાં બેસી રહેવાનું મને ખૂબ ગમે છે! સુંદર મુલાયમ સાડીઓ અને તદ્દન ટૂંકી બાંયના સદરા કે બ્લાઉઝ પહેરીને ફરવા નીકળવાનો તેને ખૂબ શોખ છે, અને તેનો એ શોખ મને મારા સ્વભાવ મુજબ અપ્રિય લાગવો જોઇએ, પણ તેમ ન થતાં મને તેનો એ શોખ જોઇને આનંદ થાય છે. અને એ કપડાં તેને મજાનાં શોભી ઊઠે છે હો! તેની મુગ્ધ અને રમતિયાળ ટેવોને લીધે એ કપડામાં તેનું સ્વરૂપ ખીલી નીકળે છે એમ પણ લાગે છે. તેના રમતિયાળપણાની તો હદ જ નથી. દુનિયાના પ્રત્યેક

વિષયની સાથે થોડી-થોડી રમત કરવી જ જોઇએ એવી તેના અંતઃકરણમાં હોંશ હોય છે. કોઈ પણ આનંદવસ્તુને કેવળ નિષિદ્ધ માનીને તેનો ઉપયોગ જ ન કરવો એ વાત તે કદાપિ માન્ય રાખતી નથી. આમ છતાં તેના ખુલ્લા દિલની શી વાત કહું? તેની પાસે છુપાવવા જેવું કે કપટ કરવા જેવું કશું હોતું નથી, એટલી અસાધારણ સરલતા પણ હું તેનામાં જોઉં છું. તેણે પોતાના અંતઃકરણની ઊંડી ઊંડી વાતો પણ મને નિખાલસપણે કહી સંભળાવી છે. પોતાના મનની કાંઇ કાંઇ વાતો જ્યારે તે મને કહે છે, ત્યારે મને ઘણી વાર એવો સંકોચ થાય છે કે બીજા માણસની આવી-આવી ખાનગી વાતો મારે સાંભળવી એ ઠીક નથી, પણ તેને તેવું કશું લાગતું નથી. ફક્ત મારી પાસે જ તે સાચી વાતો ખુલ્લા દિલથી કહે છે, એવું હું જાણતી હોવાથી મને તેની વાતો સાંભળવી વધારે ગમે છે. માણસની સહાનુભૂતિનું મૂળ પણ કદાચ અહંકારમાં હોવાનો સંભવ છે. મારા કથનનું તાત્પર્ય એ છે કે વિનોદિની મને ઘડીભર વીલી મૂકતી નથી, હું કશું વાંચી શકતી નથી કે તમને પત્ર લખવાનો સમય પણ આજે ઊંઘમાં કાપકુપ કરીને મેળવું છું.

"હું વાંચવા માટે અભ્યાસનાં પુસ્તકો સાથે લઇને આવી છું ખરી, પણ આજસુધી તો એકે પુસ્તક ઉઘાડયું નથી અને લાનોલીમાં રહીશ ત્યાંસુધી હું કાંઈ વાંચી શકીશ કે કેમ તે માટે મને શંકા છે. અહીં સૃષ્ટિસૌંદર્ય એટલું પ્રસરી રહેલું છે કે તેનું પાન કરતાં હું ધરાતી નથી અને તેમાં વિનોદિની જેવી બહેનપણીનો સાથ હોય પછી પૂછવું જ શું? અને દિવસનો મોટો ભાગ ખેતરોમાં, ઝરણાંઓને કાંઠે કાંઠે કિંવા પહાડો પર વનરાજિઓમાં ભટકવામાં ગાળીએ છીએ. જ્યાં જોઇએ ત્યાં વર્ષાસ્નાન કરીને હર્ષથી ડોલતાં લીલાં, પીળાં, રાતાં આભરણોમાં સજ્જ થએલાં વૃક્ષો અને છોડવાઓ નજરે પડે છે. ગઈ કાલે એક ટેકરીની ખીણમાં પલાશ પર ઊભરાયલાં પુષ્પો જોયાં, તેનો પીળો-પીળો રંગ મારા મનને એવો તો

જચી ગયો કે તે ભૂલ્યો ભુલાતો નથી અને નજર સામે તરવર્યા કરે છે. ખરેખર, શરદ્ ઋતુ જેવો વિવિધ રંગોનો ભંડાર બીજી કોઈ ઋતુ પાસે નહિ હોય. એ ઋતુ છૂટે હાથે પૃથ્વીને હજારો રંગોની લહાણ કરે છે; તેટલી ઉદાર વસંતઋતુ પણ નહિ હોય એમ હું માનું છું.

"અને આ પુષ્પરાશિઓની વચ્ચે વસી રહેલાંઓને જે સુગંધ મળી રહે છે, તેની તો વાત જ શી કરવી! આ પત્ર લખું છું, ત્યારે પણ જમણા હાથની બારીમાંથી વન્ય લતાપુષ્પોની અને વનસ્પતિની ઉગ્ર સુગંધ પવનની સાથે અંદર આવે છે અને ચિત્તને તાજું ને તર બનાવી મૂકે છે. નાની બા! અત્યારે પૂર્વાકાશની ક્ષિતિજમાંથી ડોકિયાં કરી રહેલા ચંદ્રની શોભા જોવાને તમે મારી બાજુએ હોત તો કેવું સારું થાત! હું તેનું વર્ણન કરી શકતી નથી, અને મનમાં આવે છે કે જાણે ચંદ્રની સુધાને આંખો વડે પીતી જમીન પર હડપચી ટેકાવીને બારીમાં બેસી જ રહું! બાજુના એક ખંડમાં વિનોદિની ગાય છે અને તેના ગાનના સ્વર તદ્દન સ્પષ્ટ સંભળાય છે. શશીકાન્ત નામનો તેનો એક સ્નેહી આજે સાંજે પુનાથી આવ્યો છે, તેને વિનોદિની પોતાનું ગાન સંભળાવી રહી છે. શશીકાન્તનો વિનોદિની ઉપર ખૂબ જ પ્રેમ હોય એમ લાગે છે. વિનોદિનીનો પણ તેના પર પ્રેમ હોય એમ જણાય છે, પણ તે બહાર દેખાવા દેતી નથી. શશીકાન્તને લેવાને આજે અમે બેઉ બહેનપણીઓ સ્ટેશન પર ગઈ હતી; ત્યારે વિનોદિનીએ મને શશીકાન્ત સંબંધી બોલતાં કહ્યું: 'મને શશીકાન્ત બહુ જ ગમે છે.' મેં કહ્યું: 'ત્યારે એમ જ કહેને કે તારો તેના પર પ્રેમ છે!' એટલે તે બોલી: 'ઉંહું, એમ હોય તોપણ તેમ હું બતાવવાની તો નહિ જ!'

"નાની બા! મેં તો પત્ર લખતાં વાતને ક્યાંથી ક્યાં વેતરી નાંખી! તમને આવું બધું લખવાની કશી જરુર નહોતી, પણ લખાઈ ગયું તે ગયું. આટલેથી પત્ર પૂરો કરું છું.

"લી. તમારી ભત્રીજી વિ."

" તા. ક. મુદ્દાની વાત જ લખવી રહી ગઈ. અહીં આવ્યા પછી મારું વજન ચાર દિવસમાં એક રતલ વધ્યું છે; અને મને લાગે છે કે ભત્રીજીના દુબળા શરીરની ચિંતા હવે તમને કદાચ નહિ રહે ! વિ. "

પત્ર પૂરો કરી લીફાફામાં બંધ કરી વિનીતા બિછાનામાં પડી અને બારીમાંથી બહાર આકાશ તરફ દૃષ્ટિ કરી રહી.

ચંદ્ર આકાશમાં ચડ્યો હતો અને વિનીતા તે જોઈ શકતી નહોતી, પરન્તુ તેની ચાંદનીનો વિસ્તાર તે બારીમાંથી જોતી હતી. ઊંચે નીલ આકાશ, નીચે ચાંદનીમાં ન્હાતાં વૃક્ષો અને પુષ્પો, મંદ પવનથી તેમનામાં આવતી ગતિથી ભાસતી સજીવતા : એ બધું વિનીતાની સૌંદર્યરસિકતાને કેવું ઉલ્લસિત કરી રહ્યું હતું !

થોડી વારમાં વિનોદિનીનો ગાનસ્વર બંધ થયો, અને પછી વિનોદિની તથા શશીકાન્તની વાતચીતનો, દ્વારની ઉઘાડ-વાસનો અવાજ સંભળાયો. કોઈનાં પગલાં ઉતાવળે ઉતાવળે પડતાં હોય અને તે પોતાના ઓરડા પાસે આવીને એકાએક થોભી જતાં હોય, એવો વિનીતાને ભાસ થયો. એટલામાં વિનીતાના ઓરડાના બારણા ઉપર ટકોરો પડતો સંભળાયો. પાછળ અવાજ સંભળાયો : " વિનીતા ! વિનીતા ! "

એ વિનોદિનીનો સ્વર હતો.

શશીકાન્ત વિનોદિનીને ધીરે સ્વરે કહેવા લાગ્યોઃ " ઊંઘી ગઈ લાગે છે. તેને જગાડીને નકામી તકલીફ શાને આપે છે ? આપણે બે જણાં જઈએ..."

શશીકાન્તના શબ્દો તરફ ધ્યાન ન અપાતાં વિનોદિનીએ પુનઃ જોરથી દ્વાર ખખડાવ્યુંઃ " વિનીતા ! વિનીતા ! એટલી વારમાં ઊંઘી ગઈ ? શશીકાન્ત કહે છે કે ચાંદનીમાં ફરવા જઈએ; ચાલ, આવે છે ? વિનીતા ! ઓ વિનીતા ! "

વિનીતા બિછાનામાં ખુલ્લી આંખે પડી હતી, પણ ચાંદનીમાં ફરવા જવામાં શશીકાન્તનો કેવો હેતુ હોવો જોઇએ, તે તેના ધ્યાનમાં આવતાં વાર લાગી નહિ. આથી તેણે વિનોદિનીને કશો જવાબ ન આપતાં મૌન પકડી રાખ્યું અને જાણે પોતે ઊંઘી ગઈ છે એવો દેખાવ ચલાવ્યા કર્યો.

બારણાની બહાર વિનોદિની બોલતી સંભળાઈ: "વિનીતા તો ભરઊંઘમાં હોય એમ લાગે છે."

"ભલે, તેને ઊંઘવા દે." શશીકાન્ત બોલ્યો.

"તો પછી ફરવા જવાનો વિચાર જ માંડી વાળો."

"એમ કેમ? આપણે બેઉ..."

"ઉંહું! વિનીતા કાલે જાણે ત્યારે મારા પર ગુસ્સે થયા વિના રહે નહિ."

"પણ તે કેવી રીતે જાણવાની હતી?"

"તોપણ નહિ."

"આમ કેમ કરે છે વિનોદિની?" શશીકાન્ત આર્જવયુક્ત સ્વરે બોલતો સંભળાયો.

વિનોદિનીએ એક મોટું બગાસું ખાતાં કહ્યું: "અને મારા પર ઊંઘ જોરથી હલ્લો કરી રહી છે! શી ખબર, તમને હજી કેમ ઊંઘ નથી આવતી! કાલે આપણે ચાંદનીમાં ફરવા જઈશું, આજે નહિ; સાચેસાચ હું કાલે ચાંદનીમાં ફરવા આવીશ, અત્યારે તો ગુડ નાઈટ!"

"વિનુ! તારે મન મારી કશી કિંમત નથી." શશીકાન્તના સ્વરમાં દુ:ખ ધ્વનિત થતું જણાતું હતું.

"ઓ લો! આમ બાળક જેવા કેમ બની જાઓ છો? કાલે શું ચંદ્ર અને ચાંદની નાસી જવાનાં છે?" એમ બોલતી વિનોદિની બારણા પાસેથી દૂર જતી હોય એમ સ્વર ઉપરથી સમજાયું.

" તું ખરેખર નિષ્ઠુર છે..."

અને પછીના શશીકાન્તના કાંઈ શબ્દો વિનીતાના સાંભળવામાં આવ્યા નહિ. બેઉનાં પગલાંનો અવાજ ધીરે ધીરે દૂર જવા લાગ્યો અને થોડી વારમાં કેવળ નીરવતા પ્રસરી ગઈ.

સાંજે જ—શશીકાન્ત આવવાનો હતો અને વિનીતા તથા વિનોદિની તેને લેવાને સ્ટેશન પર ગયાં હતાં ત્યારે જ—વિનોદિનીએ વિનીતાને જે કહ્યું હતું તે વિનીતાને અત્યારે સાંભર્યું. તે વખતે વિનોદિની એમ બોલી હતી કે " શશીકાન્ત પર મારો પ્રેમ છે, પણ હું તે પૂરો દેખાડવાની નહિ ! "

વિનીતાને લાગ્યું કે—ખરેખર, શશીકાન્ત ઉપર વિનોદિનીના મનમાં પ્રેમ હોવા છતાં તે હેતુપુરઃસર તેનાથી દૂર ને દૂર રહીને વર્તતી હોવી જોઈએ. પણ એમ કરવામાં તેનો હેતુ શો હશે ?

વિનીતાને વિનોદિનીના સ્વભાવનો આ એક ચમત્કાર લાગ્યો અને તેને જરા ચીઢ પણ ચડી.

કોણ જાણે શાથી, પણ એ ક્ષણે વિનીતાને ડાક્ટર ચંદ્રપ્રસાદ સાંભર્યો અને તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો: " હું વિનોદિનીની પેઠે ડાક્ટરથી દૂર દૂર રહીને વર્તી શકું ખરી ? "

પણ આવો પ્રશ્ન પોતાના મનમાં ઉદ્ભવ્યો તે માટે તે પોતા પર જ ચિઢાઈ અને પુનઃ વિનોદિની તથા શશીકાન્ત સંબંધી વિચારે ચઢી.

શશીકાન્ત ઉપર વિનોદિનીનો દિલનો પ્રેમ હોવા છતાં તેણે આમ જાણી જોઈને થોડી પણ નિષ્ઠુરતા શામાટે દાખવવી જોઈએ, તે વિનીતાથી સમજાતું નહોતું.

શશીકાન્ત વિનોદિનીને બધી રીતે યોગ્ય હતો. તે ઊંચા ખાનદાનનો હતો, ઇંગ્લાંડમાં રહીને તે એન્જીનિયર થઈ આવ્યો હતો અને પુનામાં એન્જીનિયરિંગ કોલેજમાં જ તે એક મોટા હોદ્દા પર હતો. તે સ્વરૂપે દેખાવડો, ટેનીસનો સુંદર ખેલાડી, શરીરે મજબૂત અને

બોલવે ચાલવે વિવેકી તથા સારી રીતભાતવાળો દેખાઈ આવતો હતો. વિનોદિનીના પ્રેમને માટે તે સંપૂર્ણ રીતે પાત્ર હતો, એમ વિનીતાને સ્ટેશન ઉપર શશીકાન્તના સ્વલ્પ પરિચય પછી તુરત જ સમજાઈ ગયું હતું. આ જ કારણથી શશીકાન્ત વિનોદિની સાથે ચાંદનીમાં ફરવા જવાની ઇચ્છા દર્શાવે અને વિનોદિની તે માટે ના કહેવા જેવી નિષ્ઠુર બને તે વિનીતાને ગમ્યું નહિ. એ રીતે શશીકાન્તના દિલને દુઃખવનારી વિનોદિની ઉપર તેને સહજ ચીઢ ચડી હતી.



## ૧૩

## મહત્ત્વાકાંક્ષા અને પ્રેમનું ઘર્ષણ

તે રાત્રિના પ્રસંગ પછી વિનીતાના મનનો ચમત્કાર વધતો ગયો. તેને વિનોદિનીના સ્વભાવમાં એવી વિલક્ષણતા જણાઇ કે તેનો પાર વિનીતા પામી શકતી નહોતી. તેણે જોયું કે શશીકાન્ત જેમ જેમ પોતાનો પ્રેમ વધુ ને વધુ વ્યક્ત કરતો હતો, તેમ તેમ વિનોદિની કાંઇ કાંઇ યુક્તિઓ વડે તેનાથી દૂર ને દૂર રહ્યા કરતી હતી અને એકાન્તમિલનનો પ્રસંગ જ આવવા દેતી નહોતી! શશીકાન્તના વદનમાં મનોદુઃખની રેખાઓ વારંવાર દોરાયલી વિનીતા જોતી અને તેની સ્થિતિ જાણે દયાજનક બની જતી હોય એવું વિનીતાને ભાસવા લાગ્યું.

વિનોદિની તો જાણે આંખો હોવા છતાં આંધળાનો ઢોંગ જ કરી રહી હતી, અને ત્યારપછી ત્રીજે દિવસે એ ઢોંગ પરાકાષ્ટાએ પહોંચ્યો.

તે દિવસે સવારે વસંતલાલ નામનો એક મહેમાન આવી પહોંચ્યો. વિનોદિની જે ફીલ્મ કંપનીમાં કામ કરતી હતી તેનો એ માલીક હતો. તે એક ભવ્ય અને મૂલ્યવાન મોટર કારમાં બેસીને ત્યાં આવ્યો હતો અને વિનોદિનીને ભેટ આપવા માટે અવનવી વસ્તુઓ લેતો

આવ્યો હતો. તે રેશમી સૂટમાં સજ્જ થએલો હતો, મ્હોંમાં ચીરૂટ રાખ્યા જ કરતો હતો અને અંગ્રેજી અધકચરું આવડતું હોવા છતાં વારંવાર અંગ્રેજીમાં વાતચીત કરવાનો કિંવા ગુજરાતીમાં સારી પેઠે અંગ્રેજી શબ્દોની છાંટવાળી ભાષા બોલવાનો અભિલાષ દાખવ્યા કરતો હતો. તેની હસ્તાંગુલિમાંની વીંટીમાંનો હીરો ખૂબ ચમકદાર હતો અને તેને જોનારની દૃષ્ટિનું સૌથી વિશેષ આકર્ષણ હીરો કર્યા વિના રહેતો ન હતો.

વિનીતા તેને બહુ ઓળખતી નહોતી, પરન્તુ તેના આ ઠાઠ-માઠ અને કૃત્રિમતા ઉપરથી તેના મનમાં સ્વાભાવિક રીતે તેના પર તિરસ્કાર ઉપજ્યો. વિનોદિની તેની સાથે ઉત્સુકતાથી વાતો કરે, તેને મોટું મહત્ત્વ આપીને વર્તે, તેની સાથે હસવાની અને મશ્કરી કરવાની ય છૂટ લે એ વિનીતાને ગમ્યું નહિ. વિનીતાને વિનોદિની સાથે એકાંત વાતચીત કરવાની તક મળી નહિ, નહિતો તેણે કદાચ વસંતલાલ સાથેના વિનોદિનીના વર્તન તરફ અપ્રસન્નતા પણ દાખવી હોત; પરંતુ વિનોદિની અને વસંતલાલ સવારથી જ વાતોએ ચઢ્યાં તે તેમાંથી નવરાં જ પડ્યાં નહિ; વિનીતા તો શું પણ બિચારો શશીકાન્ત પણ વિનોદિનીની સ્મૃતિમાંથી ઊડી ગયો હોય અને વસંતલાલની હાજરીએ એ બેઉને ભુલાવી દીધાં હોય, એવો જ ઘાટ દેખાતો હતો.

શશીકાન્તને વિનોદિનીનું આ વર્તન અસહ્ય લાગ્યું તેથી, કે કોણ જાણે શાથી, તે લાનોલીથી પૂના ચાલ્યો ગયો.

વસંતલાલ બે દિવસ રહીને મુંબઇ પાછો ફર્યો. જતાં જતાં તેણે વિનોદિનીને કહ્યુંઃ "ત્યારે હવે ભૂલશો નહિ કે તમારા ચિત્ર-પટની પહેલી અજમાએશ શુક્રવારે રાત્રે રાખી છે; તે દિવસે થોડા મિત્રો અને પત્રકારો સમક્ષ ફીલમ ખાનગી રીતે બતાવવાનું ઠરાવ્યું છે."

વિનોદિની હસીને બોલીઃ "ઓહ, એ તે કાંઇ હું ભૂલું તેવી છું?"

"અને હું શુક્રવારે તમને તેડવા મોટર લઇને આવીશ."

" ના, ના, આપે તસ્દી લેવાની જરૂર નથી. મારી ગાડી છે ને, હું જ તેમાં મારી મેળે આવીશ."

વિનોદિનીનો આ જવાબ સાંભળતાં વિનીતાના ધ્યાનમાં આવ્યું: "પુરુષો ન જાણી શકે એ રીતે તેમને દૂર જ રાખવાની વિનોદિનીની આ ચતુરાઇ તો નહિ હોય ?"

વસંતલાલ હસીને બોલ્યો: " તમારી પાસે ગાડી છે તે હું જાણું છું, પણ અમારી કંપનીના મુખ્ય સ્ટાર–એકટ્રેસને સુયોગ્ય માન આપવું એ શું અમારી ફરજ નથી ?"

વિનોદિની મસ્તક અને આંખોના અભિનયપૂર્વક બોલી: " ના, ના, તમે તસ્દી ન લેતા. હું અને આ મારી બહેનપણી, તે ઉપરાંત કદાચ મમ્મા–પપ્પા, એ બધાંને લઇને હું મારી ગાડીમાં જ આવીશ."

" વેલ, વેલ." એમ કહી, આંગળીમાંની હીરાની વીંટી ફેરવતો વસંતલાલ પોતાની મોટરમાં બેઠો.

" ગુડ બાઈ !" કહેતી વિનોદિની વિનીતાના ખભા ઉપર હાથ મૂકીને તત્ક્ષણ ઝપાટાથી બંગલા તરફ વળી. પાછળ વસંતલાલ કાંઇક બોલ્યો, પણ વિનોદિનીને તે સાંભળવાની પરવા હોય તેમ જણાયું નહિ.

વસંતલાલ સંબંધે વિનોદિનીના અંતઃકરણમાં કેટલો ઓછો મૃદુ ભાવ હતો તે આ ઉપરથી વિનીતા જોઇ શકી; અને તેથી તો વિનોદિનીના વર્તન સંબંધી જે ચમત્કાર તેને બે દિવસ પૂર્વે જણાવા લાગ્યો હતો તે ખૂબ જ વધી પડ્યો.

સાંઝે વિનીતા એકલી ફરવા જવા માટે બંગલામાંથી બહાર નીકળી; પણ એટલામાં વિનોદિનીએ તેને જોઇ અને બૂમ મારીને કહ્યું: " અરે સાહેબ ! અમારે પણ ફરવા આવવું છે !"

" એમ ? મને શી ખબર કે હું તમને સાંભરતી હોઇશ !"

" સમજી, સમજી !" ચેષ્ટાપૂર્વક એ ઉદ્‌ગાર કાઢીને વિનોદિની

હાથમાં એક નાજુક સોટી લઈને ચપાચપ પગથિયાં ઊતરી દોડતી વિનીતા પાસે પહોંચી અને બેઉ ફરવા ચાલ્યાં.

કેટલીક વારે વિનીતાનો હાથ પોતાના હાથમાં પકડીને વિનોદિની સોલ્જરની 'ક્વિક માર્ચ'ની ઢબે નિયમિત પગ ઉપાડતી ચાલવા લાગી અને બોલીઃ "હું જાણું છું, તને મારા પર થોડી ચીઢ ચડી છે."

"થોડી જ કેમ?"

"ત્યારે ખૂબ! પણ મને ખાતરી છે કે તારી ચીઢને હું એક ક્ષણમાં ઉડાડી મૂકીશ."

"એમ કે? સૌની ચીઢને તું ઉડાડી મૂકીશ એવી તને ખાતરી છે?"

"સૌની વળી કોની?" વિનોદિની એકદમ ચાલતી થોભીને ભવાં ચડાવીને બોલી.

"તને ન સાંભરતું હોય, તો હું શીદને સંભારી આપું? સામાનું મન હરી લઈને પછી તેને ત્રાસ આપવાની વિદ્યા તું કોની પાસેથી શીખી?"

"વિનીતા પાસેથી!" અને વિનોદિની હસતી હસતી વિનીતાની કોટે વળગી પડી.

પણ વિનીતા હસી નહિ. પોતાના મનમાં ગંભીર વિચારો ચાલી રહ્યા છે એ તેને બતાવવું હતું. તે સ્તબ્ધ થઈને ચાલવા લાગી.

કેટલેક દૂર ચાલીને એક નાની ટેકરી પરના ખડક ઉપર બેઉ જઈને બેઠી, તોપણ વિનીતાએ પોતાની સ્તબ્ધતા છોડી નહિ. વિનોદિની રમતિયાળપણે કાંકરા વીણી વીણીને સામે વહી જતા ઝરણાના પાણીમાં ફેંકવા લાગી, તે તરફ પણ વિનીતાએ ધ્યાન આપ્યું નહિ. તે પાસે ઊગેલાં જંગલી ફૂલો ચૂંટીચૂંટીને સૂંઘતી હતી.

"એમ આડું જોઈને શું બેઠી છે? આ મારી રમત તો જો!" છેવટે વિનીતાને બોલાવવાને વિનોદિનીએ કહ્યું.

" શું જોઉં ? મને ખબર છે કે માણસોનાં મનની સાથે પણ તું એવી જ કાંકરાચાળી કરે છે ! "

" અરે, પણ તું મને છાની-છાની ચૂંટીઓ શાને ખણે છે ? ગુન્હો કહ્યા વિના કેદમાં પૂરનારી સરકાર તું ક્યારથી બની ? "

" તારો ગુન્હો હું શીદને કહું ? તું ક્યાં નથી જાણતી ? તને તો એ જ શિક્ષા કરવી જોઇએ કે પૂને જઇને શશીકાન્તની માફી માંગ ! "

" એ...મ ? હવે સમજી કે તું કોનું વકીલાતનામું લઇને મારા પર આટલી ચિઢાઈ છે ! "

" તો ઊઠ, એકદમ પૂને જા. "

" ઉંહું ! "

" તો ઘેર ચાલ અને મારા દેખતાં શશીકાન્તને પત્ર લખીને કહી દે કે મારી આશા રાખશો નહિ, તમારા પર મારો પ્રેમ નથી ! "

" વાહ રે વાહ ! જેના પર પ્રેમ હોય, તેને હું એવું લખું ખરી કે ? "

એમ કહેતાં વિનોદિનીએ એવા અભિનયપૂર્વક હાસ્ય કર્યું કે વિનીતાને આગળ શું બોલવું તેની સમજ જ ન પડી ! પણ વિનીતા તેથી ચૂપ ન રહી. તેણે તીક્ષ્ણ દૃષ્ટિ કરીને વિનોદિનીને કહ્યું: " તારી આ પ્રેમની રીત જ મારાથી સમજાતી નથી. "

વિનોદિની એકદમ ગંભીર બની ગઇ. તેના વદન પરનો રમતિયાળ ભાવ અદૃશ્ય થઇ ગયો. વિનીતાના ખભા ઉપર હાથ મૂકીને તે બોલી: " સાંભળ, મારા પ્રેમની રીત વિલક્ષણ તો છે જ. સામાન્ય સ્ત્રી કરતાં મારે કાંઇક વધારે કરી બતાવવું છે. હું મહત્ત્વાકાંક્ષિણી છું. મારે મારું ધ્યેય સાધવું છે. મારામાં જે કલા છે, તેને યોગે મારે દુનિયામાં નામ કાઢવું છે, અને સ્વતંત્ર રહીને મારી કાર્યશીલતાને વેગ આપવો છે; એ મારી મહત્ત્વાકાંક્ષા પાર પાડવા માટે પ્રેમસ્વાતંત્ર્યનો ભોગ મારે આપવો જ જોઇએ. સ્ત્રી જો પ્રેમને વશ થઇને ગતિ કર્યે જ જાય તો તે પોતાની મહત્ત્વાકાંક્ષા સાધી

શકે નહિ, અને છેવટે પરવશ બને; સાધ્યસાધના માટે પ્રેમને પણ રુંધી રાખવો જોઇએ. ખરેખર, સ્ત્રીનું જીવન જ કુદરતે કાંઇ એવું બનાવ્યું છે કે એક યા બીજી રીતે તેને પરવશ જ બની રહેવું પડે..."

વિનીતા વિનોદિની સામે તાકી રહીને તેનું કથન સાંભળી રહી. બેઉ સ્તબ્ધ બનીને કેટલીક ક્ષણ બેસી રહી. વિનીતા વિનોદિનીના કથનને પૂર્ણ રીતે સમજી શકી હોય તેમ જણાયું નહિ અને વિનોદિનીને પણ લાગ્યું કે વિનીતા પોતાની પાસેથી વિશેષ સ્પષ્ટતાની અપેક્ષા કરી રહી છે. થોડી વારે વિનોદિની જાણે પોતાના વિચારોમાંથી જાગ્રત થઈ હોય તેવી રીતે એકદમ બોલવા લાગી: " વિનીતા ! મહત્ત્વાકાંક્ષા એક બહુ વિલક્ષણ ભાવના છે. તેને માટે અનેક સુખોનો ભોગ આપવો પડે છે અને અણધાર્યાં દુઃખો માથે ઓઢી લેવાં પડે છે. ખરું કહું તો વસંતલાલ ઉપર મને અત્યંત અભાવ છે, પણ તે મારી આસપાસ પતંગિયાની પેઠે ભમ્યા કરે એ મને જોઈએ છે ! ચિત્રપટના કાર્યમાં મારે ઉચ્ચમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી જગતમાં નામના કરવી છે, અને તે માટે મને વસંતલાલ બહુ ઉપયોગી થઈ પડે તેમ છે......"

વિનીતા ભ્રૂકુટી ચઢાવીને બોલી : " પણ તે માટે કલાકોના કલાકો સુધી તેની સાથે એકાંતમાં બેસી રહેવાની શી જરૂર ? "

" અને એમ બેસવામાં હરકત પણ શી ? "

" તે પુરુષ છે, તું સ્ત્રી છે ! "

" એટલે ? "

વિનીતા બોલી: " તારો પ્રેમ વસંતલાલ ઉપર હોત, તો કશી ફીકર નહોતી, પરંતુ તું જ કહે છે કે તેના પર તારો અભાવ છે. "

" હા, અને તેથી જ તેની સાથે એકાંતમાં બેસવામાં ભય રાખવાનું મને કશું કારણ નથી. "

" મારી માન્યતાથી કેવળ ઊલટી જ વાતો તું કરે છે. "

"જરા વિચાર કરીશ તો મારી વાત તને તું ધારે છે એટલી વિચિત્ર નહિ લાગે. પુરુષની સાથે સ્ત્રી વાતો કરે, હસે કે આંખો મિલાવે, પરન્તુ જ્યાંસુધી સ્ત્રી તરફથી પુરુષને થોડું પણ ઉત્તેજન મળતું નથી–તે ઉત્તેજન કેવી રીતે અપાય તે હું સમજાવી શકતી નથી–ત્યાંસુધી સામાન્ય રીતે પુરુષ મર્યાદા છોડવાની હિંમત કરી શકતો નથી. બળાત્કારના બધાય કિસ્સાઓમાં સ્ત્રી કેવળ નિરપરાધી હોય છે એમ હું માનતી નથી. બહુધા એમ જ બને છે કે સ્ત્રી અંગારા ઉપર ફૂંક મારવાનું કામ કરે છે અને છેવટે જ્યારે તેમાંથી ઝાળ નીકળે છે, ત્યારે તે ગભરાઈને બૂમરાણ કરી મૂકે છે! મનમાં સ્પષ્ટ કે અસ્પષ્ટ થોડો અનુરાગ હોયા વિના સ્ત્રી પુરુષના આક્રમણનો ભોગ બનતી નથી. આમાં અપવાદ હોવાનો સંભવ છે, પરંતુ સામાન્ય રીતે તો હું કહું છું તે જ સાચું છે. એક ચોક્કસ મર્યાદાથી પુરુષને આગળ ન વધવા દેવાનું ચાતુર્ય અને સામર્થ્ય સ્ત્રીમાં કુદરતથી જ રહેલું છે. મારી મહત્ત્વાકાંક્ષા પૂરી કરવાના સાધન તરીકે વસંતલાલને હું ગમે તેટલો આગળ વધવા દઉં, તોપણ મને તેમાં કશો ભય લાગતો નથી, કારણકે મારો તેના પર અભાવ છે અને મારું મન એ અંગારા ઉપર ફૂંક મારવાનું કામ કદાપિ કરવાનું નથી એવી મારી ખાતરી છે. પણ શશીકાન્તની સાથે એકાંતમાં બેસતાં મને ભય લાગે છે; તેની ઉપરના અનુરાગને કારણે કદાચ હું અંગારાને ફૂંક મારનારી બની જઉં તો?"

"એમ?" વિનીતાએ આશ્ચર્યોદ્ગાર કાઢ્યો.

"હા. તેને મર્યાદામાં રાખતાં મારા મનને બહુ હેરાન થઈ જવું પડે છે. પુરુષો અધીરા હોય છે. સામાન્ય રીતે પુરુષોની એવી અધીરાઈ સ્ત્રીઓને ગમે છે પણ ખરી, કારણકે તેથી તેને પોતાના સામર્થ્યનું ભાન થાય છે અને એ રીતે તેના માની સ્વભાવને પોષણ તેમ જ મોજ મળે છે; પણ શશીકાન્તનો સ્વભાવ તો બહુ ઉતાવળો છે. તેનો સ્વભાવ જો તેવો ન હોત, તો આજે તેને મારે

ખરાબ લગાડવું પડ્યું છે તે ન પડત. તેને એમ લાગે છે કે મારો તેના પર પ્રેમ છે, માટે મારે તેની સાથે એકદમ લગ્ન કરી નાંખવું જોઈએ."

"હા, અને એમાં ખોટું શું છે?"

"તેની દૃષ્ટિથી જ જોઈએ તો એમાં કશું ખોટું નથી. પણ હું તો હંમેશાં મારી દૃષ્ટિથી જ વિચાર કરનારી છું. લગ્ન થયું, એટલે મારી મહત્ત્વાકાંક્ષા પૂરી થવાનો માર્ગ બંધ થઈ જવાનો. આજે તે લગ્ન કરવા માટે અધીરો થાય છે, અને લગ્ન થયા પછી તે પિતૃત્વ માટે અધીરો નહિ થાય એની શી ખાતરી! અને એક વાર મારા પર માતૃત્વ આવી પડ્યું, એટલે મારી મહત્ત્વાકાંક્ષા પર પાણી ફરી વળેલું સમજવું! તું ભલે મને ગાંડી લેખે; પરંતુ મારી વિચાર-સરણીમાં ભૂલ છે એમ તો તું નહિ કહી શકે. મારે કાંઈ પણ કાર્ય કરી બતાવવું હોય કે મહત્ત્વાકાંક્ષા પૂરી કરવી હોય તો બાળકોની જંજાળને મારે દૂર જ રાખવી જોઈએ, નહિ વારુ? પુરુષોની સાથે મીઠો સહચાર રાખવામાં અને ઉપલકિયો અનુરાગ દાખવવામાં જે સુખ કે આનંદ મળતાં હોય તેટલાથી જ સંતુષ્ટ રહેવું જોઈએ. તું કહીશ કે આ મહત્ત્વાકાંક્ષાની પૂર્તિ કરવા માટે હું બંડખોર બનું છું અને કેવળ સ્વલ્પ આનંદ લઈ શકું છું, પરન્તુ બીજી બાજુએ આંતર પ્રેમની પૂર્તિ કરવા માટેનું ખરું સ્ત્રીસ્વાતંત્ર્ય અને ખરો આનંદ એ બેઉ ગુમાવી બેસું છું; તને એમ લાગે તે ખોટું નથી અને સ્વાભાવિક પણ છે. મને પણ કોઈ કોઈ વાર એમ લાગે છે અને તે વખતે મને મારા મન ઉપર ચીઢ ચડે છે. પણ કુદરત ઉપર ચિઢાવું એ નકામું છે. પ્રેમ કરવા માટે પુરુષ અને સ્ત્રી બેઉ એકસરખી રીતે સ્વતંત્ર છે, પરન્તુ એક વાર પ્રેમની ગાંઠ બંધાઇ એટલે પુરુષ સ્વતંત્ર જ રહે છે, જ્યારે સ્ત્રીના હાથપગ બંધાઈ જાય છે, એવો કુદરતનો ન્યાય છે. સ્ત્રી પૂર્ણ રીતે સ્વાતંત્ર્ય મેળવી શકે એવી સ્થિતિ જ નથી. કોઈ ને કોઇ પ્રકારની ગુલામગીરી તો તેણે સ્વીકા-

રવી જ જોઈએ છે!" એટલું કહેતાં વિનોદિનીએ એક ઊંડો નિઃશ્વાસ નાંખ્યો.

વિનીતાના મનમાં વિચારનું ધમસાણ મચી રહ્યું. વિનોદિનીની વિચારસરણી જાણ્યા પછી પોતાને કાંઈ કહેવા જેવું રહેતું જ નહોતું એમ તેને લાગ્યું. તેણે નીચું માથું ઘાલી બેઠેલી વિનોદિની તરફ એક વાર માત્ર નિહાળીને જોયું અને પછી આકાશ તરફ દૃષ્ટિ ફેરવી.

સૂર્ય અસ્ત પામ્યો હતો. રાત્રિનો અંધકાર ધસી આવતો હતો. "વિનોદિની! હવે અંધારું થયું, ચાલો ઘેર જઈએ." એમ કહેતી વિનીતા ઊઠી અને વિનોદિની પણ તેની પાછળ દોરાઈ.



## ૧૪

## ચંદ્રપ્રસાદ લાનોલી આવે છે

સવારે વિનીતા બેબીના અભ્યાસખંડમાં દાખલ થઈ, તે જ વખતે બેબીએ કેલેન્ડરની ગઈ કાલની તારીખનું પાનું ફાડી નાંખ્યું અને વિનીતાએ વાંચ્યું: "ઓક્ટોબર ૧૨, શનિવાર."

"શનિવાર!" એ અસ્ફુટ ઉદ્‌ગાર કાઢતાં વિનીતાએ બારીમાંથી બહાર દૃષ્ટિ કરી. રોજ કરતાં આજનું આકાશ તેને વધારે મનોરમ લાગ્યું, સૃષ્ટિસૌંદર્યમાં પણ અસાધારણ વૃદ્ધિ થએલી ભાસી, પક્ષીઓના સ્વરમાંથી વિશેષ મધુરતા રેલાતી જણાઈ, અને વનપુષ્પોની સુગંધમાંથી તો જાણે નરી માદકતા જ ઊભરાઈ રહી હતી.

બેબી પાઠ વાંચવા લાગી. વિનીતા બારી પાસે ઊભી ઊભી જ તે સાંભળતી હતી. બેબી વાચનમાં ભૂલો કરતી હતી, પરન્તુ વિનીતાને એ ભૂલો સુધારવાનો ખયાલ પણ નહોતો.

થોડું વાંચીને બેબી થોભી.

"હાં, આગળ વાંચ!"

"હું બરાબર વાંચું છું?"

"હા, હા!"

"નહિ! હમણાં જ મેં એક ભૂલ કરી, પણ તમે તે કાઢી નહિ. આજે તમે કાંઈ જુદા જ વિચારમાં હો એમ લાગે છે."

"ના, ના, તેવું કશું નથી, બેબી! આજે તો આ વનની સુંદરતા ખૂબ જ ખીલી નીકળેલી મને લાગે છે, તેથી હું તે જરા નિહાળી રહી હતી."

"મેં ધાર્યું કે તમે ડાકટર ચંદ્રપ્રસાદની મોટર આવવાનો રસ્તો નિહાળી રહ્યાં હશો; સામેને રસ્તે જ મુંબઈથી મોટરો આવે છે અને વળી આજે શનિવાર થયો."

પોતાના જ મનનું પ્રતિબિંબ આ નાનીશી છોકરી પણ પારખી ગઈ, તે જોઇને વિનીતા મનમાં ખૂબ શરમાઈ ગઈ. ખરેખર, આજે શનિવાર થયો એટલે ચંદ્રપ્રસાદને લાનોલી આવવાનો દિવસ હતો અને વિનીતાને તે યાદ પણ હતું.

વિનીતા સ્મિત કરતી બોલી: "બેબી, આજે ડાકટર આવવાના, તે તને ક્યાંથી યાદ આવ્યું?"

"કેમ યાદ ન આવે? ડાકટર આવે ત્યારે મને ખૂબ ગમ્મત પડે છે; મમ્મા, પપ્પા, બ્હેન બધાંયને ગમ્મત પડે છે! અને તમને?"

"ઉંહું!"

બેબી હસતી આંખે પોતાની શિક્ષિકાને જોઈ રહી. વિનીતા બહેન કોઈ દિવસ નહિ અને આજે જૂઠું બોલે છે એમ તેને લાગ્યું, પણ એ જૂઠનું કારણ સમજવાની શક્તિ તેનામાં ક્યાંથી હોય?

પણ શનિવારે ચંદ્રપ્રસાદ લાનોલી ન આવ્યો.

સવારની બધી સુંદરતા અને મધુરતા સાંજે વિનીતાને કરમાઈ ગએલી લાગી. તે દિવસે બેબીને વાર્તા કહેવાની હતી તે વિનીતાએ ન કહી; એટલે બેબી વિનોદિની પાસે ગઇ. "મોટી બહેન! આજે તો તમે મને એક મજાની વાર્તા કહો."

"કેમ, વિનીતા બહેન પાસેથી વાતોનો ભંડાર ખૂટી ગયો કે શું?"

એમ બોલતી વિનોદિની વિનીતા પાસે પહોંચી. તે એક પુસ્તક વાંચતી આરામખુરશીમાં પડી હતી.

"કેમ વિનીતા! આજે તો કાંઈ પુસ્તકો વાંચવાં ખૂબ ગમે છે! બેબીને વાર્તા પણ ન કહી?"

"વાર્તા? હા, એ તો હું વિસરી ગઈ. એ ફરિયાદ તારી પાસે પહોંચી કે શું?"

"હા."

"તો બેબીને મોકલ મારી પાસે."

"પણ આજે તો તારા ઢંગ ન્યારા બની ગયા છે."

"એવું શું છે વળી?"

"તારા વદન પર ખિન્નતા છે."

"કોણ કહે છે?" વિનીતા ખુરશીમાં એકદમ બેઠી થતી બોલી.

"એમ કૃત્રિમ ઉત્સાહ ન દાખવ! તું ખિન્ન છે; ડાકટરને કાંઈ કામ આવી પડયું હશે, માટે જ તે નહિ આવ્યા હોય; કાલે જરૂર આવશે."

વિનીતા હસી પડી, પણ એ હાસ્યમાં ફિકાશ હતી. તે બોલી: "તને મનના ઘોડા દોડાવવાની ટેવ પડી છે..."

પણ વિનોદિની તો એ ટકોર કરીને હસતી હસતી ચાલી ગઈ હતી.

* * *

રવિવારે ચંદ્રપ્રસાદ લાનોલી આવી પહોંચ્યો અને તે બંગલાના કંપાઉન્ડમાં પેસતાં જ સર કંચનલાલ તેની સામે દોડી પહોંચ્યા અને "ઓ હો! ડાકટર, તમે આવી પહોંચ્યા કે?" એમ બોલતાં તેનો હાથ પકડી લીધો.

" અરે વિનોદિની ! એક ભાણું વધારે પીરસાવજે ! મહેમાન આવ્યા છે."

મહેમાન શબ્દ સાંભળતાં જ એક બાજુએથી સુશીલાગૌરી આવ્યાં, બીજી બાજુએથી વિનોદિની ધાઇ આવી, બેબી પણ અભ્યાસખંડ છોડીને બહાર દોડી આવી અને ઘડીભર બંગલાના વરંડામાં જ આનંદનો કોલાહલ મચી ગયો. કાંઈ કાંઇ પ્રશ્નોત્તર થયા, ઉદ્‌ગારો નીકળ્યા, હાસ્યધ્વનિ ઊઠ્યા. બગીચામાં ઊડતાં પંખીઓ પણ ચમકીને જોઈ રહ્યાં કે–કોઈ વાર મનુષ્યો પણ પક્ષીઓનો કિલકિલાટ કરી મૂકે છે ખરાં !

વિનોદિનીની ગઇ કાલની ટકોરથી લજાયલી વિનીતા બેબીના અભ્યાસખંડમાંથી હજી બહાર નીકળી નહિ, ત જોઇને વિનોદિની બોલી ઊઠીઃ

" અરે વિનીતા ! મહેમાન અમારા છે અને તારા નથી કે ? બહાર તો નીકળ ! "

છેવટે લજ્જાને મળી જઇને વિનીતાને બહાર આવવું પડ્યું. તે હસતી હસતી ડાકટરની સામે જઇને ઊભી અને મનને અત્યત સંયમમાં રાખીને બોલીઃ

" આવ્યા ડાકટર ? મારા પિતાજીને કેમ છે ? "

" સારું છે."

" તમે મારે ત્યાં ગયા હતા ? "

" હા ત્રણ–ચાર વાર ગયો હતો. "

" રેવા ફોઈ કાંઇ બોલ્યાં'તાં ? "

" હા, તેમણે કહ્યું છે કે વિનીતાને કહેજો કે ઘરની કાંઇ ચિંતા ન કરે, અને શરીર સારી પેઠે સુધારે."

વિનીતા હસી, અને તેણે લજાઇને બાજુએ જોયું.

વિનોદિની બોલીઃ " વિનીતાનું વજન વધ્યું તો લાગે છે."

ડાકટરે કહ્યુંઃ " બે રતલ વધ્યું હોવું જોઇએ."

વિનીતા ચમકીને બોલીઃ " તમે કેવી રીતે જાણ્યું ? "

" ત્રિરાશીને હિસાબે; ચાર દિવસમાં એક રતલ તો આઠ દિવસમાં બે રતલ ! "

" ઓ...લો ! ડાક્ટર ! તમે કાંઈક ચોરી કરી લાગે છે ! "

ચંદ્રપ્રસાદ હસ્યોઃ " ચોરી હું શામાટે કરું ? વિજયા ફોઈએ મને પત્ર આપ્યો તે મેં વાંચ્યો, એમાં મેં શી ચોરી કરી ? "

" ઓ પ્રભુ ! તમે શું મારો આખો પત્ર વાંચ્યો ? "

" વાંચવા મળે, તો કેમ ન વાંચું ? "

" ભલે વાંચ્યો, પણ... "

" પણ હું કોઈને કહેવાનો નથી, કે વિનીતા એક કોલેજકુમારી જ નથી, પણ એક પ્રતિભાશીલ લેખિકા પણ છે, તેની કલમમાં અજબ શક્તિ ભરી છે અને કદાચ કવિ પણ બની શકે... "

" બસ કરો, બસ કરો, કહેવાનો નથી કહીને પણ બધું કહી તો દો છો ! "

અને સૌ હસતાં હસતાં દિવાનખાનામાં ગયાં.

* * *

કંચનલાલના કુટુંબને એક પારસી મિત્રને ત્યાં ચાહનું નિમંત્રણ આવ્યું હતું એટલે સાંજે ચાર વાગતાં સૌ ત્યાં જવા તૈયાર થયાં. વિનીતાએ વિનોદિનીને કહ્યુંઃ " પાછી વેળાસર આવજે, મોડું ન કરીશ. "

" હા, હા, વહેલી આવીશ, કાંઈ કામ છે ? "

" કેમ વળી ! ભૂલી ગઈ ? ડાક્ટરની સાથે આપણે ફરવા જવાનું છે. "

વિનોદિની હસી. તેના હાસ્યમાં લુચ્ચાઈ હતી. ડાક્ટરની સાથે ફરવા જવામાં પોતાનો સાથ વિનીતા માંગી રહી છે તે તેના સમજવામાં આવ્યું, પણ વિનોદિનીની તો એવી જ ઈચ્છા હતી કે

વિનીતા ને ડાકટર જ એકલાં ફરવા જાય. પરન્તુ તે અત્યારથી શામાટે કહેવું? તેણે જવાબ આપ્યો: "હા, હા, જરૂર વહેલી આવીશ."

સૌ ગયાં. વિનોદિનીએ ઇચ્છાપૂર્વક જ પાછા ફરવામાં મોડું કર્યું. છ વાગતાં સુધી તેની રાહ જોઇને વિનીતા થાકી, એટલે છેવટે તે અને ડાકટર એકલાં જ ફરવા જવા નીકળ્યાં.

રસ્તામાં વિનીતાએ પૂછ્યું: "કાલે કેમ ન આવ્યા? સાહેબનાં ઘરનાં બધાંએ તમારી ખૂબ રાહ જોઈ."

ચંદ્રપ્રસાદ સમજી ગયો કે વિનીતા ચતુરાઈથી સાહેબના ઘરનાંની વાત કરે છે, પરન્તુ ખરી રીતે તે પોતે જ રાહ જોઈ રહી હોવી જોઈએ. તે મનમાં બોલ્યો: "સ્ત્રીઓ કેવી ચતુરાઇથી બોલી જાણે છે ને! દિલ દીધું હોય તોપણ તે મ્હોંએથી કબૂલ કરવાનું નહિ! પ્રેમની ક્રીડામાં માનિનીત્વ અને લુચ્ચાઇ એ બે જ સ્ત્રીઓનાં હથિયાર!" પણ ડાકટરે પ્રકટ રીતે તો જુદો જ જવાબ આપ્યો: "કાલે આવનાર હતો, પણ એક ગંભીર કેસ આવી પડ્યો, અને એક બાળક તથા તેની માતાના જીવના જોખમનો પ્રશ્ન હતો, એટલે હું તેની પાછળ રોકાઈ રહ્યો. તે એક ગરીબ મીલમજૂરની સ્ત્રી હતી; મારી એક દિવસની મોજ જાય, પણ તેનું તો ઘર ભાગે..."

"પણ ડોકટરો તો કઠોર હૃદયના હોય છે ને!" વિનીતાએ ટોળ ઉપાડી.

"હા, ડાકટરો દર્દી પર ઓપરેશનની છુરી ચલાવતાં કઠોર જરૂર થાય છે, પરંતુ ભર્તૃહરિએ સ્ત્રીની કઠોરતા વર્ણવી છે, તે કરતાં ડાકટરોની કઠોરતા નિરાળા પ્રકારની હોય છે!"

"ભર્તૃહરિ જેવા સ્ત્રીનિંદકની વાત મારે સાંભળવી નથી."

"હાં...હાં! પગ નીચે રેલો આવ્યો, એટલે ભર્તૃહરિને નવો શિરપાવ મળ્યો! વિનોદિનીએ તને ખૂબ ચતુર બનાવી લાગે છે."

વિનીતા હસતી હસતી ચાલવા લાગી. બેઉ જણાં કેટલીક વાર સુધી ચૂપકીથી આગળ વધ્યાં.

રસ્તાની બેઉ બાજુએ ઝાડીમાં આવેલા નાના મોટા બંગલાનાં છાપરાં ધીરે ધીરે અદૃશ્ય થવા લાગ્યાં. આસપાસની લીલોતરીમાંથી ભવ્ય પર્વતશિખરો ડોકાં ઊંચાં કરીને ઊભેલાં દેખાતાં હતાં. એક બાજુએ નાનું તળાવ આવ્યું, તેમાં જંગલી કમળો ઊગી નીકળ્યાં હતાં. વચ્ચે એક પૂલ આવ્યો, તેની નીચેથી ખળખળ કરતું સ્વચ્છ પાણી વહી રહ્યું હતું. સંધ્યાકાળનો પક્ષીરવ ધીરે ધીરે વધતો જતો હતો. કોઇ કોઇ ફરવા નીકળેલાં સ્ત્રીપુરુષો નજરે પડતાં હતાં. આ નૈસર્ગિક અને મનુષ્યકૃત સુંદરતાનો અભિનવ સમન્વય વિનીતા અને ડાકટરને અહ્‌લાદકારક લાગ્યો. એ આહ્‌લાદમાં તેઓ એક ટેકરી પર ચડીને સ્વચ્છ જગ્યા જોઈ બેઠાં.



## ૧૫

## પ્રેમાર્જવ

સામેના પહાડ પરથી પાણીનો નાનો ધોધ પડતો હતો અને તેનું પાણી સર્પાકારે વહી રહ્યું હતું, તેમાં આકાશ પ્રતિબિંબિત થઈ રૂપેરી રેલ ચાલી રહી હોય એવો ભાસ થતો હતો. ટેકરીની આસ-પાસ વળાંક લેતી રેલ્વે ટ્રેનની મોખરાની વિજળીક બત્તી ક્ષણમાં પ્રકાશ ફેંકતી, ક્ષણમાં કોઈ ટેકરીની આડમાં લપાઈ જતી અને પુનઃ તેજઃપટને જોરથી વિસ્તારતી મનોરમ દૃશ્ય નીપજાવી રહી હતી. વૃક્ષો, લતાઓ અને વનસ્પતિની ઉગ્ર શીતળ સુવાસ ત્વચા અને નાસિકાને સૌખ્યપ્રદાન કરતી ઉત્તેજતી હતી. વાયુના પુનઃપુનઃ આવતા સપાટા સૂં–સૂં કરતા વાઈ રહ્યા હતા.

ચંદ્રપ્રસાદે વિનીતા તરફ દૃષ્ટિપાત કર્યો. આસપાસ રમી રહેલા સૌંદર્ય તરફ તેની દૃષ્ટિ નહોતી. તે કોઈ ઊંડા વિચારમાં પડેલી હતી. કાંઈ વાતચીતનો પ્રસંગ ઉપાડીને તેનું ધ્યાન બીજી દિશાએ

વાળવાનો યત્ન કરવાને બદલે તેને એ જ સ્થિતિમાં રહેવા દઈને તેને જોયા કરવામાં ચંદ્રપ્રસાદને આનંદ પડ્યો. ચંદ્રપ્રસાદની દૃષ્ટિને વિચારમુગ્ધ વિનીતા અત્યંત સુંદર લાગી.

ઊભા ઘુંટણને હાથના અંકોડાથી ભીડી વિનીતા બેઠી હતી. કેશપાસની મોખરાની લટો છૂટીને વાયુથી ફરફરતી હતી, તેથી તેનું કપાળ વિશેષ વિશાળ અને ભવ્ય લાગતું હતું. ધનુષ્યાકારની કાળી ભ્રમરોની નીચે અર્ધ મીંચાયલી બદામ જેવી આંખો પુષ્પના નાજુક કેસર જેવી પાંપણોથી ઢંકાઈ રહી હતી અને કોઈવાર પાંપણો ઊંચી નીચી થતાં તેની આંખોનો ઓચિંતો ચમકારો ચંદ્રપ્રસાદને મનોમુગ્ધકર લાગતો હતો. નાસિકાની ઊભી–સીધી રેખા અસ્ત પામતા સૂર્યની ક્ષિતિજલાલિમાથી ચમકતી હતી. તેના બિડાયલા ઓઠમાંથી પણ જાણે મધુરતા સરી રહી હોય એવો ભાસ થતો હતો. આ સૌંદર્યમૂર્તિને આંખો ભરીભરીને નિહાળવા સૂર્ય પણ ક્ષિતિજમાં ડૂબવાની આનાકાની કરી રહ્યો હોય એમ ચંદ્રપ્રસાદને લાગ્યું.

ચંદ્રપ્રસાદ તેને એમ ને એમ નિહાળતો મૂગો જ બેસી રહ્યો હોત, પરન્તુ એટલામાં જાણે વિનીતાનો વિચારસ્રોત જુદો વળાંક લેતો હોય તેમ તેણે એકદમ ચંદ્રપ્રસાદ સામે જોયું.

ચંદ્રપ્રસાદ હસ્યો અને તેણે પૂછ્યું: “ એટલા મોટા શા વિચારમાં પડી ગઈ'તી ? ”

વિનીતા કંચિત્ સ્મિત કરીને બોલી: “ સૃષ્ટિનું આવું ભવ્ય, ઉદાત્ત, રમણીય દૃશ્ય જોઈએ છીએ, ત્યારે એમ જ લાગે છે કે જગતમાં સ્ત્રીપુરુષોનાં સુખદુઃખના ભેદ કેવા કૃત્રિમ છે ! સૃષ્ટિના આ ભવ્ય સ્વરૂપમાં એવા ભેદોને અવકાશ ક્યાં છે ? પુરુષોની બધી શક્તિઓનો વિકાસ થાય અને સ્ત્રીઓના વિકાસને અનેક બંધનોથી રુંધવામાં આવે, એ યોજના કદાપિ નિસર્ગનિર્મિત હોઈ શકે જ નહિ: એ તો મનુષ્યકૃત વિસંવાદિતા જ છે. સ્વતંત્ર થવા ઈચ્છતી સ્ત્રીના હૃદયને સૃષ્ટિ પોતાનાં આવાં દૃશ્યો દ્વારા જાણે એમ જ કહી રહી છે,

કે પુત્રી ! હું તારો માનસિક તરફડાટ જાણું છું, અને હું તને કદાપિ અળગી કરીશ નહિ, તેની તું ખાતરી રાખજે; કૃત્રિમ નીતિનિયમોથી તું થાકે, કંટાળે, ગભરાય અને ગ્લાન બની જાય, ત્યારે હરકોઈ ક્ષણે મારી પાસે આવજે અને મારે ખોળે વિશ્વાસપૂર્વક માથું મૂકજે..."

બોલતાં બોલતાં વિનીતા એકદમ સ્તબ્ધ બની ગઈ અને તેણે ઊંડો નિઃશ્વાસ નાંખ્યો.

ચંદ્રપ્રસાદ બોલ્યો: "તું કહે છે તે ખોટું તો નથી, પણ આપણી સમાજવ્યવસ્થામાં સ્ત્રીનું જીવન કચડાઈ રહ્યું છે તેમાં મોટે ભાગે નીતિનિયમોની વિષમતાનો જ દોષ હોવા છતાં તું ધારે છે તેટલી દોષરહિત કુદરત પણ નથી, હોં ! સ્ત્રીના વિકાસને રુંધનારા મનુષ્યકૃત બંધનો છે તેને એક હિંમતવાન સ્ત્રી ધારે તો તોડી શકે છે, પણ સ્ત્રીના વિકાસને રુંધનારું કુદરતનું બંધન તોડવું તો લગભગ અશકય છે, એ તારા ખયાલમાં છે ?"

વિનીતાના વદન ઉપર એકદમ ગંભીરતા છવાઈ. તે ધીરે સ્વરે બબડી: "એમ ? મને તો એમ નથી લાગતું..."

ચંદ્રપ્રસાદ વિનીતા સાથે એ વિષેની લાંબી ચર્ચામાં ઊતરી પડયો હોત, પરન્તુ આવા આનંદની એકાંત ઘટિકાઓ એવા વિવાદમાં વેડફી નાંખવાનું તેને ગમ્યું નહિ. આવી ગંભીર ચર્ચામાં વિનીતા દટાય અને તેની સ્વાભાવિક મધુરતા વણસી જાય એ ચંદ્રપ્રસાદને રુચતું નહોતું. તેણે વિષયાંતર કરવાને સહેજ દૂર આવેલા એક ફૂલરોપ તરફ આંગળી કરીને કહ્યું: "પેલાં પીળાં ફૂલ બહુ સુંદર છે; ચાલ જરા, થોડાં ચૂંટીએ."

ચંદ્રપ્રસાદે વિનીતાનું કાંડું પકડી તેને ઉઠાડી અને પછી હાથમાં હાથ રાખીને જ બેઉ એ ફૂલરોપ તરફ ચાલ્યાં. વિનીતાને લાગ્યું કે ડાકટર હાથ છોડે તો ઠીક, પરંતુ તેના હાથમાંથી હાથ છોડાવી લેવા જેવો અવિશ્વાસ, અધીરતા અને અવિવેક તે દાખવી શકી નહિ.

અને એ સુખદ હસ્તસ્પર્શ ત્યજવાની તેને ખાસ ઈચ્છા પણ થતી નહોતી.

થોડાં પુષ્પો ચૂંટી બેઉ સૂંઘતાં અને વાતો કરતાં આગળ ચાલ્યાં. સૂર્યાસ્ત થઈ ગયો અને બંગલાની દિશાએ તેઓ વળ્યાં. વિનીતા બોલી: "હવે ફરીથી આવો ત્યારે કાકાજીને તેડતા આવજો. તેમના આનંદી સ્વભાવથી બધાંને ખૂબ આનંદ પડશે."

"ના, ના, એ બને તેમ નથી. હમણાં-હમણાં તે મારા પર જરા ચિઢાયલા રહે છે, એટલે હું કહું છતાં તે મારી સાથે આવવાની હા નહિ કહે."

"નહિ, નહિ, કાકાજી તમારા પણ ચિઢાય જ નહિ ને! તમે ખોટું કહો છો."

"હું તારી પાસે ખોટું બોલું ખરો?"

"ત્યારે ચિઢાવાનું કારણ શું છે?"

"આગળ મેં તને એક વાર કહ્યું હતું કે પિતાજીના એક ધનવાન મિત્ર છે તેમનો વિચાર પોતાના ગામમાં મીશનરીઓના જેવી એક સુંદર હોસ્પિટલ કરવાનો છે, અને તેના મુખ્ય ડાક્ટર તરીકે મારી નીમણુંક કરવાનો છે. તે મને સારી પેઠે પગાર આપવા તૈયાર છે. વળી તે જગ્યા લેવાથી હું લોકસેવાનું કામ સારી પેઠે કરી શકું તેવો સંયોગ પણ છે. પિતાજીની એવી ઈચ્છા છે કે મારે તે જગ્યા લેવી અને ત્યાં જઈને રહેવું. પણ મને ત્યાં જવાનું ગમતું નથી. એ ધનવાન ગૃહસ્થનો ફરી પાછો કાગળ આવ્યો, તે ઉપરથી પિતાજી અને મારી વચ્ચે જરા રકઝક ચાલી અને પિતાજી મારા પર ચિઢાયા. ત્યાં જવાનું મને કેમ ગમતું નથી તેનું ખરું કારણ તેમને મારાથી સમજાવી શકાતું નથી; તેનાં ખોટાં કારણો ગમે તેટલાં કહું તે સ્વાભાવિક રીતે તેમના ધ્યાનમાં ઊતરતાં નથી."

"પણ પિતાજીને ન કહેવા જેવું કયું કારણ છે?" વિનીતાએ પૂછ્યું.

" છે... "

" મનેય નહિ કહો ? "

" ન કહું તોપણ તું જાણી શકે તેવું છે..."

વિનીતા ક્ષણભર સ્તબ્ધ રહીને બોલી: " એમ ભેદભર્યું કેમ બોલો છો ? સ્પષ્ટતાથી કહો ને ! હું તો એવું કાંઈ કારણ કલ્પી શકતી નથી. "

ચાલતાં ચાલતાં ચંદ્રપ્રસાદ એકદમ થોભ્યો. તેણે વિનીતાના બેઉ હાથ પોતાના હાથમાં લઈને કહ્યું: " વિનીતા ! "

ઘીચ ઝાડીમાંથી પગથી પસાર થતી હતી. સૂર્ય અસ્ત પામ્યો હતો અને સંધ્યાનો આછો અંધકાર વૃક્ષસમૂહને લીધે ગાઢ બનતો હતો. પણ ફરવા નીકળેલાં માણસો કયારે અને કઈ બાજુએથી ત્યાં નીકળી આવશે તેનો કશો નિયમ નહોતો. વિનીતા જરા ગભરાઈ પણ તેને ચંદ્રપ્રસાદના હાથમાંથી પોતાનાં હાથ છોડાવવાનું ગમ્યું નહિ. તે સ્પર્શસુખ ઉન્માદક હતું. બીજા કોઈ પણ સુખકારક સંવેદન કરતાં પ્રેમપૂર્ણ સ્પર્શસુખ હજારગણું વિશેષ આહ્લાદપ્રદ હોય છે; તે જ કારણથી ગાઢાલિંગન સિવાય મનુષ્યની પ્રેમની ભૂખ શમતી નથી.

વિનીતા પહેલાં તો ક્ષણભર ભયથી ધ્રૂજી ગઈ હતી, પણ હવે ધ્રૂજરી દૂર થઇને તે આખે શરીરે સુખકારક રોમાંચ અનુભવી રહી હતી. તેણે પોતાના હાથ ચંદ્રપ્રસાદના હાથમાં રહેવા દીધા, એટલું જ નહિ, પણ તેની આંગળીઓ સળવળવા લાગી. ચંદ્રપ્રસાદે તેના ઉષ્માભર્યા હાથ જરા દાબ્યા અને કહ્યું: " વિનીતા ! તારા સહવાસનું સુખ ફેંકી દઈને દૂર જઇ રહેવાનું મારાથી બને તેમ નથી. તું મારી સાથે આવે તો જ હું આનંદથી દૂરના દેશમાં જઈ રહી શકીશ. આપણ બેઉ ત્યાં જઇએ અને આમ હાથમાં હાથ ભેરવીને બને તેટલી લોકસેવા કરીએ તો કેવું ?! સાથે રહીશું, સાથે જમીશું, સાથે વાતો કરીશું અને સાથે મનોરાજ્યના કિલ્લાઓ બાંધીશું ! તું

આવીશ ? હું અધીરો થતો નથી, પણ ક્યારેય પણ તું મારી થઇશ એવી આશા હું મનમાં રાખું ?"

વિનીતાના અંગમાં પુનઃ ધ્રુજારી છૂટી. નાજુક વાયુલહરિમાં ઊડી રહેલી પુષ્પપાંદડીની પેઠે પોતે સુખપૂર્વક ઝોલાં ખાતી તરી રહી છે એવું તેના મનને લાગ્યું. સુખની ભરતીમાં ડૂબતા-તરતા માણસની સ્થિતિ નાકમાં-મ્હોંમાં પાણી જવાથી ગૂંગળાતા શિખાઉ તરનારા જેવી થાય છે. તેનાથી બોલાતું નથી. વિનીતા પણ તે રીતે સ્તબ્ધ બની ગઈ. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ.

બીજે દિવસે પણ તે મોટે ભાગે એમ સ્તબ્ધ રહીને જ વર્તતી હતી. તે કોઇની સાથે બહુ બોલતી નહિ.

ચંદ્રપ્રસાદ મુંબઇ જવા નીકળ્યો ત્યારે વિનોદિની અને વિનીતા તેને સ્ટેશન પર વળાવવા ગયાં. ડબા પાસે ઊભાં રહીને ત્રણે જણાં કાંઇ વાતો કરતાં હતાં. વચ્ચે સ્ટોલ પરથી વર્તમાનપત્રો લેવા માટે વિનોદિની જરા દૂર ગઈ, એટલે ચંદ્રપ્રસાદે વિનીતાને કહ્યું: "હવે તો હું આવતા રવિવારે આવી શકીશ."

વિનીતાનું વદન લજ્જાથી લાલ-લાલ થઈ ગયું. તે કાંઈ જ બોલી નહિ, એટલે ચંદ્રપ્રસાદે પૂછ્યું: "આવું ને ?"

વિનીતાએ જરા માથું હલાવીને હકાર સૂચવ્યો, ત્યારે તેના હોઠની હીલચાલ થયાથી તેના સુપુષ્ટ કપોલ પર જે ખંજન પડયાં, તેને ચૂમી લેવાનું ચંદ્રપ્રસાદને મન થયું. તેની આંખોમાંનું માર્દવ નિરંતર જોયા કરવાનું સુખ ભોગવવા તે અધીરો થયો. પણ તેની સંયમશીલતાએ તેને સુખસ્વપ્નમાં જ પોઢાડી દીધો અને ગાડી ચાલી ગઇ.

પરન્તુ ચંદ્રપ્રસાદ પુનઃ લાનોલી આવે એવો યોગ જ આવ્યો નહિ. ઊલટું ત્રણ દિવસ પછી વિનીતા પર તેનો એક્સપ્રેસ તાર આવ્યો કે નારાયણપ્રસાદની તબિયત એકદમ બગડી ગઇ છે, માટે વિનીતાએ તાબડતોબ મુંબઇ આવવું.

વિનીતા પહેલી જ ગાડીમાં મુંબઈ ગઈ. પિતાની સ્થિતિ જોઈને તે ગભરાઈ અને રડવા લાગી. વિજયા ફોઈ પણ ભાઈની શુશ્રૂષા માટે મુંબઈ આવીને રહ્યાં હતાં. ચંદ્રપ્રસાદ રોજ ત્રણ વાર આવતો અને જરૂરી સૂચનાઓ કરતો. નર્સ પૂરી કાળજીથી નારાયણપ્રસાદની સારવાર કરતી. વિનીતા આવી ત્યારે નારાયણપ્રસાદ ભાનમાં પણ નહોતો. માંડમાંડ તેણે એક વાર આંખો ઉઘાડી, વિનીતાને આવેલી જોયા પછી આંખો મીંચી દીધી હતી, તે પાછી તેણે ફરીથી ઉઘાડી જ નહિ.

અને બીજા દિવસનું સવાર પડતાં પહેલાં તો માતૃહીન વિનીતા પિતૃહીન પણ થઈ ગઈ.



૧૬

## વિનીતાના મનની ગૂંચવણ

મધરાત વીતી હતી. નટવર એક ખૂણામાં પથારી કરીને સૂઈ રહ્યો હતો. અંદરના ખંડમાં વિનીતા પોતાની પથારીમાં તરફડતી– ઊંઘવાને મથતી પડી હતી. તેની બાજુમાં જ રેવાબાઈની પથારી હતી.

પિતાના મૃત્યુથી વિનીતા નિશ્છત્ર બની ગઈ હતી, એ તેને બહુ લાગતું હતું. માતાનું મુખ તેણે જોયું નહોતું અને પિતા પણ તેને મૂકીને જતા રહ્યા, ઉપરથી નઠોર ભાઈનો બોજો તેના ઉપર મૂકતા ગયા. તે સ્થિતિ તેને મૂંઝવતી હતી. ફોઈઓ કરતાં પિતા પર વિનીતાની ઓછી લાગણી હતી, પરંતુ મનુષ્યનું મૃત્યુ થતાં તેની ખોટ જેમ વિચારશીલ અને લાગણીશીલ મનુષ્યને પુનઃ પુનઃ સાંભરી આવે છે, તેમ વિનીતાના મનમાં થયા કરતું હતું. “ તે મારા પિતા હતા, મારા છત્રરૂપ હતા, મને તેમણે જ જન્મ આપ્યો હતો ” એવો વિચાર આવતાં તેનું હૃદય ડસડસી રહેતું હતું. પોતાનો ભાઈ જો

ડાહ્યો હોય, તો પિતાની ખોટ ન સાલવા દે, તે વિનીતા સમજતી હતી, પણ એ તો આશા ક્યાં હતી ? વિજયા ફોઇની હૂંફ તેના મનનો ભાર ઓછો કરતી હતી, છતાં તે કંઇ નવ માસ ઉદરમાં રાખનારી માતા તો નહોતી જ ને ? પિતા જતાં વિનીતાને માતા વધારે ને વધરે સાંભરી આવવા લાગી.

"વિનીતા !" પથારીમાં તરફડતી વિનીતાના વાંસા પર હાથ ફેરવતાં રેવાબાઇએ કહ્યું : "ઊંઘ નથી આવતી બહેન ?"

"ના, મોટી બા !" ખોખરે સાદે વિનીતા બોલી: "આંખો મીંચું છું, પણ મગજ મીંચાતું નથી."

"આજે જ નારાયણનું મરણ થયું છે એટલે તારા ચિત્તમાંથી તે ખસતું નહિ હોય; પણ દિવસ જશે તેમ તેમ તે વિસારે પડશે."

"બધું વિસરાશે, ફોઇબા ! પણ એક વાત નહિ વિસરાય કે હું જનક અને જનેતા વિનાની–છત્ર વિનાની જાણે એકલી–અટૂલી બની ગઈ છું !"

"તું એકલી નથી, બેટા !"

"તમે છો, વિજયા ફોઇ છે, ભાઈ છે, એમ તો હું એકલી નથી, પણ..."

"વિનીતા ! તું પિતા વિનાની છે ખરી, પણ માતા વિનાની નથી !"

"હેં ?" વિનીતા બિછાનામાંથી એકદમ બેઠી થઇ ગઇ.

"હા, વિજયા જ તારી માતા છે–ફોઈ નથી; હું તારી ફોઇ નથી પણ મારી છું !" રેવાબાઇએ અત્યંત ધીરે સ્વરે કહ્યું.

"ત્યારે નારાયણ......"

"એ તારા મામા,–પિતા નહિ !"

વિનીતાનું મગજ જાણે ચક્કર–ચક્કર ભ્રમવા લાગી ગયું.

* * *

તે દિવસ પછી વિનીતા જાણે ભ્રમિત મનુષ્ય જેવી બની ગઇ. તેની બોલ-ચાલમાં અને બધા વર્તનમાં તે વિચિત્ર દેખાવા લાગી. તેના મનમાં જે પ્રશ્નો અત્યંત ગૂંચવણભરેલા અને ગૂઢ લાગતા હતા તેના ઉત્તરો હવે તેને મળતા હોય એમ જણાવા લાગ્યું. પિતા કરતાં નાની ફોઈ તરફ પોતાનું અંતઃકરણ કેમ વધારે ખેંચાયા કરે છે, પોતાના અને ભાઈના સ્વભાવમાં આટલું વિશાળ અંતર કેમ છે, એ પ્રશ્નો તેને વારંવાર ચકિત કરતા હતા, પણ હવે એ પ્રશ્નોનો ઉકેલ થઈ ગયો હતો અને તેનો માનસિક ચમત્કાર અદશ્ય થયો હતો.

વિનાતાના જન્મનું રહસ્ય નારાયણપ્રસાદ પણ જાણતો નહોતો. પોતાની પત્નીના મૃત્યુ પછી તેની પાછળ પોતાની પુત્રી વિનીતા મોટી થયે ઘરકામનો બોજો ઉપાડી લેશે અને પોતાનું ઘર ચાલ્યા કરશે એવી તેની સમજણ હતી; વિનીતાને તે પોતાની જ પુત્રી માનતો હતો તેથી તે તેના ઉપર પિતાતુલ્ય અધિકાર બજાવતો હતો. તેના મૃત્યુ પછી નટવરને આશા હતી કે હવે બહેન ભણી કમાઇને ઘર ચલાવશે અને પોતાને કશી ચિંતા રહેશે નહિ, પણ તેની આશા પણ થોડા દિવસમાં ઊડી ગઇ. નારાયણપ્રસાદના મૃત્યુ પછી પંદરેક દિવસ વીત્યા પછી વિનીતા વિજયા પાસે આવીને રહી, પરન્તુ મુંબઇની ગંદી ચાલી છોડીને વીલેપારલેમાં વિજયાના-હવે તો પોતાની માતાના-સુંદર બંગલામાં આવીને રહેવાથી પોતાને આનંદ થયો કે દુઃખ થયું, તેની વિનીતાને સમજ પડી નહિ.

વિજયાને આજસુધી વિનીતા પોતાની નાની ફોઇ સમજતી હતી, પરન્તુ તે જ પોતાની ખરી માતા હતી, અને પોતે હવે માતાની ગોદમાં જ આવીને રહી છે, એ વિચાર વિનીતાને સુખસંવેદન કરાવતો; પરન્તુ બીજી જ ક્ષણે તેને વિચાર થતો કે "મારી માતા હવે મને પ્રકટ રીતે પુત્રી કહીને બોલાવશે કે નહિ ? હું તેને ખુલ્લી 'બા' કહી શકીશ કે નહિ ?" આ વિચાર તેને દુઃખગ્રસ્ત ચિંતનમાં ધકેલી દેતો.

જે અજ્ઞાત કારણે માતાએ પોતાને મામાને સ્વાધીન કરી હતી, તે કારણે હવે પછી પણ છેવટસુધી તે પોતાને ભત્રીજી જ કહેશે; લોકદૃષ્ટિની અવગણના કેવી રીતે થશે?

આ પ્રશ્નોના જવાબો વિનીતાને તેનું મન આપી શકતું નહોતું: પોતાના જન્મનું રહસ્ય તે કોઈ રીતે સમજી શકતી નહોતી. માતાને તે માટે પૂછી શકાય કે નહિ, એ પ્રશ્ન તેણે પોતાના મનને સેંકડો વાર પૂછી જોયો, પણ તેની હિંમત ચાલી નહિ. "બાને વાજબી જણાશે ત્યારે તે મને કહેશે" એમ વિચારીને તે મન વાળીને બેસી રહેતી.

આ વિચારપરંપરા અને સુખ–દુઃખની તરંગાવલિમાં વિનીતાના દિવસો વિચિત્ર મનઃસ્થિતિમાં જવા લાગ્યા. તે ભ્રમિત જેવી રહ્યા કરતી અને પોતાની એ વિલક્ષણ મનઃસ્થિતિ માતાની જાણમાં નહિ આવવા દેવાને તરફડ્યા કરતી.

એક દિવસ રાત્રે નવ વાગતાં એકાએક વિનોદિની તેની પાસે આવી પહોંચી અને એક સુંદર બોલપટ જોવા આવવા માટે તે તેને આગ્રહ કરવા લાગી. વિનીતાના પિતાનું મૃત્યુ થયાની ખબર જાણીને વિનોદિની તથા સર કંચનલાલ લાનોલીથી એક વાર ખાસ આવીને વિનીતાને ધીરજ આપવાનો વિવેક કરી ગયાં હતાં, અને મુંબઈમાં પાછા ફર્યા પછી પણ તેઓ એક–બે વાર આવીને વિનીતાને મળી ગયાં હતાં. વિનીતાને પિતાના મરણથી બહુ દુઃખ લાગી આવ્યું છે એ વિનોદિનીના સમજવામાં આવી ગયું હતું. વિનોદિનીનો સ્વભાવ ભાવનાપ્રધાન હતો એટલે વિનીતાને તેનું મનોદુઃખ ભુલાવવાને તે યત્ન કર્યા કરતી. વિનીતાને થોડો વખત દુઃખ ભુલાવવાના હેતુપૂર્વક જ આજ તે તેને બોલપટ જોવા તેડી જવા આવી હતી.

"હું તને ખાસ બોલાવવા આવી છું, સમજી?"

"ઉંહું, મને આવવાની ઇચ્છા નથી, તું એકલી જા. બળ્યું, એમાં શું જોવાનું છે?"

"કેમ શું જોવાનું છે? આવું સુંદર બોલપટ તો મુંબઈમાં કોઈ જ વાર આવે છે."

"આ જીવન જ એક બોલપટ જેવું નથી, વિનોદિની? મારી બાબતમાં તો મને તે એક નાટકના તમાશા જેવું જ લાગે છે."

વિનીતાના ઉદ્ગારોનું પૂર્ણ રહસ્ય વિનોદિની સમજી શકે તેમ નહોતું; એટલે તેણે એ ઉદ્ગારોને વિનીતાના કરુણ ચિંતનના ફળરૂપ માનીને કહ્યું: "વાહ, પિતાના મૃત્યુ પછી તો તું જાણે કોઈ બુઢ્ઢા તત્ત્વજ્ઞાની જેવી બની ગઈ લાગે છે, વિનીતા! પણ હું તને એમ ઘરડી ડોસી થવા દેવાની નથી, ચાલ ઊઠ!" વિનોદિનીએ એમ કહેતાં વિનીતાનો હાથ પકડ્યો.

પણ વિનીતાએ તો નીચી દૃષ્ટિ કરીને નકાર જ ભણ્યા કર્યો.

"સીનેમામાં ન આવવું હોય, તો અમસ્થી મોટરમાં ફરવા ચાલ. નારાયણપ્રસાદ ગુજરી ગયા ત્યારથી–લગભગ મહિનાથી તું ઘરની બહાર નીકળી નથી. કોલેજ ઊઘડી ગઈ છે, તોય તું કોલેજમાં જતી નથી. એમ ઘરમાં ભરાઈ બેસવાથી કેમ ચાલશે? ફરવા ચાલ, એટલે તારામાં જરા ઉલ્લાસ આવશે."

વિનીતાએ મસ્તક ઊંચું કરીને કહ્યું: "તું મને આટલા પ્રેમથી તારી સાથે આવવાનું કહે છે પણ તને વારંવાર ના પાડતાંય મને શરમ આવે છે અને આવવાની ઇચ્છા જ થતી નથી, તો કેવી રીતે તારી સાથે બહાર આવું? મારું દુઃખ ભુલાવવાને તું મથે છે, તે શું હું સમજતી નથી? પણ તને ખરું કહું? દુઃખ ભુલાવવાનું એવું હમેશનું ઔષધ મારી બાબતમાં નકામું છે. મારું દુઃખ ઓછું કરવાનું તારા તો શું પણ ખુદ મારા હાથમાં પણ નથી."

વિનોદિની વિનીતાના આ ઉદ્ગારોને બરાબર સમજી શકે તેમ નહોતું. બાજુના ખંડમાં વિજયા એક આરામખુરશીમાં પડી હતી, ત્યાં જઈને વિનોદિનીએ તેને કહ્યું: "વિજયા ફોઈ! આ વિનીતા

કેમ બાવરી જેવી બની ગઇ છે ? તમારા સહવાસમાં રહીને તે ગાંડી ગાંડી વાતો કેમ કરે છે ? તે જરા ઉલ્લાસમાં આવે, તેટલા માટે હું તેને ફરવા જવા તેડવા આવી છું અને તે આવવાની ના કહે છે; તમે આવીને તેને જરા સમજાવોને ! "

વિજયાએ આંખો લૂછીને ઊંચું મસ્તક કરી કહ્યું: "તેની ઇચ્છા વિરુદ્ધ તું તેને સાથે તેડી જઈશ, તેમાં શો ફાયદો ? તેને વધારે આગ્રહ કરવો રહેવા દે."

વિનોદિનીએ ધાર્યું નહોતું કે વિજયા કોઇ પણ આવો ઉલ્લાસહીન જવાબ આપશે. તે મૂગી મૂગી એ જવાબ સાંભળી રહી અને હવે વિનીતાને સાથે તેડી જવાનો આગ્રહ નકામો છે એમ જોઇને તે વિનીતાની રજા લઇ ચાલી ગઈ.

તે ગયા પછી વિજયા વિનીતા પાસે આવી. પાસેના ખંડમાં બેઠાં બેઠાં તેણે વિનીતા અને વિનોદિની વચ્ચે થએલી બધી વાતચીત સાંભળી હતી. તેણે વિનીતાના ખભે હાથ મૂકીને કહ્યું: " વિનીતા ! તું ગાંડી છે હોં ! "

વિનીતાએ મસ્તક ઊંચું કરી માતાની આંખોમાં પોતાની આંખો પરોવીને કહ્યું: " બા, હું ગાંડી નથી, પણ અનિશ્ચિત સ્થિતિ અને અતિવિચારથી હું કદાચ ગાંડી થઈ જઇશ, એવો મને ભય રહે છે. મારું કહ્યું તને ન ગમે તો મને ક્ષમા કરજે, પણ મારા જન્મના રહસ્ય વિષે પૂરો ખુલાસો તારે જો ન કરવો હોય, અને 'આ મારી માતા' એમ તને પ્રકટ રીતે ઓળખાવવાની પરવાનગી તારે મને ન આપવી હોય તો મારું ભાવિ જીવન મને કંટાળો ઉપજાવનારું લાગશે એ નક્કી છે. મને જન્મ આપીને તેં રેવા ફોઈ—ના, રેવા માશી તથા નારાયણ મામાને હવાલે કરી એ ભલે, પરન્તુ ખરેખર મેં તારે ઉદરે જન્મ લીધો હતો કે નહિ એ શંકાથી મારો જીવ વ્યાકુળ થઈ જાય છે. અને હવે પછી પણ પુત્રી તરીકે મને બોલાવવાની તારી ઇચ્છા ન જ હોય, તો...તો..."

વિનીતાથી આગળ બોલી શકાયું નહિ. તેનો કંઠ ભરાઈ ગયો. તે માતાની કમરને વળગી પડી અને અંતરમાંથી ઊભરાઇ આવતાં ડુસકાંને દબાવવા મથવા લાગી. તેનું આખું શરીર પરસેવાથી ન્હાઇ રહ્યું.

વિજયાએ તેના મસ્તક પર હાથ મૂકીને કહ્યું: "વિનીતા, જો, કાંઇ કાંઈ શંકાઓથી તું ગુંચવાઈ રહી છે તે શું હું નથી સમજતી ? પણ મારે તને જે કહેવું છે તે તને મોઢામોઢ કહેવાની મારી હિંમત ચાલતી નથી. એક માણસને હાથે જ્યારે અપરાધ થયો હોય છે, ત્યારે જો તે વય અને અધિકારે વડીલ હોય છે તો તેને તેના અપરાધની વધારે શરમ આવે છે, અને નાનાંઓ સમક્ષ બોલવાની હિંમત તેનામાં આવતી નથી. તારા જન્મની ભેદભરી વાત તને મારા મુખથી કહી સંભળાવવાનું મારાથી કદાપિ બનવાનું નથી એ હું પહેલેથી જાણુતી હતી; એટલે તે બધી હકીકત મેં બને તેટલી સ્પષ્ટતાથી-મને આવડયું તે રીતે-લખી રાખી છે. મારા ઓરડામાંની પેટીમાં એ હકીકત મેં કેટલાંક વર્ષોથી લખીને જાળવી રાખી છે, તે હું તને હમણાં લાવી આપું છું, તે લઈને તું સ્વસ્થ ચિત્તે વાંચી લે."

એમ કહી વિજયા પોતાના શય્યાખંડ તરફ ચાલી ગઇ. વિનીતા માતાને જતી ચિત્રવત્ જોઇ રહી.



## ૧૭

## વિનીતાનું જન્મ-રહસ્ય

કેટલીક વાર પછી વિજયા પાછી વિનીતા પાસે આવી અને તેના હાથમાં એક પત્ર મૂકીને જતી રહી. હાથમાં એ પત્ર આવ્યો, ત્યારે વિનીતાની મનઃસ્થિતિ ચમત્કારિક બની ગઈ. હાથમાંના કા-

ગળમાં લખેલી વિગતો એકદમ જાણી લેવાને તે અત્યંત ઉત્કંઠિત થઈ ગઇ હતી; પણ તે ઉત્કંઠા વ્યર્થ હતી એમ તે સમજતી હતી, તેમ જ એ કાગળમાંનો એકેક શબ્દ અત્યંત મહત્ત્વનો હોવો જોઇએ એમ પણ તે જાણુતી હતી.

અધીર બની ગયેલા મનને પ્રયત્નપૂર્વક સંયમમાં રાખીને તે પત્ર વાંચવા લાગીઃ

"વિનીતા ! અભાગિની છોકરી ! 'અભાગિની' શબ્દ વાંચતાં જ તું ચમકી જઈશ; પણ હવે પછી તું જે વિગતો વાંચવાની છું તે તું વાંચી જઇશ, એટલે તારા ધ્યાનમાં આવશે કે તું એકલી જ નહિ, પણ તું અને હું બેઉ બહુ–બહુ અભાગિયાં છીએ.

"તારે માટે મેં જે લખી રાખ્યું છે તે વાંચવાનો પ્રસંગ કદાચ તને મળ્યો ન હોત. તું સમજણી થાય તે પહેલાં મારું મૃત્યુ થાય તો હું તારી ખરી માતા છું એવી ઓળખ તને આપવાની રહેતી જ નથી. તું નારાયણપ્રસાદની પુત્રી તરીકે આજસુધી મોટી થઇ છે, તારી માતા તારો જન્મ આપીને જ મરણ પામી છે, એવું તું સમજીને આજસુધી જેમ જીવનમાં મોટી થઇ, તેમ આગળ પણ તું તારું જીવન ચલાવત અને પરણીને તારું ઘર બાંધીને બેસત. ઇશ્વર પરની મારી શ્રદ્ધા ઊડી ગઇ છે, પણ માનવજીવનનું નિયંત્રણ કરનારી જો કોઇ પણ શક્તિ ખરેખર હોય, તો તેને હું અંતઃકરણથી એટલી જ પ્રાર્થના કરું છું કે તું મને તારા જન્મનું રહસ્ય પૂછવા જેટલી સમજણી થાય, તે પહેલાં જ મારું મૃત્યુ થાય, અને મારા આ અભાગી દેહની સાથે જ મારો દુઃખપૂર્ણ ઇતિહાસ પણ ભસ્મીભૂત થઇ જાય !

"પણ મારું જીવન દુર્દૈવમય છે, એટલે જે ભય મને છે તે કદાચ ખરો જ પડશે, એમ મને લાગે છે. તું મોટી થશે, હું જીવીશ, તું મને પૂછશે અને મારે તને જવાબ આપવો પડશે, એ સ્થિતિ હું અભાગિની ઉપર આવ્યા વિના રહેશે નહિ. આ કારણથી જ તારા પરનો નૈસર્ગિક પ્રેમ અને આ બધી વીગત તારી સમક્ષ મૂકવાને મને

લલચાવે છે કે જેથી તું આ જીવનમાં કેવળ એકલી-અટૂલી નથી, પણ તારા પર તારી જનેતાનું છત્ર છે, એમ સમજીને તું શાન્તિ પામે. આ કારણથી જ હું મારી કર્મકથની લખી રાખું છું.”

એટલું વાંચી રહ્યા પછી વિનીતા જરા થોભી. હવે પછી જે કહાણી વાંચવાની હતી તે કોઇ ભયંકર દુઃખની કહાણી હશે એવી કલ્પના આવતાં એ ધ્રૂજી ગઈ, હાથમાંનો કાગળ થરથરવા લાગ્યો, આંખમાં આંસુ આવી ગયાં અને કોચ પર આડી પડી તે આંખો લૂછવા લાગી.

થોડી વારે હિંમત એકત્ર કરીને તેણે કાગળ ઊલટાવી માતાની કથની આગળ વાંચવા માંડી.

* * *

મારા પિતાજીને ત્રણ સંતાનો હતાં : હું, રેવાબહેન અને નારાયણપ્રસાદ. તે બહુ ધનવાન નહોતા, અને આપકમાઇથી જે ધન પેદા કર્યું હતું તે અમારા તથા નારાયણના લગ્નમાં ખરચી નાંખ્યું હતું. છતાં અમને બેઉ બહેનોને તેમણે સારે ઘેર પરણાવી હતી. મારા પતિ ધનવાન હતા, રેવાબહેનના પતિ કુલિન પણ નિર્ધન હતા. દુર્ભાગ્યે રેવાબહેન લગ્ન પછી ત્રીજે જ વર્ષે રાંડયાં, ઘરમાં કાંઇ ધન રહ્યું નહિ, કશું સંતાન પણ નહોતું, એટલે તે નારાયણની પાસે આવી રહેવા લાગ્યાં. પોતાના સુશીલ અને ગરીબ સ્વભાવ તથા કોઇનું પણ કામ કરી છૂટવાની ટેવથી તે નારાયણને ઘેર પોષાઇ શકયાં, નહિતો નારાયણનો સ્વભાવ જોતાં તે કદાચ લાંબો વખત ત્યાં નહિ રહી શકે એવો મને ભય હતો; પણ એ ભયને રેવાબહેનના સ્વભાવે જ ખોટો પાડ્યો.

પિતાજી પાસેથી જે કાંઇ પૈસો અને થોડી સ્થાવર મિલ્કત નારાયણને મળી હતી, તે તેણે થોડા વખતમાં જ ઉડાવી દીધી. તે મનસ્વી, ઉડાઉ, લહેરી અને આળસુ સ્વભાવને લીધે જ દુઃખી થયો હતો, નહિતો ઠીક-ઠીક ભણ્યો હતો, તેની કલમ જોરદાર હતી અને

તે જો એક જ નોકરીમાં રહીને આગળ વધ્યો હોત તો કોઇ છાપાના તંત્રીપદેથી માસિક બસો–ત્રણસો રૂપિયા મેળવતો હોત. વચમાં તેણે એક નાટક કંપની કાઢી, પછી વળી એક છાપું કાઢ્યું, તે ન ચાલ્યું એટલે તે સટ્ટાને ચાળે ચડ્યો અને હેરાન હેરાન થઇ ગયો. છેવટે તેને મુંબઇ છોડવું પડ્યું કારણકે તેને લ્હેણદારો જંપવા દેતા નહોતા. અલાહાબાદમાં એક ધનવાન ગૃહસ્થનાં છોકરાંઓને ભણાવવાની નોકરીમાં તે ત્યાં ગયો.

તે વખતે હું સુખચેનમાં દિવસ ગાળતી હતી. મારા પતિ ધનવાન હતા, તેમ જ વિદ્વાન, રસિક અને પ્રેમાળ પણ હતા. તે મારો પડ્યો બોલ ઝીલી લેતા અને હું ભણતરમાં, લેખન વાચનમાં, કલાનિપુણતામાં તથા ભાષણ કરવામાં નિષ્ણાત બની જઉં એવી તેમને ભારે અભિલાષા હતી. લગ્ન પહેલાં હું વધુ ભણી નહોતી, પરન્તુ પતિની અભિલાષાથી મેં ખૂબ મહેનત કરીને લેખન વાચનમાં આગળ વધવા માંડ્યું, તેને પરિણામે વિલે પાર્લેમાં સુશિક્ષિત સ્ત્રીવર્ગમાં મારી ગણના થવા લાગી. ધન અને વિદ્યા હોય છે ત્યાં લોકોનું આકર્ષણ વિશેષ થાય છે એટલે મારા એ ગુણો ઉપરાંત મળતાવડાપણાને લીધે હું લોકપ્રિય બની ગઇ.

તે વખતે અમારો આ બંગલો આનંદ, ઉત્સાહ, મિજલસ અને નાના મેલાવડાઓના ધામ રૂપ બની ગયો હતો. હું સ્ત્રીઓમાં જ નહિ પણ પુરુષોમાં પણ સારી પેઠે ભળતી હતી. હું અતડી રહું અને પુરુષોથી બ્હીતી ફરું એ મારા પતિને ગમતું જ નહોતું. મારી વહાલામાં વહાલી સખીઓમાંની એક મિસ મંદાકિની ગોખલે નામની દક્ષિણી બાઈ હતી. તે એક ગરીબ બાળા હતી પણ મેડીકલ કોલેજમાં ભણીને પોતાની વિદ્યાના બળથી સારી પેઠે આગળ વધી હતી. તેણે અમારા જ બંગલાનો એક ભાગ ભાડે લઇને નાનું દવાખાનું કર્યું હતું, પરંતુ પછી તેને બનારસની એક મોટી હોસ્પિટલમાં સારી નોકરી મળી ગઇ, એટલે તે ત્યાં ગઇ.

મારા પતિના સ્નેહીઓ અને મિત્રોમાંના એક ગૃહસ્થની સાથે મારી ગાઢ મૈત્રી હતી, તેનું નામ રઘુનાથ. તે વખતે તે સોલીસીટરનો ધંધો કરતો હતો અને કીર્તિ તથા ધન એ બેઉ બાબતોમાં તે ઉચ્ચ કક્ષામાં હતો. તેની વાણી અત્યંત મધુર હતી અને તેને નાટક તથા સંગીતનો ભારે શોખ હતો. એક વાર અમે એક નાટ્યપ્રયોગ કર્યો, તેમાં તેણે અગ્નિમિત્ર અને મેં માલવિકાનો પાઠ ભજવ્યો, તે વખતે છાપામાં ખૂબ ચર્ચા જાગી હતી. તે વખતે મારી અને તેની ઉપર છાપાવાળાઓએ કાંઇ કાંઈ આક્ષેપો કર્યા પરંતુ મારા પતિનો મારા પર પૂર્ણ વિશ્વાસ હતો, અને રઘુનાથની બોલચાલમાં પણ જરાએ અનિષ્ટતા નહોતી, એટલે લોકાપવાદની જરાએ દરકાર કર્યા વિના હું અને મારા પતિ એવા આક્ષેપોને હસી કાઢીને આનંદમાં દિવસો ગાળતાં.

પણ મારા આનંદની એ વસંતઋતુ બહુ વખત ટકી નહિ, અને દુઃખોની વર્ષાઋતુએ મને તરબોળ કરી મૂકી. મારા પતિને મુદતિયો તાવ આવ્યો અને તાવના ત્રીજા અઠવાડિયામાં તે મૃત્યુ પામ્યા.

વિનીતા! હવે હું મારા એક અક્ષમ્ય દુર્વર્તનની કબુલાત કરવાની છું. તે વાંચતાં તને એમ લાગશે કે હું જે કાંઇ કહું છું તે ખોટું બોલું છું, પણ તું તેમ માનીશ નહિ. હું સોગંદપૂર્વક કહું છું કે મારા પતિ મરણ પામ્યા તે વખતે હું શોકથી એટલી બળી-જળી રહી હતી કે તે શોકમાં હું જીવતી કેમ રહી શકી તેનું જ મને આશ્ચર્ય થાય છે. આ જગતમાં અનેક પ્રકારનાં દુઃખો માણસ ઉપર પડે છે, પરંતુ અત્યંત પ્રેમાળ પતિનો કાયમનો વિયોગ સ્ત્રીને જેટલો દુઃખકારક લાગે છે, તેટલું દુઃખકારક બીજું કશું હોતું નથી. હાથીના પગ નીચે કચડાયા છતાં જીવતા રહેલા એક પામર જંતુના જેવી મારી સ્થિતિ તે દુઃખથી થઇ. જો બની શકયું હોત, તો એ દુઃખમાં જ દટાઈ રહીને મેં મારા અવશેષ જીવનને પૂરું કર્યું હોત.

પણ તે શક્ય નહોતું. મારા પતિની સ્થાવર-જંગમ મિલકત ઘણી હતી. મિલકતની સાથે તેને લગતા દાવાદુવીનાં કામો પણ માથે પડ્યા વિના રહેતાં નથી. મારા પતિ જીવતા હતા, ત્યારે એ ભાંજગડની મને કશી કલ્પના પણ નહોતી. તે મને એક પુષ્પની પેઠે હમેશાં પોતાની છાતી પર જ રાખતા. તેમની પાછળ મને દુઃખથી ગમે તેટલો કંટાળો આવ્યો હોય તોપણ તેમની મને મળેલી મિલકતની વ્યવસ્થા કર્યા વિના મારો છૂટકો નહોતો. કદાચ અતિશય કંટાળાથી મેં એ મિલકતનું ગમે તે થાય એવી નિશ્ચિંતતા ધારણ કરી હોત, પરન્તુ જેવી રીતે મને રઘુનાથે અત્યંત સાંત્વન આપ્યા કર્યું હતું, તેવી રીતે મિલકતને લગતા દાવા-દુવીનાં કામોમાં તેણે મને છેવટે સહી કરી છૂટવા જેટલો આગ્રહ કરીને મારું મન તે દિશાએ વાળ્યું હતું.

ત્યારપછીની બીજી કેટલીક વાતો લખવાની શી જરૂર છે? તે લખવાનું મને ગમતું જ નથી. માત્ર એટલું જ કહેવું બસ છે કે રઘુનાથ વિધુર હતો અને હું વિધવા હતી. એ સ્થિતિનું અનિષ્ટ પરિણામ કેટલાક કાળ પછી આવ્યા વિના રહ્યું નહિ. તેને અનિષ્ટ પરિણામ પણ શામાટે કહેવું? માત્ર ત્યારપછી જે દુઃખપરંપરા ઉત્પન્ન થઈ તે ઉપરથી અત્યારે હું તેને અનિષ્ટ કહું છું; એ દુઃખપરંપરા આવી પડશે, તેવો તે વખતે તો મને ખ્યાલ સુદ્ધાં નહોતો. મારા અને રઘુનાથના પરસ્પર પરિચયનું પરિણામ સ્નેહમાં અને પછી પ્રેમમાં આવ્યું, તે વખતે મને તે માટે જરાએ વિચાર ઊપજ્યો નહોતો. મારા પતિના સહવાસથી મારા અભિપ્રાયો પણ તર્કશુદ્ધ તથા નિર્ભય બન્યા હતા. તેથી જે પતિના મરણસમયે હું ઝારઝાર રડી હતી, તે પતિના મૃત્યુ પછી દોઢ-બે વર્ષના સમયમાં હું રઘુનાથના પ્રેમથી બંધાઇ તેમાં મને જરાએ પાપ દેખાયું નહોતું. રૂઢ નીતિનિયમોને અને સમાજના ઢોંગી, પોકળ તથા તર્કહીન લોકમતને હું કદાપિ ગણકારતી નહોતી, અને મારા વર્તનથી જોકે મેં મારા

જીવનની ખરાબી કરી છે, તોપણ આજે પણ મારા અભિપ્રાયો જેના તે કાયમ જ રહ્યા છે.

વળી, રઘુનાથના મારી ઉપરના પ્રેમ સંબંધે તે વખતે મારા મનમાં જરાએ સંશય નહોતો. તે અત્યંત શુદ્ધ હેતુથી અને કેવળ સદ્ભાવથી મારી મિલકતની જાળવણી કરતો હતો અને મારામાં તેનો પ્રેમ હતો એવી મને પૂરી ખાતરી હતી.

એક વાર મારી સમક્ષ તેણે લગ્નની વાત કાઢી, અને મેં તે તુરત માન્ય કરી. કેટલીક મુશ્કેલીઓને લીધે એક-બે મહિના અમારું લગ્ન થઇ શકે તેમ નહોતું; પણ તે વાતચીત પછી અમે બે પરણેલાં પતિ-પત્નીની પેઠે સમાજમાં ફરવા લાગ્યાં અને સાથે રહેવા પણ લાગ્યાં. સૃષ્ટિમાં વસંતઋતુ જેવી રીતે એકવાર જાય છે અને ફરીથી પાછી આવે છે, તે પ્રમાણે મારા જીવનની વસંતઋતુ ફરીથી શરુ થઇ એમ મને લાગ્યું અને ફરી એક વાર મનોરમ સંસારની સફરે ઊપડવાની કલ્પનામાં હું મુગ્ધ બની ગઈ.

નિર્ભય રીતે પોતાને માર્ગે ચાલી રહેલી નૌકાને ધીમે ધીમે તેની તરફ ધસી આવતા બરફના પહાડની કલ્પના હોતી નથી, પરંતુ પછીથી તે જોરથી ધસી આવે છે; તે જ પ્રમાણે સંકટનો પ્રચંડ પર્વત મારી સામે ધસી આવતો હતો.

અમારા લગ્નની આડે જે મુશ્કેલીઓ હતી, તે દૂર થઇ ગયા પછી પણ લગ્નનો દિવસ નક્કી કરવામાં રઘુનાથ બેદરકારી રાખે છે એવો મને સંશય આવ્યો. તે દિવસે મને જેમ આશ્ચર્ય થયું તેમ દુઃખ પણ થયું. તે એમ કેમ કરતો હશે, તેની મને કલ્પના પણ આવી નહિ. કાઠિયાવાડમાં આવેલા લીંબડી નામના એક દેશી રાજ્યના ઠાકોરને મળવાને તે વારંવાર જતો હતો, પણ મારી તરફની તેની વૃત્તિમાં જે કાંઇ ફેરફાર મને લાગ્યો હતો, તેને અને લીંબડી ખાતેની તેની આવ-જાને કાંઈ સંબંધ હોય એમ મને લાગ્યું નહિ.

છેવટે, એક દિવસ રાત્રે તેણે મને કહ્યું: "તને એક મહત્ત્વની ખબર આપવાની છે."

મેં પ્રશ્નાત્મક દૃષ્ટિથી તેની તરફ જોયું, એટલે તેણે કહ્યું: "હું બે ચાર દિવસમાં મુંબઈ કાયમને માટે છોડવાનો છું. લીંબડી રાજ્યની દિવાનગીરી મેં લીધી છે. મારી ને તારી વચ્ચે વિયોગ આવીને ઊભો, તેથી મને બહુ લાગી આવે છે, પણ કરવું શું? બીજો કશો ઉપાય નથી."

મેં એકદમ પૂછયું: "વિયોગ? વિયોગ શામાટે વેઠવો જોઇએ? તમારી સાથે હું ખુશીથી લીંબડીએ આવીને રહીશ. તમારી પત્ની તરીકે તમારી સાથે જ રહેવું એ મારું કર્તવ્ય છે અને મને સાથે લઇ જવી એ તમારું કર્તવ્ય છે."

મારું કથન સાંભળીને રઘુનાથ મનમાં ને મનમાં ગૂંચવાયો, એ જોઈને મને આશ્ચર્ય થયું. તેને મૂગો રહેલો જોઈને મેં જ તેને ફરીથી કહ્યું: "હું કહું છું, તે શું ખોટું છે? હું તો સાથે આવવાની જ."

"પણ તે બને શી રીતે?"

"શી રીતે એટલે? તમે કહેશો તે દિવસે હું તૈયાર થઇને રહીશ અને તમારી સાથે આવીશ."

"નહિ, નહિ, એવી ગાંડાઇ કરી કેમ પાલવે? તારા કેટલાય કેસોની સુનાવણી હજી કોર્ટમાં નીકળવાની છે. મારા મદદનીશને મેં તારાં બધાં કામ સમજાવીને તેને લગતા કાગળો પણ તેને સોંપી દીધા છે. હવે પછી તેની સલાહ પ્રમાણે જ તારે બધું કરવાનું છે. અને..."

"એ હું કશું જાણુતી નથી. તમારા વિના મારાથી અહીં એકલાં રહી શકાશે નહિ. મિલકતનું જે કાંઈ થવું હોય તે ભલે થાય. તમારા સહવાસના સુખ આગળ મારે મન મિલકતની કશી કિંમત નથી."

એ રીતે મેં ખૂબ હઠ લીધી, પણ તેણે મારી વાત માની નહિ. છેવટે તેણે એટલું કબૂલ કર્યું કે મારાં કોર્ટમાંનાં બધાં કામોનો બનતી

ઉતાવળે નિકાલ આવે એવી રીતે વ્યવસ્થા કરવી અને તે દરમ્યાન લગ્ન કરી લઇને લીંબડી ખાતે રહેવાની સોઇ કરી રાખવી. એ કરતાં વધારે હઠ પકડવી એ મારાથી બને તેમ નહોતું. જે સુખને માટે હું ઉત્સુક બની રહી હતી, તે માટે થોડું મોડું થવાનું હતું, એ સિવાય બીજો કશો વાંધો નહોતો એટલે મેં મન મનાવીને એ યોજના સ્વીકારી લીધી.

પણ ત્યારપછી તુરત જ રઘુનાથના મનની અને તેનાં કારસ્થાનની મને સમજ પડી. તેના પત્રોમાંથી ધીરે ધીરે જુદા જ સૂરો સંભળાવા લાગ્યા. તેનું અને મારું લગ્ન થવાથી તે કોઇને સુખપ્રદ નીવડશે નહિ એમ તે જણાવવા લાગ્યો અને લગ્નની કલ્પના મારે છોડી દેવી એવું તે સૂચવવા લાગ્યો. પહેલાં તો મેં તેને વિનતિના નમ્ર પત્રો લખ્યા, પણ તેણે પોતાની લખવાની રીતમાં કશો ફેરફાર કર્યો નહિ; એટલે છેવટે ક્રોધપૂર્વક એક મોટો તુચ્છકારકદર્શક પત્ર લખીને મેં તેને સ્પષ્ટ પૂછ્યું કે, મારા હિતની વાતો તમે મને શીખવો નહિ; તમારું જ મન જો બદલાઇ ગયું હોય અને તમારે મારો ત્યાગ કરવો હોય, તો એક વાર એમ સાફ-સાફ કહી નાંખો !

મારા એ પત્રનો જે જવાબ તેની તરફથી આવ્યો, તેમાં તેણે લખ્યું હતું કે "તારી સાથે લગ્ન કરવું એ હવે મારે માટે શક્ય નથી. લીંબડીના રાજા અત્યંત જૂના મતના, જૂના રીતરીવાજોને માન આપનારા અને ધર્મિષ્ઠ મનાય છે. શિવને રોજ હજાર બીલીપત્ર ચડાવે છે, આબુના કોઈ જતિના તે ભક્ત છે અને રોજ પૂજાપાઠમાં ચાર કલાક ગાળ્યા વિના ભોજન કરતા નથી. રાજ્યમાં સૌથી મોટો અમલદાર હું જ છું અને અનેક પ્રકારની સત્તાઓ મારા હાથમાં છેઃ એ અમલદારી છોડવી ન હોય, તો મારે પણ રાજાની પેઠે ધાર્મિકપણાનો અને જૂનવાણીપણાનો ઢાંગ ચલાવ્યે જ છૂટકો છે. મારું તારું પુનર્લગ્ન થતાં જ મારાથી લીંબડીમાં ઘડીભર પણ રહી શકાય નહિ. એટલે હવે પછી તારે એમ જ સમજી લેવું કે મારો-તારો કશો

સંબંધ જ નથી. મને સમજાવવા અહીં આવવાનો તારો વિચાર કદાચ હોય, તોપણ તેથી મારો નિશ્ચય બદલાવાનો નથી. રાજ્યની હદમાં તને પગ પણ નહિ મૂકવા દેવાની વ્યવસ્થા હું કરી શકું છું; એટલે અહીં આવવાનું ફારસ તું ન કરે એ જ વધારે ઠીક છે. વળી હવે પછી મારી–તારી વચ્ચેનો પત્રવ્યવહાર પણ બંધ થવો જોઇએ છે. તારા પત્રો આવશે, તો હું તે વાંચ્યા વિના જેમના તેમ બાળી નાંખીશ......"

એ પત્ર વાંચ્યા પછી મારા મનની જે સ્થિતિ થઇ તેનું યથાર્થ વર્ણન હું કસાયલી કલમની લેખિકા હોત તોપણ કરી શકત કે કેમ તેની મને શંકા છે.

અને એ પત્ર મારા પર દુષ્ટ દૈવે ઉગામેલા વજ્રનો કેવળ પહેલો જ ઘા હતો.

થોડા જ સમયમાં રઘુનાથના મદદનીશ સોલીસીટર તરફથી મને એવી પણ ખબર મળી કે મારા વિશ્વાસ અને અજ્ઞાનનો લાભ ઉઠાવીને મારા પતિની મિલકતમાંથી મોટા ભાગની મિલકત રઘુનાથે પચાવી પાડી હતી! માત્ર હું રહું છું તે બંગલો અને તેની જમીન એટલો જ ભાગ મારી માલીકીનો બાકી રહ્યો હતો અને વીસ–પચીસ હજારની સરકારી પ્રોમીસરી નોટો તેને હાથ જતાં રહી ગઇ હતી.

તે સમયની મારી મનઃસ્થિતિથી એ ધનહાનિના દુઃખની મારા હૃદયને પૂરી લાગણી થઇ નહિ, કારણકે પ્રેમમાં મળેલી નિરાશાના જબ્બર પ્રહારથી મારું હૃદય જાણે બધીર સરખું થઇ ગયું હતું. પણ તે બધીરતામાં પણ હૃદયને નવીન જખમ કરીને રક્તધારા વહેવડાવનારો એક અણધાર્યો પ્રહાર મારા પર થયો હોવાનું તુરત જ મારા ધ્યાનમાં આવ્યું.

મને માલૂમ પડ્યું કે રઘુનાથથી મને દહાડા રહ્યા હતા. એ સ્થિતિ જે દિવસે મારા મનને પહેલવહેલી સમજાઇ તે દિવસે મારા

અંતઃકરણની કેવી સ્થિતિ થઈ હશે તે મારા જેવા સંકટમાં આવી પડેલી દુર્દૈવી સ્ત્રીઓ જ જાણી શકે.

હવે મારાથી શાન્ત રહેવાયું નહિ. રઘુનાથને જણાવ્યા વિના જ હું એક દિવસ લીંબડી જઈ પહોંચી અને તેની સમક્ષ ઊભી રહી, તેને વસ્તુસ્થિતિ કહી સંભળાવી, તેની દયા માંગી, તેને પગે પડી; પણ એક વખત જેનું અંતઃકરણ ફૂલસરખું સુકોમળ હતું એમ મને જણાતું હતું તે હવે પત્થર કરતાંય વધારે કઠણ થયું હતું. તેના એક વખતના સાત્વિક અંતઃકરણમાં દગાખોર પિશાચ ક્યારે પેઠો હતો તે મને સમજાયું નહિ, પણ હવે તે તેના અંતઃકરણમાં ખરેખર પ્રસરી ગયો હતો એમ મેં જોયું. તેણે પોતાના અધિકારને જોરે ખરેખર ચોવીસ કલાકમાં જ મને લીંબડી છોડાવ્યું અને મુંબઇ તરફ પાછી ધકેલી દીધી.

હવે મારા દુઃખનો ઘડો પૂરો ભરાઈ ગયો હતો. મારી બુદ્ધિ, શક્તિ અને ધીરજ ખૂટી ગયાં હતાં. વિનીતા ! સ્ત્રીસ્વાતંત્ર્ય વિષે બોલતાં મેં અનેક વાર એવા ઉદ્દગારો કાઢ્યા છે કે જેથી તને આશ્ચર્ય જ થાય. તે બધા ઉદ્દગારોનો જન્મ મારી તે સમયની ભયંકર મનઃસ્થિતિમાંથી થયો છે. તે વખતે મારા મનમાં એમ જ આવ્યા કરતું હતું કે દુષ્ટ કુદરતે જ સ્ત્રીના જીવનની આસપાસ એક વિલક્ષણ પાશ નાંખ્યો છે. જો મારું બધું ધન નાશ પામ્યું હોત, તોપણ હું મને દરિદ્ર માનત નહિ. સામાન્ય દૃષ્ટિથી જોતાં આજે પણ હું શ્રીમંત જ છું. કેળવણી અને સંસ્કારથી પરંપરાગત સામાજિક રૂઢિઓની પોકળતા હું સમજતી હતી, સામાન્ય નીતિનિયમોનું કૃત્રિમપણું મારા ધ્યાનમાં આવી ગયું હતું અને લોકમત સંબંધે માણસોએ શામાટે અને કેવી રીતે બેફીકર રહેવું જોઇએ તે મને સમજાવવાની જરૂર જ રહી નહોતી; છતાં, જેના પિતાનું નામ ખુલ્લી રીતે બોલી શકાય નહિ, એવું બાળક મારા ઉદરમાં છે એ જાણતાં જ હું ગભરાઇ ગઈ, અને નિરાશ તથા દીન બની ગઇ.

જીવ કાઢી નાંખીને આ સંકટમાંથી છૂટકો મેળવી લેવાનો જ વિચાર મારા મનમાં એક સરખી રીતે ઘોળાવા લાગ્યો, અને બુદ્ધિના શસ્ત્રથી તેની સાથે લડતાં લડતાં મારી આંખે અંધારાં આવવા લાગ્યાં. પણ એ અંધારામાંથી મને એક જ માર્ગ દેખાયો.

મારી સખી મીસ મંદાકિની ગોખલેને તાર કરીને મેં બનારસથી બોલાવી. તેણે મારી બધી હકીકત દિલસોજીથી સાંભળી લીધી અને એક સહેલો માર્ગ મને સૂચવ્યો.

મારે તેની સાથે બનારસ જવું, તેની દેખરેખ હેઠળ ઇસ્પિતાલમાં જ પ્રસૂતિ કરવી અને મારા બાળકના પાલનપોષણની વ્યવસ્થા મિશન માર્ફતે તેણે જ કરી આપવી, એમ ઠર્યું. મારી બુદ્ધિ કાંઇ ચાલતી જ નહોતી, એટલે તેની સલાહ પ્રમાણે હું તુરત જ તેની સાથે બનારસ ગઈ.

બનારસથી અલાહાબાદ કાંઇ દૂર નહોતું. મારા મનમાં કોઇ કોઇ વાર એમ આવતું કે રેવા બહેનને બનારસમાં બોલાવી લેવી. મારી મોટી બહેન આટલી નજીક છે એમ જાણ્યું એટલે મીસ ગોખલેએ પણ તેને બોલાવી લેવા મને વારંવાર કહેવા માંડયું. પણ તે વખતે મારા મનની સ્થિતિ અત્યંત વિલક્ષણ હતી. બહેનનો મેળાપ થાય તો ઠીક એમ મનમાં આવતું હતું, તે સાથે એમ પણ થતું હતું કે તેને બોલાવવાની ખાસ જરૂર શી છે? કોઇ પણ આપ્ત જનની મુલાકાત કોઇ વાર અને કોઇ સ્થળે ન થાય તો જ ઠીક એવી જડ અવસ્થા મારા મનની થઇ ગઇ હતી. મનમાં એક જ વિચાર પુનઃ પુનઃ આવ્યા કરતો હતો કે પ્રસૂતિને સમયે સ્ત્રીઓનું ઘણી વાર મૃત્યુ થાય છે, તેમ જો પ્રભુ મારું મૃત્યુ આણે તો ઠીક. બનારસ જેવા રમણીય સ્થાનમાં હું રહેતી હતી, પણ હું કદી કયાંય બહાર ફરવા ગઇ નહોતી, કોઈ વાર ગંગાના ઘાટ પર ગઇ નહોતી કે કાશીવિશ્વેશ્વરના દર્શનાર્થે બહાર નીકળી નહોતી. દેવ, ધર્મ, પાપ, પુણ્ય, સ્વર્ગ,

નરક: એ બધુંય મને ખોટું જણાતું હતું અને મારા પર આવેલું સંકટ જ એક માત્ર સાચું છે એવું ભાસ્યા કરતું હતું. મીસ ગોખલે વારંવાર કહેતી: "તારી તબિયત આમ લથડી કેમ જાય છે?" તે જ્યારે એમ કહેતી, ત્યારે મને સારું લાગતું, કારણકે તેથી મારી જીવનલીલા પૂરી થવાની મને આશા ઉપજતી હતી. મરણની આશાથી મારા મનનું કાંઇક સમાધાન થતું.

દિવસ પછી દિવસ જવા લાગ્યા અને મારી તબિયત બગડવા લાગી, એટલે મીસ ગોખલેએ રેવાબહેનને અલાહાબાદ પત્ર લખ્યો, અને જણાવ્યું કે વિજયા માંદી હોવાથી મારી દેખરેખ હેઠળ હોસ્પિટલમાં છે માટે તમે તુરત આવો. રેવાબહેનનો વળતો પત્ર આવ્યો કે અહીં નિર્મળા ભાભીને થોડા દિવસમાં સુવાવડ આવે તેમ છે, એટલે તેને છોડીને પોતાથી ત્યાં આવી શકાય તેમ નથી. મીસ ગોખલેએ વળતો તાર કર્યો કે–નિર્મળાને સાથે લઇને બનારસ આવો અને તેની સુખપૂર્ણ સુવાવડની વ્યવસ્થા હોસ્પિટલમાં સારી રીતે કરી શકાશે.

નારાયણને એ વાત પસંદ પડી, કારણકે તેની ટૂંકી આવકમાં અલાહાબાદ જેવે સ્થળે નિર્મળાની સુવાવડ કરવાનો ભાર તેનાથી બરાબર ઉપાડી શકાય તેમ નહોતું. તેણે રેવાબહેન તથા નિમળાભાભીને તુરત જ બનારસ મોકલી દીધાં.

મને અને નિર્મળાને બે જુદા જુદા વોર્ડમાં રાખવામાં આવ્યાં. રેવાબહેને મારી સ્થિતિ જાણી, પણ નિર્મળાને કશું જાણવા ન દીધું, તેમ જ અમે બેઉ એક બીજાંને મળી શકીએ જ નહિ એવો મીસ ગોખલેએ બંદોબસ્ત કર્યો. માત્ર રેવાબહેન બેઉને છૂટથી મળી શકતાં.

તે આવ્યા પછી પાંચમે દિવસે નિર્મળાને પુત્રી અવતરી; પરન્તુ તુરત જ નિર્મળાને તાવ ચઢ્યો અને મીસ ગોખલેના અનેક પ્રયત્નો છતાં તે બે દિવસમાં મરણ પામી. બીજે દિવસે તેની પુત્રીનું

પણ મૃત્યુ થયું. તે જ દિવસે સાંજે મને પ્રસૂતિ થઇ, અને વિનીતા! મેં તને જન્મ આપ્યો.

નારાયણને રેવાબહેને નિર્મળાના મરણની ખબર તારથી આપી હતી, પરન્તુ પુત્રીના મરણની ખબર હજી આપી નહોતી. તે જ દિવસે મેં પુત્રીને જન્મ આપ્યો એટલે અમે બેઉ બહેનોએ તથા મીસ ગોખલેએ મળીને નિશ્ચય કર્યો કે એ પુત્રીને જ નારાયણની પુત્રી તરીકે ઓળખાવવી, કે જેથી તે પિતા વિનાની પુત્રી ન લેખાય. નિર્મળાના મૃત્યુથી એ ભેદ અમે ત્રણ સિવાય બીજું કોઇ જાણી શકે તેમ નહોતું.

વિનીતા! તારા પાલનની વ્યવસ્થા વસ્તુતઃ બનારસનું ખ્રિસ્તી મિશન જ કરવાનું હતું અને મીસ ગોખલેની સલાહથી મેં તેમ થવા દેવાની હા પણ કહી હતી, પરન્તુ દૈવની જ કોઇ અદ્‌ભુત લીલાથી નિર્મળાનું મૃત્યુ થયું, તેને પણ પુત્રી અવતરી અને તુરત જ તેનુંય મૃત્યુ થયું, મને તે જ દિવસે પુત્રી અવતરી, એ બધા યોગાનુયોગથી મારી પુત્રી મારા જ ભાઇને ઘેર મારી સગી બહેનને હાથે ઊછરે એવી સ્થિતિ ઉત્પન્ન થઇ, તેથી મારા મનને કાંઇક સાંત્વન મળ્યું. પરન્તુ એટલા સાંત્વનથી મને સંતોષ મળ્યો નહિ. કોણ જાણે શાથી, માણસની સુખલિપ્સાનો અંત જ આવતો નથી; એક સુખ પ્રાપ્ત થતાં તે વધુ ને વધુ સુખને ઝંખ્યા કરે છે. મારી પુત્રી મારી નજર સમીપે જ ઊછરે અને હું તેના તન–મનનો વિકાસ આંખો ભરી-ભરીને જોઉં, એવી આકાંક્ષા મને થવા લાગી.

એમ કરવું બહુ મુશ્કેલ નહોતું. નારાયણને અલાહાબાદમાં કાંઇ મોટા પગારની નોકરી નહોતી. તે છોડીને તે મુંબઇ આવે અને થોડો વખત નોકરી વિના ગાળવો પડે, તેટલા માટે મેં રેવાબહેનને જોઇતા પૈસા આપવાની હા કહી, એટલે રેવાબહેને નારાયણને સમજાવીને મુંબઇ આણવા કબૂલ્યું. મને એક માસ થયો એટલે રેવાબહેન

બાળકીને લઇને અલાહાબાદ ગયાં, અને હું પાછી વીલે પારલે આવી. ત્યારપછી થોડે દિવસે રેવાબહેન તથા નારાયણ વગેરે મુંબઇ આવી પહોંચ્યાં.

ત્યારથી આજસુધી, વિનીતા ! દુનિયા તને મારી ભત્રીજી માને છે અને દુનિયાની એવી માન્યતામાં જ મારું જીવન પૂરું થાય એવી ઇચ્છા સાથે હું જીવન ગાળી રહી છું.

મારી એ ઇચ્છા પૂરી થશે, તો મારા દુર્દૈવની આ કહાણી જાણવાની તને જરાએ જરૂર નહિ રહે. પણ દૈવની લીલા કોણ કળી શકે છે? બનારસમાં મારે માથે દુ:ખનાં ઝાડ ઉગાડચા પછી દૈવને મારી દયા આવી, તેમ ભવિષ્યમાં કદાચ ફરીથી દુ:ખનાં ઝાડ ઉગાડવાની લહેર પણ તેને આવી જાય! તેમ થાય અને તારું જન્મ-રહસ્ય તને જણાવ્યા વિના ન ચાલે, તો......

વિનીતા ! મારા પર ગુસ્સો ન કરીશ, મારો તિરસ્કાર ન કરીશ, એટલું જ હું તારી પાસે માંગી લઉં છું. તારા હિતની દૃષ્ટિએ તારા જન્મ વિષેની ખરી હકીકત નિરંતર ગુપ્ત રહે એ જ યોગ્ય છે. પણ એ માટે હું ખાસ આગ્રહ કરતી નથી. તારી ઇચ્છા અને ભાવનાને યોગ્ય લાગે તેમ તું કરી શકે છે. મેં તો હંમેશાં મનમાં તને મારી પોતાની જ પુત્રી માનીને મમતાથી જોઇ છે. તું ગમે તેમ કરે, પણ તેથી મારી મમતામાં જરાએ ખામી નહિ આવે, અને તું પણ એવી ખામી પડવા ન દેતી. મારા મનઃસુખનો તું જ એક આધાર છે અને મૂડી છે, તે તું કદી ન વીસરીશ. અને હવે પછી લૌકિક દૃષ્ટિએ તું જો મને હમેશાં ફોઇ કહીને બોલાવે, તોપણ મારા અંતકાળે મારા માથાના ધોળા વાળ ઉપર હાથ ફેરવતાં કે મારા મસ્તકને તારા ખોળામાં લેતાં તું મારા કાનમાં "બા..." કહીને જ મને જરૂર બોલાવજે !



## ૧૮

# હૈયાની વાટ

ત્રિભુવનરાય પોતાનો ઘણોખરો વખત પુસ્તક વાંચવામાં ગાળતા, પણ તેથી તેમને સંતોષ થતો નહિ. પોતે વાંચેલું પુસ્તક બીજા કોઇને વાંચવા આપવું અને તે વાંચનાર પણ એ પુસ્તકનાં વખાણ ત્રિભુવનરાય સમક્ષ કરે, ત્યારે જ તેમને ઉલ્લાસ આવતો. પણ ત્રિભુવનરાયને જેટલો પુસ્તક વાંચવાનો શોખ હતો, તેટલો ચંદ્રપ્રસાદને નહોતો અને તેને પોતાના કામમાંથી એટલી ફુરસદ પણ મળતી નહોતી કે જેથી તે એવા વાચન પાછળ સમય ગાળી શકે. આથી ત્રિભુવનરાય એવાં પુસ્તકો વિનીતાને વાંચવા આપતા અને વિનીતા તે વાંચીને પુસ્તકોની સ્તુતિ કરતી તેથી તેમને સંતોષ થતો. ઘણી વાર એવાં પુસ્તકોમાંનાં પાત્રો અને વર્ણનો સંબંધે બેઉ વચ્ચે વિવાદ પણ ચાલતો અને એ રીતે ત્રિભુવનરાયનો સમય ઉલ્લાસમાં જતો. વિનીતાને આઠ-દસ દિવસ સુધી ત્રિભુવનરાય સાથે પુસ્તકો વિષે વાતો કરવાની તક મળી ન હોય, તો તેને પણ ચેન પડતું નહિ.

હમણાં ઘણા દિવસથી વિનીતા ચંદ્રપ્રસાદને ત્યાં આવી નહોતી. ત્રિભુવનરાયે એક અંગ્રેજી પુસ્તક થોડા દિવસથી વાંચીને પૂરું કર્યું હતું અને પુસ્તક એટલું સારું હતું કે વિનીતાને વાંચવા આપવા માટે તે અધીરા થઇ ગયા હતા; પણ ઘણા દિવસ રાહ જોયા છતાં વિનીતા દેખાઈ જ નહિ, એટલે તેમણે એક વાર ચંદ્રપ્રસાદને પૂછ્યું: " વિનીતા કાલે આવવાની છે કે નહિ ? "

" શી ખબર ! " ચંદ્રપ્રસાદે જવાબ આપ્યો.

તેના એ જવાબથી અને એ જવાબ આપતાં તેના વદન પર પ્રસરેલા અવીર્ભાવથી ત્રિભુવનરાય જરા ગૂંચવણમાં પડ્યા. તે મનમાં બોલ્યા: " વિનીતા હમણાં કેમ આવતી નથી ? કાંઇ ઝઘડો તો નહિ થયો હોય ? " તે ચંદ્રપ્રસાદને કાંઈ સૂચક પ્રશ્ન પૂછતા પણ ચંદ્રપ્રસાદ

જવાબ આપવાને બદલે કાંઈ કામનું બહાનું કાઢીને તેમની પાસેથી ઊઠી જતો.

હમણાં ચંદ્રપ્રસાદ પોતે જ વિનીતા સંબંધે ભારે ગૂંચવણમાં પડ્યો હતો. વિનીતા બહુ જ ચમત્કારિક રીતે વર્તી રહી હતી એમ તેને લાગતું હતું. લાનોલીમાં તેની અને વિનીતાની વચ્ચે એકાંતમાં જે સંવાદ થયો હતો, તે ઉપરથી પોતાના પ્રેમનો વિનીતાએ સ્વીકાર કર્યો છે એમ ચંદ્રપ્રસાદ માનતો હતો. એ પ્રેમસ્વીકાર વિષે તેને મનમાં શંકા રાખવાનું કશું કારણ રહ્યું નહોતું. તે લાનોલીથી પાછો ફરતાં પોતાના અને વિનીતાના લગ્નનાં સુખસ્વપ્નો રચી રહ્યો હતો. નારાયણપ્રસાદના અણધાર્યા મૃત્યુથી પોતાના સુખસ્વપ્નનો સાક્ષાત્કાર થતાં થોડો વિલંબ થશે એવું તે સમજતો હતો, પરંતુ કેટલાક સમય પછી વિનીતાને પોતાનું દુઃખ કાંઈક વિસારે પડશે, અને પછી પહેલાંની પેઠે જ પોતે તેનું સંવનન કરી શકશે, એવી તેની ગણતરી હતી. પણ એ ગણતરી ખોટી ઠરી અને તેથી ચંદ્રપ્રસાદ જેવી રીતે આશ્ચર્યચકિત થઇ ગયો હતો, તેવી રીતે તે દુઃખિત પણ થયો હતો.

વિનીતા પંદર–વીસ દિવસથી તેની પાસે આવી નહોતી, એટલું જ નહિ પણ તેની પાસે જઇને તેને એકાંતમાં મળવાના ચંદ્રપ્રસાદે પ્રયત્ન કર્યા હતા તે પણ નિષ્ફળ ગયા હતા.

એમ બને તે સ્વાભાવિક હતું, કારણકે વિનીતાએ પોતાના મન સાથે નિશ્ચય કર્યો હતો કે બને ત્યાંસુધી ચંદ્રપ્રસાદને મળવું જ નહિ!

વિજયા પોતાની જનેતા માતા હતી, અને નારાયણના મૃત્યુ પછી પોતાની એ કહેવાતી ફોઇ પોતાને હવે પુત્રી કહીને બોલાવશે એમ વિનીતાને પહેલાં આશા ઊપજી હતી ખરી; પણ પોતાના જન્મરહસ્યથી માહિતગાર થયા પછી તેને તેવી આશા રહી નહિ. પોતાની માતાએ આટલો વખત ગુપ્ત રાખેલું માતૃત્વ હવે જો તે ખુલ્લું કરે, તો તેના પર એકદમ નિંદા અને તિરસ્કારનો વરસાદ

પડ્યા વિના રહે નહિ, એમ વિનીતાને લાગવા માંડ્યું. પોતાની માતા પહેલાંના જેટલી જ પૂજ્ય અને પ્રેમને પાત્ર રહે તેમાં કશો વાંધો નહોતો, અને માતાને પ્રકટ રીતે માતા કહેવાથી પોતાના અંતરની એક મહદિચ્છા તૃપ્ત થાય એ સ્વાભાવિક હતું, તોપણ પોતાનો જન્મ આપતાં પોતાની માતાએ લોકોમાં રૂઢ નીતિનિયમોનું ઉલ્લંઘન કર્યું હતું, એ જાણતાં જ આખી દુનિયા માતાને પતિતા કહીને ધિક્કારશે તથા વગોવશે એ વિનીતાના લક્ષમાં તુરત જ આવી ગયું.

વિનીતામાં પોતામાં તો એવા લોકાપવાદને ઝીલવાની શક્તિ હતી. પોતાની ફોઈ એ જ પોતાની માતા છે એમ જગતમાં જાહેર કરવાનું તેનામાં ધૈર્ય હતું. પરન્તુ ચંદ્રપ્રસાદનું શું? ચંદ્રપ્રસાદ એ વાત જાણે, ત્યારે તેના મનને કેવો ધક્કો લાગે? આ તેના મનનો મુખ્ય પ્રશ્ન હતો.

ચંદ્રપ્રસાદનો પોતા પર પ્રેમ હતો તે વિનીતા જાણતી હતી, અને પોતાનું મન ચંદ્રપ્રસાદ પર જડાયલું છે એવો ભાવ પ્રત્યક્ષ શબ્દોથી નહિ તો બીજે સર્વ પ્રકારે તે ચંદ્રપ્રસાદ પાસે પ્રકટ કરી ચૂકી હતી એ પણ તેના ખયાલમાં હતું. ચંદ્રપ્રસાદ અને પોતે હવે પછી એકબીજા સિવાય રહી શકે તેમ નથી, એ વિષેની તેની ખાતરી હતી. ચંદ્રપ્રસાદને વિનીતા જોઈતી હતી અને વિનીતાને ચંદ્રપ્રસાદ જોઈતો હતો.

પરન્તુ દુર્દૈવે સમય એવો આવ્યો હતો કે વિનીતાને ચંદ્રપ્રસાદ જોઈતો હતો છતાં તે હવે પોતાને જોઈતો નથી એવું પોતાના મનને સમજાવવાની વિનીતાને માથે ફરજ આવી પડી હતી! જે વિનીતા ઉપર ચંદ્રપ્રસાદનો પ્રેમ હતો, તે વિનીતા રહી જ નહોતી! ચંદ્રપ્રસાદની પ્રેમિકા વિનીતા નારાયણપ્રસાદની પુત્રી હતી અને આ વિનીતા એક વિધવાને પેટે જન્મેલી છતાં બીજી જ માતાની પુત્રીને નામે આજસુધી ઓળખાયલી વિનીતા હતી!

પરંપરાગત રૂઢિની દૃષ્ટિએ જે કેવળ અનાચાર જ લેખાય, એવા અનાચારથી પોતાનો જન્મ થયો છે, તે વાત આખા જગત પાસે ભલે છુપાવી શકાય, પરન્તુ ચંદ્રપ્રસાદથી એ વાત છુપાવવી તે વિનીતાને મન અક્ષમ્ય પાપ હતું. ચંદ્રપ્રસાદને ઠગીને તેના પ્રેમનો ઉપભોગ કરવો એના જેવો બીજો કોઇ નૈતિક અપરાધ નહોતો, એમ તેને લાગ્યું. એટલે જેમ બને તેમ ઉતાવળે પોતાના જન્મની ખરી હકીકત ચંદ્રપ્રસાદને કહી દેવી જોઇએ એમ તે પોતાના મનમાં વિચારવા લાગી.

પરન્તુ મનમાં વિચારવું એ એક વાત હતી; તે પ્રમાણે વર્તવું એ જુદી વાત હતી. ચંદ્રપ્રસાદે એ રહસ્ય જાણ્યા પછી તે શું કરશે, કેમ વર્તશે, એનો વિચાર કરતાં તેની કલ્પનાશક્તિ જ કુંઠિત થઇ જતી હતી.

વિનીતાનું આશાવાદી મન તેને કહેતું: "ઘેલી વિનીતા! ચંદ્રપ્રસાદની પ્રેમનિષ્ઠા ઉપર તું શંકા શામાટે લાવે છે? તારા જન્મ વિષેની ખરી હકીકત જાણ્યા પછી પણ તારી માતા પ્રતિની તેની આદરબુદ્ધિમાં જરાએ ઊણપ આવશે નહિ; તો પછી તારા ઉપરના તેના ઉત્કટ પ્રેમમાં ખામી આવવાની તો કલ્પના જ શામાટે કરવી? તેનો પ્રેમ તારા પર છે, એટલે કે તારા સુસ્વભાવ પર, તારી બુદ્ધિ પર, તારા ગુણો પર છે; તને જન્મ આપનાર કોણ છે, તારું જન્મસ્થળ કયું છે, તારો જન્મદિવસ કયો છે, એ ઇતિહાસ પર કે તારા જન્મસમયના જ્યોતિશ્ચક્રમાંના ગ્રહો પર નથી! શું ચંદ્રપ્રસાદને હજી પણ તું ઓળખી શકી નથી? શું તારો પ્રેમનો ખયાલ હજીયે આવા પ્રકારનો છે! ઘેલી–ભીરુ–"

પણ તેનું શંકાશીલ નિરાશાવાદી મન તેના કાનમાં કહેતું: "ઝેરનું પારખું લેવાનો વિચાર કરે છે, પણ તે પહેલાં બરાબર વિચારી લે. પ્રેમનિષ્ઠા ગમે તેવી હોય, તોપણ તેનેય મર્યાદા હોય છે. પુરુષનું મન સહજમાં લચી પડે છે તેમ સહજમાં ઊડી પણ જાય છે. ચંદ્ર-

પ્રસાદનો તારા પર ગમે તેવો પ્રેમ હોય, પણ તું જન્મે કલંકિત છે, એવું જાણતાં જ કલંકિત સ્ત્રીને તે આનંદથી સ્વીકારશે એવી ગણતરી શું મૂર્ખાઈભરી નથી ?"

આ રીતે ચંદ્રપ્રસાદની સમક્ષ બધી વાત ખુલ્લી કરતાં વિનીતાના મનમાં ભારે ગૂંચવણ ઊભી થઈ હતી.

છેવટે એ ગૂંચવણમાંથી છૂટવાનો તેણે ત્રીજો જ માર્ગ શોધી કાઢયો. પોતાનું જન્મરહસ્ય જાણતાંની સાથે જ ચંદ્રપ્રસાદ કદાચ પોતાનો ત્યાગ કરશે એવો અસ્પષ્ટ સંભવ પણ તેની કલ્પનાને અસહ્ય લાગવા માંડયો. તે કરતાં પ્રેમની સફળતાની આશા ન રાખવી અને પોતાના જન્મનું રહસ્ય ચંદ્રપ્રસાદને કહેવું જ નહિ, એ ત્રીજો માર્ગ તેને વધારે ઇષ્ટ લાગ્યો. પોતાની ખરી માતા કોણ છે અને તેને પેટે પોતાનો જન્મ કેવી રીતે થયો એ જાણ્યા પછી ચંદ્રપ્રસાદ કદાચ પોતાનો સ્વીકાર કરે પણ ખરો, છતાં કદાચ તે પોતાના પ્રેમનો અનાદર કરે એવી કલ્પના વિનીતાથી કર્યાં વિના રહેવાતું નહોતું; અને તેમ થાય તો પોતાના દુઃખનો પાર જ ન રહે ! સ્વીકારની અસ્પષ્ટ આશાથી તિરસ્કારની વિટંબના વેઠવાને તૈયાર થવું એ વિનીતાને ભયંકર લાગ્યું. એ પ્રયોગ તેને કરવો ન હતો.

નિરાશા કરતાં નિરાશાની શંકાથી માણુસ વધારે ગભરાય છે; એથી જ ચંદ્રપ્રસાદને બધી વાત કહેવાને બદલે તેનાથી ય પોતાનું જન્મરહસ્ય ગુપ્ત રાખવાનું વિનીતાએ પોતાના મનથી ઠરાવ્યું. પોતાના પ્રેમનો ચંદ્રપ્રસાદ દ્વારા અસ્વીકાર થયેલો જોવા કરતાં પોતે જ પોતાની મેળે પોતાના પ્રેમનો પટ સંકેલી લેવો એ તેને વધારે ઉચિત લાગ્યું. હૈયાની વાટની આડે પોતાની મેળે અંતરાય ઊભો કરતાં મનને અસહ્ય યાતના વેઠવી પડશે, તેવી તેને ખબર હતી, પણ પ્રેમધ્વંસની યાતના જેટલી તે અસહ્ય નહોતી. હવેથી જેવી રીતે પોતાનું જન્મરહસ્ય ચંદ્રપ્રસાદથી છુપાવવું, તેવી રીતે પ્રેમ પણ છુપાવવો, એવો વિચાર

કરીને પોતાનો તથા ચંદ્રપ્રસાદનો મેળાપ જ જેમ બને તેમ ઓછો કરી નાંખવાનો વિનીતાએ નિશ્ચય કર્યો.

ચંદ્રપ્રસાદ અને વિનીતાના મેળાપનાં ત્રણ ઠેકાણાં હતાં: વિજયાનું ઘર, ચંદ્રપ્રસાદનું દવાખાનું અને સર કંચનલાલનો બંગલો. ચંદ્રપ્રસાદને દવાખાને જવાનું બંધ કરવું એ વિનીતાના પોતાના જ હાથની વાત હતી. કંચનલાલને બંગલે જવાનો ક્રમ પણ તેણે યુક્તિથી બંધ કર્યો. પોતાની પરીક્ષા હવે નજીક આવે છે અને પોતાને અભ્યાસ માટે જેમ બને તેમ વધારે વખત જોઇએ છે એટલે અભ્યાસ માટે બેબીને રોજ મોટરમાં પોતાને ત્યાં મોકલવામાં આવે તો ઠીક એવી સૂચના એક વાર તેણે કંચનલાલને કરી અને તેનું કથન વાજબી લાગવાથી કંચનલાલે પણ બીજા દિવસથી બેબીને રોજ વીલે પારલે મોકલવાની વ્યવસ્થા કરી હતી. ચંદ્રપ્રસાદનો મેળાપ થાય તેવાં બે સ્થળો આ રીતે તેણે ટાળ્યાં હતાં. હવે બાકી રહ્યું પોતાનું ઘર, ત્યાં પણ વિનીતા જેમ બને તેમ ઓછો વખત રહેવા લાગી! કોલેજનો વખત પૂરો થતાં તે કોટમાં આવેલી એક વિશાળ લાયબ્રેરીમાં જઇને બેસતી, કાંઇ કાંઇ છાપાં તથા પુસ્તકો વાંચવામાં વખત ગાળતી અને છેક સાંજે દીવાબત્તી થવાને વખતે તે ઘેર પાછી ફરતી!



## ૧૯

# મનોભાવ છુપાવવાનો વિકટ પંથ

ચંદ્રપ્રસાદનો મેળાપ ટાળવાને વિનીતાએ જે કાર્યક્રમ ગોઠવ્યો હતો તેને લીધે છેલ્લા પંદર દિવસમાં તેનો અને ચંદ્રપ્રસાદનો એક બે વાર માત્ર અછડતો મેળાપ થયો હતો.

એવા મેળાપ વખતે ચંદ્રપ્રસાદ પૂછતો: "કાલે મારે ત્યાં આવીશ? પિતાજી તને રોજ સંભાર્યાં કરે છે."

વિનીતા સમજી જતી કે પિતાજીના નામે ચંદ્રપ્રસાદ પોતાને રોજ સંભાર્યા કરે છે; પણ તેવા દરેક પ્રસંગે તે કઠોરતાથી જવાબ આપતી: "કાલે આવવાનું બને એમ મને લાગતું નથી. હમણાં કોલેજના બધા પ્રોફેસરોને વધારે કલાક ભાષણો આપવાની લત લાગી છે; ઘેર લખવાનું પણ એટલું બધું આપ્યા કરે છે કે ન પૂછો વાત..."

ત્યારપછીના વિનીતાના શબ્દો ચંદ્રપ્રસાદના સાંભળવામાં કોઇ વાર બરાબર આવ્યા નહોતા. તેનું મ્હોં ઉદાસીન બની જતું, તે દીનતાથી વિનીતાને જોઇ રહેતો અને તુરત જ મ્હોં ફેરવીને ત્યાંથી વિદાય થઇ જતો.

આથી વિનીતાના હૈયાને શું દુઃખ નહિ થતું હોય? પણ એ દુઃખ એક પ્રકારની તપશ્ચર્યા રૂપે તેણે પોતાની મેળે માંગી લીધું હતું, એટલે તે વેઠ્યા વિના તેનો છૂટકો નહોતો.

પરન્તુ સહનશક્તિને કસી જોનારું એ નાટક પૂરું થયા પછી થોડી જ વારે તે તાણી-ખેંચી આણેલી સહનશક્તિ ગળી જાય છે, તેવો અનુભવ વિનીતાને થતો. માતા સાથે વાતો કરવામાં, બેબીને ભણાવવામાં, વિનોદિની ઘેર મળવા આવે ત્યારે ખુલ્લા મનથી તેની સાથે ઠઠ્ઠા-મશ્કરી કરવામાં કે તેની વાતો સાંભળવામાં અને ચંદ્ર-પ્રસાદની ટૂંકી મુલાકાતો થઇ ગયા પછી તે પોતાના હૈયાની દુઃખ-ભાવના પ્રયત્નપૂર્વક દાબી રાખતી ખરી, પરંતુ ખોટા અભિનયનો સમય પૂરો થતો અને તે એકલી પડતી એટલે તેના અંતઃકરણની ભાવના વેર વાળ્યા વિના રહેતી નહિ. તે તેને ઊંઘવા દેતી નહિ એટલું જ નહિ પણ લાયબ્રેરીમાં જઇને કોઇ પુસ્તક ઉઘાડી તે વાંચવા બેસતી તો તે તેને વાંચવા પણ દેતી નહિ!

આજે લાયબ્રેરીમાં તે એક પુસ્તક ઉઘાડીને બેઠી અને વાંચવા લાગી; તેની આંખો વાંચતી પણ મન વાંચતું નહોતું! અર્ધો કલાક સુધી તેણે એકનું એક પાનું ત્રણ-ચાર વાર વાંચ્યું પણ તેમાંના

એકકે વાક્યનો મર્મ તેના મનમાં ઊતર્યો નહિ. મનની આવી વિલક્ષણ સ્થિતિ પણ તેના ખયાલમાં આવ્યા વિના રહી નહિ.

છેવટે પુસ્તક બંધ કરીને મેજ પર મૂકી તે તેના પર કોણી ટેકાવી હડપચી પર મુખ રાખીને બેઠી. પોતે ચંદ્રપ્રસાદનો મેળાપ ટાળવાને જ અહીં આવીને બેઠી હતી, પરન્તુ તેના માનસિક મેળાપને તે કોઇ રીતે ટાળી શકતી નહોતી એ તેને સમજાયું. છેલ્લી વાર ચંદ્રપ્રસાદ મળ્યો હતો, ત્યારે તેનું વદન કેટલું દીન અને ખિન્ન બની ગયું હતું, તે તેને સાંભર્યું. જાણી-જોઇને તે તેને ત્રાસ આપી રહી હતી અને તે માટેના વિચારો એકદમ તેના મનમાં ઊછળી આવ્યા. જે સહનશક્તિના જોરે તે પોતાનું દુઃખ જગતના જાણવામાં આવવા દેતી નહોતી, તે સહનશક્તિનો સૂત્રતંતુ એકદમ તૂટી ગયો અને તેની આંખોમાં આંસુ ઝમી આવ્યાં !

તુરત જ તેને ભાન થયું કે લાયબ્રેરીમાં કદાચ પોતાને કોઇ રડતી જોશે તો શું કહેશે ? તેણે આંખો લૂછી નાંખી અને મસ્તક ફેરવીને બાજુએ જોયું.

તે ચકિત બની ગઈ. ચંદ્રપ્રસાદ તેની પાછળ જ ઊભો હતો !

વિનીતાનો ચહેરો જોતાં જ ચંદ્રપ્રસાદે પૂછ્યું: " આ શું ? તું રડે છે ! "

તે વખતે કૃત્રિમ આનંદનો અભિનય કરવાનું વિનીતા માટે શક્ય હતું, છતાં જેટલો બન્યો તેટલો આનંદ મુખરેષાઓ દ્વારા વ્યક્ત કરીને તે બોલી: " હા, આંખમાં જરા આંસુ આવી ગયાં. પુસ્તકમાંનો કોઇ કરુણ પ્રસંગ મારા વાંચવામાં આવે છે, ત્યારે સહજમાં મારી આંખોમાં પાણી આવી જાય છે. "

" એ કયું પુસ્તક છે ? નવલકથા છે કે નાટક ? જોઉં ! "

પુસ્તક છુપાવતી વિનીતા બોલી: " નાટક ! " પણ તેની એ ચાલાકી નિષ્ફળ ગઇ ! ચંદ્રપ્રસાદે તેના હાથમાંથી પુસ્તક ખેંચી લીધું

અને તેનું મથાળું જોતાં જ તે બોલ્યો: " આ કયાં નાટક છે? આ તો નિબંધોનું પુસ્તક છે!"

પણ વિનીતાએ તેને આડી વાતે ચડાવ્યો અને એ પ્રસંગ ટાળી દીધો: " તમે અહીં કયાંથી આવી ચડ્યા ?"

" કેમ ? હું શું તને અહીં મળવા નહિ આવી શકું એમ તું માનતી હતી ? અને તે જ કારણથી તું રોજ આ ઠેકાણે જ છુપાઇ રહેવા આવે છે ? આ લાયબ્રેરીમાં એક જૂનું ડાક્ટરી વિદ્યાનું હસ્તલિખિત પુસ્તક છે તે જોવાની મને ઘણા વખતથી ઇચ્છા હતી, અને આજે જરા વખત મળ્યો એટલે આવ્યો છું. તું અહીં હોઇશ, તેની મને કલ્પના પણ નહોતી. અને હું અહીં આવીશ તેથી તને આનંદ નહિ થાય, એવીએ મને કલ્પના નહોતી !"

તેના એ કથનનો જવાબ આપવાને બદલે વિનીતાએ માથુ નીચું ઘાલીને આડું જોયું.

ચંદ્રપ્રસાદ બોલ્યો: " વિનીતા! જરા ઊંચું તો જો!" વિનીતાએ ઊંચું ન જોતાં નકારવાચક મસ્તક હલાવ્યું. પણ તેને લાગ્યું કે ચંદ્રપ્રસાદ જરા આગળ ડગ ભરીને પોતાનો હાથ પકડવા ઇચ્છે છે એટલે તુરત તેણે મસ્તક ઊંચું કરીને તેની સામે જોયું અને હાથ પાછો ખેંચ્યો.

ચંદ્રપ્રસાદ બોલ્યો: " વિનીતા! તેં આ બધું શું માંડયું છે? મારો સંસર્ગ તને એકદમ અનિષ્ટ કેમ લાગવા માંડ્યો છે? તું મારાથી આમ દૂર દૂર કેમ રહે છે? મારાથી એમ દૂર રહી શકાશે ખરું ? તું તારા પિતાના મૃત્યુથી દુ:ખી થઇ છે, એ જોઇને તો મને તારી નિકટ વધારે આવવાની અને તારાં આંસુ લૂછવાની ઇચ્છા થયા કરે છે. પોતાનાં સ્નેહી માણસો દુ:ખમાં હોય ત્યારે તેમને પોતાના હાથે જાળવી લેવામાંય કેટલું સુખસંવેદન થાય છે! અને એવી જ રીતે દુ:ખને સમયે સ્નેહીનો આધાર લેવામાં પણ અત્યંત સુખનું સંવેદન રહેલું હોય છે. તો પછી તું મને તારાથી દૂર ને દૂર

કેમ રાખે છે? કહે, આજ વીસ દિવસથી તું એક વાર પણ મને બરાબર મળી નથી, એક વાર પણ મારે ત્યાં આવી નથી—"

વિનીતાને ભય લાગ્યો કે પોતે ડાકટરનું કથન વધુ વખત સાંભળશે, તો પોતાનું મન ચલિત થઈ જશે, પોતાનો મનોનિર્ધાર ડગી જશે, અને ભાવના પોતાના કબ્જામાં રહી શકશે નહિ. તે બોલી: "તમને મારું કહેવું સાચું નહિ લાગતું હોય, પણ ખરેખર, હમણાં અભ્યાસને કારણે મને વખત જ મળતો નથી."

"અહીં આવીને તું અભ્યાસ કરતી હોઈશ, ખરું ને?"

"કોલેજમાં જાહેર થએલો એક ઇનામી નિબંધ લખવાની છું, એટલે કોલેજની લાયબ્રેરીમાં ન મળેલાં પુસ્તકો હું અહીં આવીને વાંચું છું."

"તું કેવી રીતે વાંચે છે તે મેં મારી નજરે જોયું છે. મારાથી તું કેટલુંક છુપાવી શકીશ?"

વિનીતાએ યત્નપૂર્વક હસવા જેવું કર્યું અને તે બોલી: "તો થયું, હવે મારે તમારી કેવી રીતે ખાતરી કરી આપવી? તમારાથી હું બીજા કયા કારણસર દૂર રહું? તમારી અદ્‌ભુત કલ્પના જે કહે તે ખરું."

ચંદ્રપ્રસાદે તેની તરફ નિરખીને જોયું અને માથું હલાવીને કહ્યું: "અંહં, ખોટી વાત?"

વિનીતાએ પહેલાં કરતાં વધારે સ્પષ્ટ હસીને કહ્યું: "હવે હું શું કરું તો તમારી ખાતરી થાય?"

તેના હાસ્યથી ચંદ્રપ્રસાદને પણ વિનોદ કરવાનું મન થયું. તેણે કહ્યું: "મારી ખાતરી કરી આપવાનો માર્ગ તો તદ્દન સહેલો છે."

"કયો?"

"અત્યારે જ મારી સાથે મારે ત્યાં ચાલ."

વિનીતા એકદમ ચમકી ગઈ. તેણે એ ચમકારો બહાર દેખાવા દીધો નહિ, પણ તેના મનમાં અતિશય ભય વ્યાપ્યો. આમાંથી કેવી

રીતે છટકવું તે તેને સૂઝયું નહિ. તેણે કાંઇ યુક્તિ શોધી કાઢવાને મગજને કસવા માંડયું, પણ તે માટે પૂરતો વખત જ કયાં હતો ? તેણે તત્કાળ સૂઝ્યો તે જવાબ આપ્યો : " અત્યારે નહિ, કાલે જરૂર આવીશ."

" કાલે નહિ આવે તો ચાલશે, પણ અત્યારે તો ચાલ."

" પણ અત્યારે મારે એક બહેનપણીને ત્યાં જવું છે."

" તેની પાસે કાલે જજે."

" પણ આજ સાંઝની ગાડીમાં તે અમદાવાદ જવાની છે, અને પાંચ વાગતાં સુધી જ તે મારે માટે ઘેર રહેવાની છે."

પોતે કેવી સફાઇથી જૂઠાણું હાંકી રહી છે તે માટે વિનીતાને મનમાં આશ્ચર્ય થયું.

ચંદ્રપ્રસાદે નિરાશ થતાં પૂછ્યું : " ત્યારે ખરેખર તારે જવું જ છે ?"

" હા, હા. "

" તો પછી કાલે જરૂર આવીશ ?"

" હા. "

" જમવાનો વખત લઇને જ આવજે હાં. પિતાજીને તેથી આનંદ થશે. તે રોજ મને તારે માટે પૂછ્યા કરે છે. આપણે સાથે જમીશું, ખૂબ વાતો કરીશું અને ઘણા વખતથી હું નાટક જોવા ગયો નથી, એટલે સાથે જોવા જઇશું. ત્યારે કાલનું નક્કી, હાં !"

વિનીતાએ સંમતિદર્શક માથું હલાવ્યું.

તેને લાગ્યું કે હવે ચંદ્રપ્રસાદ જશે; પણ તે જવા માટે વળ્યો અને પાછો થોભ્યો. તે બોલ્યો: "તારે તારી બહેનપણી પાસે જવું છે ને ! જો, પાંચને હવે બહુ વાર નથી. હું તને તેને ત્યાં મૂકીને પછી આગળ જઇશ. આપણે ગાડી કરીને ઊપડીએ."

હવે ના કહેવાથી ચાલી શકે તેમ નહોતું. વિનીતા ઊઠી અને પુસ્તક લાઇબ્રેરીઅનને પાછું સોંપીને ચંદ્રપ્રસાદની સાથે નીકળી.

ગાડી ચાલવા લાગી એટલે ચંદ્રપ્રસાદે પૂછ્યું: "તારી બહેનપણી ક્યાં રહે છે?"

"ખેતવાડી, પાંચમી ગલ્લીમાં."

આ જૂઠનું હવે શું પરિણામ આવશે, તેની ભીતિ વિનીતાના મનમાં ઉત્પન્ન થઇ.

ખેતવાડીના મુખ્ય રસ્તા પર ગાડી આવતાં જ ચંદ્રપ્રસાદે ગાડીવાળાને કહ્યું: "અરે, જો! પેલી પાંચમી ગલ્લીમાં ગાડી વાળજે."

વિનીતા એકદમ બોલી: "નહિ, નહિ, મને ગલ્લીને નાકે જ ઊતરવા દો, અને તમે આગળ જાઓ. ગલ્લીમાં હું એકલી જઈ શકીશ."

ચંદ્રપ્રસાદ પોતાની આ સૂચના માન્ય ન રાખે અને ખરેખર ગાડીને પાંચમી ગલ્લીમાં જ વાળે, તો પોતાની શી સ્થિતિ થાય, એવી ભીતિથી વિનીતા ગભરાઈ રહી હતી. એવી રીતે જૂઠાણું પકડાઇ જતાં પોતે ચંદ્રપ્રસાદને શો જવાબ આપશે તેની તેને ચિંતા થઇ પડી!

પણ ચંદ્રપ્રસાદે વિનીતાની ઇચ્છા પ્રમાણે જ કર્યું; ગાડીનો વેગ ઓછો થયો અને તે પૂરી ઊભી રહે તે પહેલાં જ વિનીતા ઊતરી પડી અને તુરત ગલ્લીમાં ચાલવા લાગી.

તે જતી હતી ત્યારે ચંદ્રપ્રસાદે ફરી સંભારી આપ્યું: "ત્યારે કાલે સાંજે સાડા છ વાગ્યે જરૂર આવવાનું છે, હોં."

અત્યારસુધીના જૂઠા કથન અને વર્તનથી વિનીતાનું અંતઃકરણ એટલું ભરાઈ આવ્યું હતું કે ચંદ્રપ્રસાદને તે મુખદ્વારા જવાબ આપી શકી નહિ. તેણે પાછું વાળીને જોતાં મુખ પર હાસ્ય ધારણ કરી હકારસૂચક માથું જ માત્ર હલાવ્યું.

ચંદ્રપ્રસાદ ગાડીમાં આગળ વધ્યો.

વિનીતા તત્ક્ષણ તેની દૃષ્ટિની બહાર થઇ; પરંતુ જૂઠાણું ચલાવનાર માણસના મનમાં કાંઇ કાંઇ શંકાઓ આવ્યા જ કરે છે.

તેથી વિનીતાને લાગ્યું કે ચંદ્રપ્રસાદની ગાડી નજીકમાં જ ક્યાંક ઊભી રહી હોય અને પોતે તેની નજરે પડી જાય તો ? તેથી તે તત્ક્ષણ પાછી ન ફરતાં એક અજાણ્યા મકાનના ભોંયતળિયે ગઈ. ત્યાં કેટલાંક ભાડૂતો વસતાં હતાં. તેણે બે–ચાર ઠેકાણે પૂછ્યું : "નરહરરામભાઈ ક્યાં રહે છે ?"

બધેથી જવાબ મળ્યો કે "અહીં કોઇ નરહરરામ રહેતા જ નથી !"

પણ વિનીતાને તો એમ કરીને થોડી મિનિટો જ ગાળવી હતી, એટલે એ પૂછગાછમાં બે–ચાર મિનિટ ગાળીને તે તુરત પાછી ફરી.

ગલીમાંથી નીકળતાં નીકળતાં પણ તે ડરતી આંખે આસપાસ જોતી હતી અને નજીકમાં ક્યાંય ચંદ્રપ્રસાદ નથી તેની તેણે ખાતરી કરી લીધી હતી.



## ૨૦

## વિનીતાનું વચન–પાલન

બીજે દિવસે સાંજના છ વાગ્યા અને ઘડિયાળનો મિનિટકાંટો જેમ જેમ નીચે સરકવા લાગ્યો, તેમ તેમ ચંદ્રપ્રસાદનું ચિત્ત ચલ–વિચલ થવા લાગ્યું. દવાખાનાના કામમાં તેનું ચિત્ત ચોંટતું નહોતું. પોતાની રૂમના કાચના બારણા ઉપર ટકોરા કરવાની અને પોતાના આગમનની ખબર આપવાની વિનીતાની રીત હતી, એટલે હવે થોડી વારમાં એ ટકોરા કાને પડશે એવી આશાથી તે કાનને બારણા તરફ જ લગાવી રહ્યો હતો. તેને પુનઃ પુનઃ એ ટકોરા પડવાનો ભાસ થવા લાગ્યો. એક વાર તો વિનીતા નહિ આવી હોવા છતાં તેના કાને ટકોરા પડવાનો અવાજ સાંભળ્યો અને એક દર્દીને

તપાસતાં તે બોલ્યોઃ "હાં, હાં, હમણાં આવું છું હોં, માત્ર એક જ મિનિટ."

પણ વળતો કશો જવાબ આવ્યો નહિ અને તત્ક્ષણ તે ભાનમાં આવી ગયો. દર્દી ચમક્યો, કારણકે ડાક્ટરને કોઇ બોલાવતું નહોતું, છતાં તેમણે જવાની વાત કોને કહી તે તે સમજ્યો નહિ. તેના આશ્ચર્યચકિત વદન ઉપર દૃષ્ટિ કરીને ચંદ્રપ્રસાદે કહ્યું: "હું તમને કહેતો નથી, હોં!" પણ એ જવાબ આપતાંય પોતાના ચલિત ચિત્તને કારણે તેને શરમ લાગ્યા વિના રહી નહિ.

બે મિનિટ ગઇ અને ચંદ્રપ્રસાદે પુનઃ ટકોરા સાંભળ્યા. આ વખતે તે કશું બોલ્યા વિના બારણા તરફ ગયો અને તે ઉઘાડીને બહાર નજર કરી, પણ વિનીતા આવી નહોતી!

એટલામાં એક ડોશી આવી અને બોલીઃ "ડાક્ટર સાહેબ! મારા રામુને ખૂબ તાવ ચડ્યો છે, આપ આવીને તેને જરા જોઇ જાઓને!"

વિનીતા હજી નહિ આવી હોવાથી અને પોતાની વધતી જતી આતુરતાને કારણે તેને ચીડ ચડી હતી. તેણે ડોશીને જવાબ આપ્યોઃ "અત્યારે મારાથી આવી શકાય તેમ નથી; જાઓ, કાલે આવજો."

"પણ સાહેબ! રામુ આપને વારે વારે સંભાર્યાં કરે છે; આપ આવીને તેને માથે હાથ ફેરવીને જશો, તોય તેને ટાઢક વળશે. બહુ વખત નહિ થાય."

પ્રયત્નપૂર્વક ચંદ્રપ્રસાદે પોતાની ચીડને કાબૂમાં રાખીને કહ્યું: "ડોશી મા, મને માફ કરો; કાલે વહેલી સવારે હું તમારે ત્યાં જરૂર આવીશ; અત્યારે મારે જરૂરનું કામ છે, એટલે આવી શકું તેમ નથી—"

ડોશી હાથ જોડીને બોલીઃ "ડાક્ટર સાહેબ! પણ મારી અને રામુની રાત કેવી રીતે જશે? આપની ફી હું રોકડી આપીશ....."

" ફીની વાત હું કરતો નથી, માજી ! અત્યારે હું દવા આપું છું તે લઇ જાઓ અને સવારે તેને તપાસીને હું બીજી દવા આપીશ."

" એમ નહિ, સાહેબ ! મારી ઉપર દયા કરો અને આવો, મારાથી રામુનો તરફડાટ જોયો જતો નથી."

એટલું કહેતાં ડોશીની આંખમાં આંસુ આવી ગયાં. ચંદ્રપ્રસાદને દયા આવી. તે ઊઠયો અને ત્રિભુવનરાય પાસે જઇને બોલ્યો: " હું એક દર્દીને જોવા જઉં છું, અને દસેક મિનિટમાં પાછો આવું છું." એમ કહી તે ડોશીની સાથે ચાલ્યો. તેણે ખૂબ ઉતાવળ કરી. પોતાને ખર્ચે ગાડી ભાડે કરીને ડોશીને ત્યાં ગયો, પણ પાછા ફરતાં સહજ અર્ધો કલાક થઇ ગયો.

દવાખાનામાં પાછા આવતાં જ ઉતાવળે તે પોતાની રૂમમાં ગયો અને તેણે વિનીતાને આવી બેઠેલી જોતાં જ કહ્યું: " માફ કરજો, તમે આવ્યાં ત્યારે હું નહોતો તે માટે. ડાકટરોનું જીવન જ એવું વિલક્ષણ હોય છે કે દર્દીને તપાસવા ગયા વિના ચાલતું નથી અને બીજાઓને આપેલાં વચનો યથાસ્થિત પાળી શકાતાં નથી."

વિનીતા હસીને બોલી: " કશી ફીકર નહિ; મારો વખત કાંઇ નકામો ગયો નથી. પિતાજીએ મને એટલી વારમાં કેટલીએ ગંમતની વાતો કહી છે તેથી મારા વખતનો સદુપયોગ જ થયો છે."

" ઠીક...ઠીક ! ત્યારે એટલી વારમાં તમે પિતાજીનું કરજ પતાવી દીધું !"

" કરજ ?" વિનીતાએ પૂછયું.

" હાસ્તો ! તમારી સાથે વાતો કરવા માટે પિતાજી તમને વારંવાર સંભારતા હતા, અને તમારી ઉપર તેમનું કેટલાય દિવસનું લહેણું ચડયું હતું, તે તમે પતાવ્યું."

ત્રિભુવનરાય હસીને બોલ્યા: " ના, હજી તો બહુ જ થોડું લહેણું પત્યું છે; મારે હજી એક પુસ્તકમાં વાંચેલી કેટલીક વાતોની ચર્ચા તેની સાથે કરવાની છે તે તો તદ્દન બાકી રહી છે."

વિનીતા એ સાંભળીને હસી. તેનું ઉલ્લસિત વદન અને તેમાંથી સ્ફુરેલું હાસ્ય જોઇને ચંદ્રપ્રસાદને બહુ સારું લાગ્યું. તેણે એક વાર આડી નજરે વિનીતાને નિરખીને જોઇ. લાનોલીથી આવ્યા પછી તે જરા દુબળી પડી ગઇ હતી, પરંતુ તેના વદન પરની ગંભીરતા હવે પહેલાં કરતાં વધી ગએલી જણાતી હતી. પહેલાં વિનીતાના કપાળ પર જે કરચલીઓ કોઇ વાર દેખાતી નહોતી, તે હવે તેની કોઇકોઇ વાર વિચારમાં પડી જતી મુખમુદ્રા વખતે દૃષ્ટિ-ગોચર થતી હતી.

પિતાજી સાથેની ચર્ચામાંથી વિનીતાને છોડાવવાને ઇરાદે ચંદ્રપ્રસાદે વિનીતાને કહ્યું: "પણ હવે તમે પિતાજી સાથે ચર્ચા જ કરવાનો વખત મેળવીને આવ્યાં છો ને ?"

"હા, હા, વચનપાલન કરવામાં તમે વિનીતાને કોઇ વાર પાછી હઠતી જોઇ છે ?"

ચંદ્રપ્રસાદે ચમત્કારિક દૃષ્ટિથી વિનીતા તરફ જોયું. 'વચન-પાલન' શબ્દમાં તેને અત્યંત મર્મ સમાએલો લાગ્યો.

બધાં ઊઠ્યાં અને પાછળના ખંડમાં જમવા ગયાં. પાટલા નંખાયા અને ત્રણે જણાં જમવા બેઠાં. જમતાં જમતાં વાતોના તડાકા ખૂબ ચાલવા લાગ્યા. ત્રિભુવનરાય અને વિનીતા વચ્ચે કાંઇ કાંઇ વિષયોની ચર્ચા નીકળતી, તે ચંદ્રપ્રસાદને ગમતી નહિ, તેમાં તેને ભાગ લેવામાં રસ પણ પડતો નહિ, એવે વખતે તે વચ્ચે પડીને એવી ચર્ચા અટકાવવા મથતો, પણ ત્રિભુવનરાય પોતાની માનીતી ચર્ચા છોડે શાના ? તે કહેતાઃ "ભાઇ, તું છાનો રહે! તું વચ્ચે બોલીશ મા. તું તારા ડાક્ટરી વિદ્યાનાં પુસ્તકો વાંચ્યા કરજે, અને કોઇ ડાક્ટરો સાથે તેની ચર્ચા કરજે; આજે ઘણા દિવસે વિનીતા આવી છે તો મને પેટ ભરીને તેની સાથે સામાજિક અર્થશાસ્ત્રની વાતો કરી લેવા દે."

" તેને બદલે આ શિખંડ પૂરીથી પેટ ભરો તે વધારે સારું નહિ ?" ચંદ્રપ્રસાદ બોલ્યો.

અને ત્રણે જણાં હસી પડયાં; પણ ત્રિભુવનરાયે પોતાની ચર્ચાની બાબત છોડી નહિ. તેમણે આગળ ચલાવ્યું: " જો વિનીતા, તું સમજી ? વાત એમ છે કે પૂર્વે જેમ સ્ત્રીઓને પુરુષો ઘરમાં ગોંધી રાખતા, તેમ બનવું હવે શકય નથી. રસોડામાં ચૂલો ફૂંકીને અને ઓરડામાં પારણાની દોરી ખેંચીને ઘેર જ બેસી રહેવાથી સ્ત્રી-વર્ગને પણ સાંત્વન મળવાનું નથી. એટલે પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ ધીરે ધીરે ઘરની બહારની સૃષ્ટિમાં વિહરવા લાગશે. રશિયામાં આજે સીત્તેર લાખ સ્ત્રીઓ પુરુષોની પેઠે જ જુદાં જુદાં ક્ષેત્રોમાં નોકરી ધંધો કરે છે. આપણી છોકરીઓ પણ પુરુષોની પેઠે જ ભણવા લાગી છે કે નહિ ? આજે ભણેલી છોકરીઓને ભણેલા પતિઓ પણ મળી શકે છે; પરન્તુ ધારો કે ભવિષ્યમાં ભણેલી છોકરીઓને એવા પતિ ન મળી શકયા, અને તેમને કુંવારા જ રહેવું પડયું, તો પછી શું તેઓ બાપને ઘેર રોટલા ખાઇને ઓરડામાં ભરાઇ બેસશે ? નહિ, તેઓ ધંધા-નોકરીમાં જોડાશે, એટલે તેઓ એક બીજાના પરિચયમાં વિશેષ ને વિશેષ આવવાનાં જ. આ રીતે સામાજિક અર્થશાસ્ત્રના પ્રશ્નો જ એવી રીતે બદલાતા જશે કે તેની અસર આપણી સામાજિક નીતિ અને સામાજિક બંધારણ પર પણ થશે અને આજના રૂઢ-હઠીલા નીતિનિયમો બદલાયા વિના રહેશે નહિ. સ્ત્રી અને પુરુષ એ કાંઇ જડ પત્થરો હોતા નથી; સો કે હજાર વર્ષ પૂર્વે પત્થર જેવો હતો, તેવો આજે છે, પણ સ્ત્રી-પુરુષ પહેલાંનાં જેવાં આજે નથી; તેમનામાં અનેક સંસ્કારોનો સમન્વય થતો ગયો છે. તેમનામાં ભાવના પણ છે અને પરસ્પર રૂપ-ગુણનાં આકર્ષણો પણ છે. આજે જે પુરાણી નીતિના નિયમો પર સમાજ ગુજરાન ચલાવી રહ્યો છે, તે નિયમો ઉપર ભવિષ્યમાં તે ગુજરાન ચલાવી શકવાનો નથી જ, કારણકે જે

સંસ્કારશીલ માનવી સેંકડો વર્ષ આગળ વધ્યો છે તે જૂના નીતિ-નિયમોના ઢોંગ અને સંતાપ ક્યાંસુધી સાંખી રહેવાનો છે ? તે જરૂર બંડ પોકારવાનો. વિનીતા ! મારી આ વિચારસરણીમાં કાંઇ ભૂલ થતી હોય તો કહે; પણ તું એમ જ માનતી હોય કે મારે આવા વિચારો કરીને શું કામ છે, હું તો મારે ભણીને પછી લગ્ન કરીશ અને સંસારમાં સુખી થઇશ, એટલે પછી મને સમાજના જૂના કે નવા નીતિનિયમોનો વિચાર કરવાની શી જરૂર છે, તો પછી એ જુદી વાત છે ! "

આ સાંભળતાં જ વિનીતાના વદન ઉપર લાલાશ ચડી આવી. ત્રિભુવનરાયે આ બધું ભાષણ સહજ કર્યું હતું કે પોતાને અને ચંદ્ર-પ્રસાદને અનુલક્ષીને કાંઈ હેતુપૂર્વક કર્યું હતું તે તેનાથી સમજાયું નહિ. સામાન્ય રીતે સ્ત્રીઓની હાલની અને ભાવિ સ્થિતિ વિષે તેમણે જે વાતો કહી હતી તે માર્મિક અને અર્થપૂર્ણ હતી, એમ વિનીતાને લાગ્યું હતું; એટલે ત્રિભુવનરાયના ભાષણના જવાબમાં તે સામાન્ય રીતે કાંઇ બોલવા ઇચ્છતી હતી, એવી સંભાળ રાખીને કે પોતાથી કશો વ્યક્તિગત જવાબ આપી દેવાય નહિ.

પણ એટલામાં ચંદ્રપ્રસાદે તેને કહ્યું: " વિનીતા ! હવે તમારી આ ચર્ચા પૂરી થવી જોઇએ હોં ! પિતાજી ! આજે અમારે નાટક જોવા જવાનું છે. "

ચંદ્રપ્રસાદ મુખમાંથી ' નાટક ' શબ્દ સાંભળતાં જ વિનીતા જાણે કે પોતાને કાંઇ સાંભરી આવ્યું હોય તેવો અભિનય કરીને બોલી: " હં, પણ હું તમને એક વાત કહેવાનું વિસરી ગઇ. આજે નાની બાની તબિયત સારી નથી, એટલે મારાથી તમારી સાથે નાટક જોવા આવી શકાશે નહિ. સાડાનવ પહેલાં ઘેર આવી પહોંચીશ એમ તેમને કહીને હું નીકળી છું. "

આ સાંભળતાં જ ચંદ્રપ્રસાદને નિરાશાથી તીવ્ર વેદના થઇ. એ વેદનાની રેખાઓ તેના વદન પર તરી આવી. તે કદાચ પિતા-

જીના જોવામાં આવી જશે, એવી શંકાથી તેણે આડું જોયું. ઘણા દિવસે આજે વિનીતા પોતાની પાસે આવી હતી, તેથી તેને ખૂબ આનંદ થયો હતો, પણ એકાંતમાં સારી પેઠે વાતો કર્યા વિના તેનાથી છૂટા ન પડવું એવી તેની તીવ્ર ઇચ્છા હતી. ત્રિભુવનરાય નાટક જોવા કદી જતા નહિ એટલે તે સાથે આવવાનો સંભવ નહોતો; તેથી નાટક નિમિત્તે વિનીતા સાથે જે એકાંતમાં વાતચીત કરવાની તક મળે તેમ હતું તે તક હવે હાથમાંથી સરકી જતી જોઇ તેને બહુ દુઃખ થયું. વિનીતાના હમણાંના ચમત્કારિક વર્તનનો ભેદ આવી વાતચીતમાંથી જાણી લેવાનો અને જો પોતાનો કાંઇ અપરાધ થયો હોય, તો તે માટે ક્ષમા માંગી લેવાના ઇરાદાથી ચંદ્રપ્રસાદને તેની સાથે એકાંતમાં વાતચીત કરવાની આકાંક્ષા હતી અને એ આકાંક્ષાથી જ અત્યારસુધી તેના મનમાં આનંદ રહ્યા કર્યો હતો, તે વિનીતાના એક જ જવાબથી આળપંપાળ બની ગયો.

નિરાશાએ ચંદ્રપ્રસાદમાં ગુસ્સો ઊપજાવ્યો. ત્રિભુવનરાય હાથમાં લોટો લઇને મ્હોં સાફ કરવા ચોકડી તરફ ગયા, તે વખતની થોડી ક્ષણોની એકાંતમાં તેણે વિનીતાને કહ્યું: “નાટકમાં નથી આવવું, તેનું કારણ શું?”

“ખરેખર, મારાથી નહિ આવી શકાય. સાડાનવે મારે ઘેર પહોંચવું જ જોઇએ.”

“પણ મેં બે ટિકીટો ખરીદીને રીઝર્વ કરાવી રાખી છે.”

“તો પછી પિતાજીને આગ્રહ કરીને લઈ જાઓ.”

ચંદ્રપ્રસાદ એકદમ ગુસ્સો કરીને વિનીતા તરફ જોતો બોલ્યો: “વિનીતા! તું આમ કેમ બોલે છે?”

“પણ નકામું નાટકમાં શામાટે જવું જોઇએ, વારુ?”

આ જવાબથી ચંદ્રપ્રસાદને બહુ ખરાબ લાગ્યું. તે કટાણું મ્હોં કરીને કટાક્ષમાં બોલ્યો: “તો પછી જમવાય ન આવી હોત તો ચાલત...”

આ કટાક્ષવચન તે બોલ્યો ખરો, પણ પછી તે પસ્તાયો. વિનીતાને પોતે કડવું વેણ ન કહ્યું હોત તો ઠીક હતું એમ તેને લાગ્યું.

ચંદ્રપ્રસાદના એ વચનથી વિનીતા ઓશિયાળી બની ગઇ હતી.

આગળ કાંઇ શબ્દવિનિમય થાય તે પહેલાં ત્રિભુવનરાય આવ્યા અને પછી ત્રણે જણાં ઊઠીને પાન ખાવા બેઠાં. પાન ખાતાં થોડી વાતો ચાલી, પણ તેમાં વિનીતાનું ચિત્ત નહોતું, અને ચંદ્રપ્રસાદનું પણ નહોતું.

કેટલીક વારે વિનીતા ઊઠી અને બોલી: "હવે મારે જવું જોઇએ."

ચંદ્રપ્રસાદે પૂછ્યું: "ઘેર પહોંચાડવા આવું ?"

તે પ્રશ્નમાં કિંચિત્ રોષ હતો, પણ તે વિનીતા જ સમજી શકી. ત્રિભુવનરાય તે સમજી શકે તેમ નહોતું.

વિનીતાએ ક્ષણાર્ધમાં વિચાર કરી લઇને હસતાં હસતાં કહ્યું: "વાહ ! કેવું પૂછો છો ? મને જમવા બોલાવી, અને જમી રહી એટલે પછી 'શોધી લે તારો રસ્તો' એમ જ કહેવાનું ?"

"ના, ના, ચંદ્રપ્રસાદ ! રાતનો વખત છે, તું સાથે જા." ત્રિભુવનરાયે કહ્યું.

ચંદ્રપ્રસાદ ઊઠ્યો અને કપડાં પહેરી વિનીતા સાથે નીકળ્યો.



## ૨૧

# અતિરેક

ચંદ્રપ્રસાદે મોટર ભાડે ન કરી; મોટર ઉતાવળે વીલે પારલે પહોંચી જાય અને વિનીતા સાથે એકાંત વાતચીતનો વખત થોડો મળે. તેણે એક વિકટોરિયા જ ઠરાવી અને બેઉ અંદર ચડી બેઠાં.

ગાડી ચાલવા લાગી. કેટલીક વારે ચંદ્રપ્રસાદે પૂછ્યું: "વિનીતા ! મારે હાથે કાંઇ અપરાધ થયો છે ?"

વિનીતાએ કશો જવાબ આપ્યો નહિ. ભાવનાવશતાથી તે દાંત વડે ઓઠ ચાવતી મૂગી જ રહી.

વિનીતાનો હાથ પોતાના હાથમાં લેવાને ચંદ્રપ્રસાદે હાથ ઊંચકયો, તે જોતાં જ વિનીતાએ પોતાનો હાથ પાછો ખેંચી લીધો. બેઉ હાથે અદબ કરી તેણે નીચું જોયું.

ચંદ્રપ્રસાદે પુનઃ પૂછયું: "કહેને, મારે હાથે શો અપરાધ થયો છે ? શું હું તારા મનમાંથી તદ્દન ઊતરી ગયો છું ? તું મારી નિકટ આવી હતી, તે હવે દૂર ને દૂર કેમ જવા લાગી છે ? તું બોલે જ નહિ, તો હું મારી ભૂલ જાણું કેવી રીતે ? કઈ ચિંતા તારા કોમળ મનને દઝાડી રહી છે ? શું મને નથી જ કહેવું ? મારા પર તારો વિશ્વાસ નથી ? હું તારા વિશ્વાસને પાત્ર રહ્યો નથી ? કહેને વિનીતા ! કાંઈક તો બોલ ! "

એ પ્રેમાતિશયુક્ત વાણી પોતાથી સહન થતી ન હોય, તેમ તેણે પોતાના હાથની હથેળીમાં માથું ટેકવ્યું અને કરુણ સ્વરે કહ્યું: "નહિ, મહેરબાની કરીને તમે એવું ન બોલો. તમારો અપરાધ શાનો ? કોનો અપરાધ છે, તે જ મને સમજાતું નથી."

વિનીતાના એ કથનનો મર્મ ચંદ્રપ્રસાદ સમજી શકયો નહિ. તેણે પૂછયું: "તું કહે છે શું ? ચોખ્ખું કહેને ! મારી ભૂલ થઈ હોય તો મને સ્પષ્ટ કહે, મને ઠપકો આપ, મને તિરસ્કારી નાંખ, પણ આમ સંદેહમાં ન રાખ. મારું અંતઃકરણ તારાથી જુદું નથી, વિનીતા ! ખરેખર, તારા અંતઃકરણમાં જે કાંઈ હોય તે મને કહીશ, તો તે તારા અંતઃકરણમાં હોય તેમ જ રહેશે, બોલ–બોલ–"

વિનીતાને એકદમ થયું કે અત્યારે બધી વાત કહી દેવી અને ઝેરની પરીક્ષા જોઇ લેવી. એ વિચારથી માથું ઊંચું કરીને તેણે ચંદ્રપ્રસાદની સામે પણ જોયું.

પણ એટલામાં તેના મનમાં આવ્યું કે, જો એ રહસ્ય પોતે ચંદ્રપ્રસાદને કહી દેશે, તો તેથી પોતાની માતાનું પવિત્ર નામ

કલંકિત થશે. નહિ, નહિ, ગમે તે થાય, પણ પોતાની માતાનું ચારિત્ર્ય લોકદષ્ટિમાં ઉજ્જ્વલ છે તે ઉજ્જ્વલ જ રહેવું જોઈએ, એમ તેના મનમાં થયું. પોતાની જન્મકથા પોતાના પ્રેમિકથી પણ છુપાયલી જ રાખવાનો તેણે નિશ્ચય કર્યો.

તેણે પોતાનો વિચાર બદલ્યો, તે સાથે પોતાની દૃષ્ટિ પણ ફેરવી અને પુનઃ નીચું જોયું.

ચંદ્રપ્રસાદ બોલ્યોઃ "કહેને, હમણાં શું કહેવા જતી'તી? હું કેટલો અધીરો થયો છું, તે તું સમજતી નથી?"

વિનીતાએ ઓઠ ચાવવા માંડ્યો અને પોતાની બધી નિશ્ચય-શક્તિ એકત્ર કરીને પુનઃ ચંદ્રપ્રસાદ સામે દૃષ્ટિ કરી પૂછ્યુંઃ "હું કહું તે સાંભળવા જેટલું અને તે માન્ય કરવા જેટલું તમે મન કઠણ કરી શકશો?"

"કહે."

"નહિ, વચન આપો!"

"લે, આ વચન!" એમ કહેતાં જ તેણે તુરત પોતાના હાથે તેનો હાથ પકડી કોલ આપ્યો.

વિનીતા બોલીઃ "મારો હાથ છોડો. હાથમાં હાથ રાખીને મારાથી તમને કહી શકાશે નહિ."

તેના એ શબ્દો ચંદ્રપ્રસાદને બહુ ચમત્કારિક લાગ્યા. તેણે તુરત જ તેનો હાથ છોડી દઈને કહ્યુંઃ "વારુ, હવે બોલ."

વિનીતા કાંઈક ગૂંચવાઈ અને પછી બોલીઃ "આપણે બેઉએ કેવળ મિત્રો તરીકે જ હવેથી પરસ્પર વર્તવું જોઈશે. મૈત્રીથી વધુ આગળ વધેલો સંબંધ હવે ચાલી શકશે નહિ. તમારા પ્રેમનું મૂલ્ય હું આંકી શકતી નથી એમ ન માનશો; પણ તેનો સ્વીકાર મારાથી થઈ શકે તેમ નથી. હું કેવી અભાગિની છું, તેની તમે કલ્પના પણ નહિ કરી શકો."

"તું અભાગિની? વિનીતા! તું પોતાને અભાગિની કેમ માને છે? હું જ શું, પણ આખું જગત તારા પ્રેમની આરાધના કરે, એટલા ગુણો તારામાં છે. થોડા જ વખતમાં તું મહત્તા પામીશ અને જગત તને પોતાનું ભૂષણ માની તારી ફરતું નાચવા લાગશે. તારે મા-બાપ હવે નથી, પણ તારા પર વાત્સલ્યની સતત વૃષ્ટિ કરનારી એવી ફોઇ તને મળી છે, કે જેના ચારિત્ર્યનો તથા સાત્વિકતાનો બોધપાઠ સૌને જીવનપથપ્રદર્શક બનશે..."

બોલતાં બોલતાં ચંદ્રપ્રસાદને એકદમ થોભવું પડયું કારણકે વિજયા ફોઇના સંબંધમાં તેણે કાઢેલા ઉદ્‌ગાર સાંભળતાં જ વિનીતાએ એકદમ પોતાના બેઉ હાથોથી પોતાનું મ્હોં ઢાંકી દીધું અને તે ડુસકાં ભરવા લાગી.

ચંદ્રપ્રસાદ સ્તબ્ધ બની ગયો. તેણે ધીરે સ્વરે પૂછયું: "આ શું? વિનીતા! રડે છે કેમ? કહે, કહે, તને શું થયું છે?"

કેટલીક વાર સુધી વિનીતા એમ મ્હોં છુપાવીને જ બેસી રહી. પછી એકદમ ઊંચું જોઇને તે બોલી: "કાંઇ નહિ; મેં હમણાં તમને જે કહ્યું, તે ધ્યાનમાં રાખશો એટલે બસ."

એનો જવાબ આપતાં વિનીતાનો હાથ પોતાના હાથમાં લેવો જોઇએ એમ લાગવાથી ચંદ્રપ્રસાદે તેનું કાંડું પકડવાનો યત્ન કર્યો, પણ વિનીતાએ તેમ થવા દીધું નહિ.

એટલું જ નહિ, પણ છેવટે વિજયા ફોઈની બંગલીના કંપાઉન્ડમાં ગાડી દાખલ થઇ અને વિનીતાના જાણવામાં આવવા દીધા વિના ચંદ્રપ્રસાદે તેની રજા માંગતાં તેનો હાથ પકડી લીધો, ત્યારે પણ વિનીતાએ હાથ છોડાવી લીધો અને ઉપરથી કહ્યું: "હં, હં! એવું બધું હવે બંધ થવું જોઇએ. મેં કહ્યું તે ધ્યાનમાં રાખીને જ વર્તજો; તમને મારા સોગંદ છે."

"પણ વિનીતા—"

"બસ, હવે સલામ !"

"હવે ફરી ક્યારે મળીશ ?"

"મળીશ વળી કોઈ વાર !"

એટલું બોલીને તે ચાલતી થઇ અને બંગલીમાં પેસી પોતાના ખંડમાં દીવો પણ સળગાવ્યા વિના બિછાના પર પડી. તેણે અત્યારે જે કર્યું હતું તે પોતાને જ હાથે પોતાના શરીરનું એકાદું અવયવ કાપવા કરતાંય વધારે કઠણ કામ હતું. તેથી તેને એટલો શ્રમ પડ્યો હતો કે તેમાંથી આરામ મેળવવાને સારી પેઠે રડવાની જરૂર હતી; અને તે ખૂબ રડી.

* * *

ત્યારપછીના આઠ-દસ દિવસ સુધી તેણે અનેક યુક્તિઓ કરીને ચંદ્રપ્રસાદનો મેળાપ થવા દીધો નહિ. તે વિનોદિની પાસે ગઇ નહિ, પેલી લાયબ્રેરી છોડીને બીજી લાયબ્રેરીમાં જવા માંડ્યું અને ઘેર પણ જેમ બને તેમ મોડી પાછી ફરવા લાગી.

પણ એક દિવસ તે ઘેર પાછી ફરી, ત્યારે દિવાનખાનાના ખંડમાં ચંદ્રપ્રસાદને બેઠેલો તેણે જોયો.

વિજયા કાંઇ ચીજો લેવા માટે મુંબઈ ગઇ હતી. રસોઈયણ રજા પર ગઇ હતી. ચાકરડી બગીચામાં ક્યારા સમા કરવા ગઈ હતી.

ચંદ્રપ્રસાદને જોતાં જ વિનીતાના કાળજામાં ધ્રાસ્કો પડ્યો.

તેણે પૂછ્યું: "ક્યારે આવ્યા ?"

"મને આવ્યાને કલાકેક થયો હશે. હું આવ્યો ત્યારે વિજયા ફોઇ ઘેર હતાં; પણ તે જવા લાગ્યાં, તોપણ મેં કહ્યું કે 'હું બેસું છું.' વસ્તુતઃ તે ગયાં એટલે જ હું તારી રાહ જોતો રોકાયો. મારે તને એકાંતમાં મળવું'તું."

વિનીતા એક ખુરશી ખેંચી લાવીને તેનાથી કેટલેક દૂર બેઠી અને બોલી: "તમે એ ઠીક ન કર્યું."

"ઠીક કે અઠીક એ હું પોતે સારી પેઠે જાણું છું. વિનીતા! મને હજી ભ્રમ લાગુ પડ્યો નથી એ જ સૌથી વધારે ઠીક છે. આજે દસ દિવસથી મારું ચિત્ત કામમાં લાગતું નથી. ક્યાંય ગોઠતું નથી. બીજાંઓનાં દર્દીનો ઉપચાર કરતાં મારા હૃદયનું દર્દ અસહ્ય થઈ ગયું છે અને મારા પોતાના કામ ઉપર પણ મને કંટાળો આવવા લાગ્યો છે. તારાથી દૂર રહીને પછી જગતમાં રહેવું જોઈએ જ શા માટે? અને મારાથી દૂર તું પણ રહી શકતી નથી એ હું સ્પષ્ટ જોઈ શકું છું. જોને! કેટલો ઉદાસ અને ખિન્ન તારો ચહેરો દેખાય છે!"

વિનીતા બીજું બધું કથન સહન કરી શકી હોત, પણ જે દુઃખનો આવેગ તે આખા જગતથી છુપાવીને અંતરમાં ને અંતરમાં શમાવવા મથતી હતી, તેનો ચંદ્રપ્રસાદે કરેલો ઉલ્લેખ તેનાથી સહન થયો નહિ.

તેણે ખુરશીની પીઠ પર એકદમ અસહાયપણે મસ્તક નાંખી દીધું અને મનને દૃઢ કરવા માટે આંખો મીંચી દીધી.

ચંદ્રપ્રસાદ ખુરશી પરથી ઊઠ્યો તે તેના જાણવામાં આવ્યું નહિ. તેનો પગરવ સંભળાતાં જ આંખો ઉઘાડતી તે ઊઠી, પણ એટલી વારમાં તો તે વિનીતાની તદ્દન નજીક આવ્યો હતો!

ભીતિથી કંપતી તે બોલીઃ "દૂર રહો, દૂર જાઓ!"

પણ તે ન સાંભળતાં ચંદ્રપ્રસાદે તેને એકદમ પોતાના બાહુપાશમાં લીધી અને કાનમાં કહેવાની પેઠે ધીરે સ્વરે કહ્યુંઃ "વિનીતા! આ સુખ સિવાય હવે હું જીવી શકું તેમ નથી!"

વિનીતાના મનમાં થયું કે ચંદ્રપ્રસાદને એક વાર પછાડી નાંખીને તેનાથી છૂટી જવું, પણ તેના શરીરમાંની બધી શક્તિ નાશ પામી હતી. જે સ્પર્શને તે મનોવિવેકવડે દૂર રાખવા ઇચ્છતી હતી, તે જ સ્પર્શ તેના શરીરના પ્રત્યેક અવયવને, પ્રત્યેક જ્ઞાનતંતુને,

પ્રત્યેક રક્તબિંદુને એષણીય લાગતો હતો! અને તે સ્પર્શ પ્રાપ્ત થવાથી–તેનું આખું શરીર તે સુખને સ્વાધીન થવાથી બધીર સરખું થઇ ગયું હતું!

તેનો કંઠ સુકાઇ ગયો હતો. તે જેમ તેમ કરીને બોલીઃ "અહંહંહં! ચંદ્રપ્રસાદ! મને છોડી દો!"

પણ ચંદ્રપ્રસાદે તેને પોતાના હૃદય સાથે અધિક ગાઢ રીતે દબાવી અને જેવું તેણે કાંઇ કહેવા માટે પોતાનું માથું ઊંચું કર્યું કે તુરત જ તેણે તેનું ચુંબન લીધું.

હવે વિનીતામાં એકદમ ક્યાંથી શક્તિ આવી, કોણ જાણે, પણ તેણે પોતાના અવળા હાથે ચંદ્રપ્રસાદના ગાલ ઉપર એકદમ થપાટ લગાવી અને તેને દૂર ધક્કેલીને તે પોતાના ખંડ તરફ દોડી.

તેણે એકદમ બારણાં વાસીને અંદરથી સાંકળ મારી; પછી ચંદ્રપ્રસાદે બહારથી કેટલીય વાર કહ્યું, તોપણ સાંકળ ઉઘાડી નહિ.

* * *

છેવટે ચંદ્રપ્રસાદ ક્યારે ચાલ્યો ગયો, તેની વિનીતાને ખબર રહી નહિ.

બીજે દિવસે સવારે ચંદ્રપ્રસાદે અરીસામાં પોતાનું મ્હોં જોયું તો ગાલ પર એક મોટો ઊઝરડો પડેલો જણાયો.

અને સાંજે વિનીતાનો જે પત્ર તેને મળ્યો તેથી તો તેના અંતઃકરણમાં મોટો અને ઊંડો જખમ પડ્યો.

તેમાં વિનીતાએ લખ્યું હતુંઃ

"હવે પછી મને મળવા આવશો તો હું મુંબઇ છોડીને ક્યાંય દૂર ચાલી જઇશ, ...અથવાતો મારા જીવનનો અંત આણીશ!"



## ૨૨

# દુઃખાવેગ

વિનીતા ચંદ્રપ્રસાદ સાથે અતિશય કઠોરતાથી વર્તી હતી, અને વળી તેણે તેને છેવટે જે પત્ર લખ્યો હતો, તેથી તો તેણે પોતાની અને ચંદ્રપ્રસાદની વચ્ચેનો સંબંધ જ તોડી નાંખવા જેવું કર્યું હતું. એ પત્ર વાંચ્યા પછી ચંદ્રપ્રસાદ શું કરશે અને કેમ વર્તશે તેનું અનુમાન વિનીતા કરી શકતી નહોતી. તેનો વિચાર તે કરવા લાગતી એટલે સુખ–દુઃખના તર્કોમાં તેનું મન ગૂંચવાઇ જતું. એક વાર તેને એમ લાગતું કે ચંદ્રપ્રસાદ પોતા પ્રત્યેના પ્રેમમાં એટલો આગળ વધી ગયો છે કે તે પોતાના પત્રને માન ન આપતાં પુનઃ પોતાને એકાંતમાં મળવાનો પ્રસંગ શોધ્યા વિના રહેશે નહિ. આ કલ્પનાથી પોતાને સુખ થતું હતું કે દુઃખ થતું હતું તે પણ વિનીતાને સમજાતું નહોતું. કોઈ વ્યક્તિ પોતાના પ્રેમપાશમાં બંધાઈ છે, એવી સમજ સ્ત્રીને કે પુરુષને હમેશાં સુખદાયક થઈ પડે છે. કોઈ કોઇ વાર તો કોઇ વ્યક્તિ ઉપરના પ્રેમની છેવટની પરિણતિ વિશેષ એષણીય ન લાગવા છતાં તે વ્યક્તિને પોતે પ્રેમથી અંકિત કરી છે એવી માન્યતાનો આનંદ માણસને એષણીય લાગે છે. પ્રેમ એટલે બીજાને ત્રાસ આપવાની ઉમેદ, એવી વ્યાખ્યા પણ પ્રેમિકોની આ વૃત્તિ ઉપરથી કરી શકાય. આ કારણથી ચંદ્રપ્રસાદની અને પોતાની મુલાકાત પુનઃ ન થાય એવું વિનીતાના મનમાં રહ્યા કરતું હતું. છતાં ચંદ્રપ્રસાદ પુનઃ પોતાની પાસે કદાચ આવશે એ કલ્પના તેને જેટલી ભયપ્રદ લાગતી હતી, તેટલી સુખદાયક પણ લાગતી હતી!

પણ એ કલ્પના તેના મનમાં બહુ વખત ટકતી નહિ. ચંદ્રપ્રસાદ અત્યંત સ્વમાની છે એ તે જાણતી હતી. પ્રેમ અને અભિમાનની વચ્ચે વિરોધ ઉત્પન્ન થતાં જેઓ અભિમાનને વધારે મહત્ત્વ આપે છે,

તેવાઓમાંનો એક ચંદ્રપ્રસાદ હતો તે વિષે વિનીતાને ખાતરી હતી. વળી તેનું મન તેને એમ પણ કહી રહ્યું હતું કે ચંદ્રપ્રસાદનો જરાએ વાંક ન હોવા છતાં જાણે તેણે જ કાંઇ ભયંકર અપરાધ કર્યો હોય એવું પોતે દર્શાવ્યું હતું; એટલે ચંદ્રપ્રસાદ પુનઃ પોતાની મુલાકાત લેવાનો યત્ન કરે એ શકય જ નહોતું. આ કલ્પના મનમાં આવતાં તેને એમ લાગતું હતું ખરું કે, ચંદ્રપ્રસાદ ફરી નહિ મળે એ એક રીતે ઠીક જ થયું, પરન્તુ એ કલ્પનામાંય તે દુઃખનું સંવેદન કરતી હતી! જેના દર્શનાર્થે આજસુધી હૈયાને ઉત્કંઠ થવા દીધું હતું, તેનું દર્શન હવે ફરીથી કદાપિ થશે નહિ એ કલ્પના સહન કરવાનું કામ સહેલું નથી.

અને વિનીતાને તો બીજીએ મૂંઝવણ વેઠવાની હતી. ચંદ્રપ્રસાદ અને પોતાની વચ્ચે પડેલી તૂટ વિનોદિની અને ત્રિભુવનરાયથી તેમ જ પોતાની માતાથીય ગુપ્ત રાખવાની હતી. માતા સાથેની વાત-ચીતમાં તો પોતાની ખરી વૃત્તિ છુપાવીને અત્યંત આનંદમાં હોવાનો દેખાવ જ કરવાની તેને ફરજ પડતી. પોતાનું જન્મરહસ્ય જાણ્યા પછી ચંદ્રપ્રસાદ ઉપરના પ્રેમની બાબતમાં પોતે સ્વતંત્ર નથી એ વિનીતાએ જાણ્યું હતું, અને તેણે એમ પણ નક્કી કર્યું હતું કે હવેથી પોતે માતાની દષ્ટિએ દુઃખી અને દિલગીર દેખાય તે સારું નહિ. પોતાની વદનચર્યા પર ખિન્નતા દેખાતાં જ પોતાની માતાના મનમાં કદાચ એવી કલ્પના આવી જાય કે પોતાના કલંકિત જન્મથી પોતે ખિન્ન રહ્યા કરે છે, અને એવી કલ્પનાથી માતાના દિલને અપાર દુઃખ થાય, એવી સ્થિતિ થવા દેવાની વિનીતાને ઇચ્છા નહોતી. તેથી ભૂલ્યે ચૂકયે પણ પોતાની વેદના–વ્યથા બહાર નહિ જણાવા દેવાને તે પ્રયત્નપૂર્વક સાવધાન રહેતી, અને વર્તનમાં પણ ખબરદારી રાખતી.

બીજી બાજુએ વિજયાના મનમાં એવી આશંકા રહ્યા કરતી કે, વિનીતા બોલવા ચાલવામાં ઉલ્લાસ દર્શાવી રહી છે ખરી, પરન્તુ તેનું એ ઉલ્લાસદર્શન કૃત્રિમ તો નહિ હોય? ગમે તેમ થાય પણ

વિનીતાનો પોતા પરનો પ્રેમ ઓછો થશે નહિ એવી વિજયાને ખાતરી હતી. તોપણ પોતાના પૂર્વચરિત્રની વાત જાણ્યા પછી પોતા માટેની આદરબુદ્ધિ વિનીતાના મનમાં કાયમ રહેશે કે નહિ એવી તેને વારંવાર શંકા થયા કરતી. આ શંકા કોઈ કોઇ વાર તેને એટલી મૂંઝવતી કે વિનીતાને તેની ખરી જન્મકથા પોતે જાણવા દીધી તે યોગ્ય કર્યું કે અયોગ્ય, તે વિષે તેને ભ્રમ થતો. પોતાનું માતૃત્વ વિનીતા પાસે ખુલ્લું કરવાથી તેના સુખમાં તેણે પત્થર ફેંક્યા જેવું કર્યું હોય તો પોતે એ મોટો અપરાધ કર્યો છે એમ વારંવાર તેના મનમાં થયા કરતું. પોતાના એ ગુન્હાની નિશાની આજુબાજુએ ક્યાંય દેખાતી તો નથી, એવી શંકાથી જેમ એક ગુન્હેગાર વર્તે તેમ વિજયા પુત્રી સાથે વર્તતી.

આ રીતે માતા અને પુત્રી વચ્ચે એક પ્રકારની ભેદભરી રમત ચાલી રહી હતી. બેઉ બોલવા–ચાલવામાં આનંદ દર્શાવતી, છતાં બેઉને એક–બીજાના આનંદ વિષે મનમાં શંકા રહ્યા કરતી; અને વળી પોતાની એ શંકા બોલી બતાવવાનું ધૈર્ય માતા–પુત્રી બેઉમાંથી એક્કેમાં નહોતું !

આવી વિલક્ષણ મનઃસ્થિતિમાં વિનીતાના દિવસો જતા હતા. એ મનઃસ્થિતિમાંય તે અભ્યાસ કર્યે જતી પણ તેનું ચિત્ત અભ્યાસને બદલે બીજી દિશાઓમાં વધારે ભ્રમે છે એમ તેને લાગ્યા કરતું હતું. જેવી રીતે પોતાનું જન્મરહસ્ય તેને પુનઃ પુનઃ સાંભરતું, તેવી રીતે ચંદ્રપ્રસાદે પોતાના શરીરને આપેલું ગાઢ આલિંગન અને લીધેલું ચુંબન, એ પણ તેને સાંભર્યા કરતું. આ મનઃસ્થિતિથી તેનું મન વધારે નબળું થતું જતું હતું અને તેની માઠી અસર શરીર પર પણ થતી હતી.

એક વાર કોલેજમાંથી આવીને જાણે તે ખૂબ થાકી ગઈ હોય તેમ પલંગમાં પડી. તેને ટાઢ ચડતી હોય એમ લાગ્યું, પણ માતાને તેણે કશું કહ્યું નહિ. એટલામાં વિજયાએ પૂછ્યું: "વિનીતા ! તું

કહેતી હતી કે કાંઈ નવી નવલકથાઓ બહાર પડી છે, તો ચાલ મુંબઇ જઇશું? થોડી પસંદ કરીને લેતાં આવીએ."

"હા, ચાલો જઇએ." વિનીતાએ તુરત જવાબ આપ્યો. પોતાના તન–મનની સ્થિતિ તે માતાની જાણમાં આવવા દેવા ઇચ્છતી નહોતી.

તે બેઠી થઈ, પણ તુરત તે બોલીઃ "તું જ જાને, મને મળવાને કદાચ અત્યારે વિનોદિની આવશે. હું ઘેર નહિ હોઉં તો તે ઘણે દિવસે મળવા આવેલી પાછી જશે. બે–ત્રણ સારી વાર્તાઓ લેતી આવજે ને!"

"ઠીક ત્યારે."

વિજયા ગઇ અને વિનીતા શાલ ઓઢીને સૂતી. તેને લાગ્યું કે પોતાને તાવ ચડશે. માતા પાછી ફરે તે વખતે તાવ ઊતરી ગયો હોય તો ઠીક એમ તેના મનમાં આવ્યું. તે ઊઠી અને માતાના ઓરડામાં જઈ દવાની એક બાટલી ખોલીને તે બે ત્રણ ગોળીઓ ગળી ગઇ.

ઓરડામાંથી નીકળતાં તેને ભાસ થયો કે દિવાનખાનામાં એક ખુરશી પર કોઇ બેઠું હતું! બેસનારની પીઠ પર તેની દૃષ્ટિ જતાં તેને પહેલી કલ્પના આવીઃ "કાં તો ચંદ્રપ્રસાદ!"

વિનીતા દોડીને પોતાના ઓરડામાં ભરાઇ જવાની હતી, એટલામાં તેનો પગરવ સાંભળીને ખુરશીમાંની વ્યક્તિએ પાછું વાળીને જોયું અને કહ્યુંઃ "કેમ છે બહેન! મજામાં છે ને?"

તે નટવર હતો. નટવરને જોતાં જ વિનીતાના મનમાં થયું કે "એ ચંદ્રપ્રસાદ હોત તો ઠીક હતું!" ચમત્કારિક મન!

"ઠીક છે." કહી વિનીતા દિવાનખાનામાં આવી ખુરશી પર બેઠી. નટવરનું મ્હોં જોઇને વિનીતાને તિરસ્કાર જ આવતો. અત્યારે તો તેની સાથે વાતચીત કરવાનું તેને ગમતું નહોતું.

નારાયણપ્રસાદના મૃત્યુ પછી વિનીતા રેવા ફોઇને મળવા એક બે વાર મુંબઇ ગઇ હતી. નટવર તેને કોઈ વાર રસ્તામાં મળતો અને કોઈ વાર વીશે પારશે આવી મળતો અને દરેક વખતે પૈસાની માંગણી કરતો.

અત્યારે પણ તે પૈસા માટે જ પોતા પાસે આવ્યો હશે એમ વિનીતા સમજી ગઇ. શરીરે બરાબર ઠીક નહિ હોવાથી તેણે ખુરશીમાં બેસતાં ઉષ્ણ નિઃશ્વાસ નાંખ્યો અને કપાળે હાથ ટેકવી આંખો મીંચી દીધી.

નટવરે પૂછ્યું: " માથું દુઃખે છે કે શું ? "

" હા. "

" બહુ વાંચ્યા કરતી હોઇશ. "

વિનીતાએ કશો જવાબ ન આપ્યો.

" હવે તારે વાંચવાની તકલીફ ઓછી થવાને વાર નથી. બી. એ. થઇશ, એટલે તને તુરત નોકરી મળવાની અને પછી મજા! આજકાલ તો પુરુષોને કોઇ નોકરી જ આપતું નથી, અને ભણેલી સ્ત્રીઓનો ખૂબ ભાવ પુછાય છે. "

" અલેલટપ્પુ પુરુષોનો કોણ ભાવ પૂછે ? "

" તને પુરુષોનો તિરસ્કાર છે, એ તો હું ભૂલી જ ગયો. પણ વિનીતા, સાંભળ. તારા જેવી કમાઉ બહેને તો મારા જેવા ભાઇ ઉપર ગુસ્સો કરવાને બદલે મદદ કરવી જોઇએ. તું અહીં વિજયા ફોઇ પાસે મોજમાં રહે છે, પણ ઘેર રેવા ફોઇની અને મારી શી હાલત છે તે તું જાણે છે ? "

વિનીતાએ નટવર તરફ તીવ્રતાથી જોઇને કહ્યું: " હા, જાણું છું. રેશમી ખમીસ, સુંદર ગરમ કોટ, પગમાં વિલાયતી શૂઝ અને હાથમાં સળગતી સીગારેટ જોતાં જ કોઇને ખાતરી થઈ જાય કે તું કેવી હાલત ભોગવે છે. "

"પણ આવો ડોળ–ડમાક રાખ્યા વિના મારો છૂટકો નથી. અત્યારે હું નોકરીમાં નથી, પણ નોકરી મેળવવા માટે મહેનત કરું છું અને કયાંય જઇને ઊભો રહું તો દેખાવથી પણ સામાના મન પર અસર કરવી જ જોઇએ ને? તેથી સારાં કપડાં પહેરવાની મને ફરજ પડે છે. નોકરી નહિ હોવાથી તને મળવા આવતાં જ હું શરમાતો હતો, પણ શું કરું? મોટી બાએ કહ્યું એટલે મારે આવવું પડયું."

"એટલે શું તને મોટી બાએ મોકલ્યો છે?"

"હાસ્તો. ઘરમાં આટો, દાળ ને ઘી આજ સાંજસુધી ચાલે તેટલાં છે. મોટી બા જ તારી પાસે આવવાનાં હતાં, પણ..."

આજસુધી નટવરની પૈસાની માંગણી વિનીતાએ કદી પૂરી કરી નહોતી, પણ હવે સ્થિતિ બદલાઈ હતી. નારાયણપ્રસાદના મૃત્યુ પછી જ્યાંસુધી નટવર કાંઇ કમાતો ન થાય, ત્યાંસુધી રેવા ફોઇનું અને તેનું પોષણ વિનીતા સિવાય બીજું કોણ કરે? આથી નટવરને ખાલી હાથે પાછો કાઢવો એ વિનીતાને ઠીક લાગ્યું નહિ. તેણે નટવરને પચીસ રૂપિયા આપ્યા અને કહ્યું કે "એક બે દિવસમાં હું મોટી બાને મળવા આવી જઇશ, એમ કહેજે."

નટવર ગયો એટલે તેના મગજનું ચક્ર ચાલવા લાગ્યું: "મારી જગ્યાએ આ નટવર હોત તો તે આજ દુઃખમાં સબડતો હોત? મારો જન્મ તેની માતાને ઉદરે અને તેનો જન્મ મારી માતાને ઉદરે થયો હોત તો? પોતાનું જન્મરહસ્ય ગુપ્ત રાખવાની તેને ફરજ પડી હોત? ખરી વાત લોકોને સ્પષ્ટ રીતે કહેતાં તેને ભય લાગતો હોત? કલંકિત જન્મને કારણે તેને નોકરીમાં હરકત પડી હોત? તેને પોતાની આશા, ઇચ્છા, મહત્ત્વાકાંક્ષાને કચડી નાંખવી પડી હોત? ખુલ્લી આંખે પોતાનું પ્રીતિપુષ્પ ફેંકી દેવાની તેને જરૂર પડી હોત?"

આ પ્રશ્નોના નક્કી જવાબો વિનીતાને મળ્યા નહિ, પણ તેને એમ તો લાગ્યું કે એ બાબતમાં સ્ત્રી કરતાં પુરુષ વધારે સ્વતંત્ર છે...

અને પછી તેને બીજો વિચાર આવ્યો તે તો ખૂબ વિચિત્ર હતો. ધારો કે પોતાની માતા કલંકિત હોવાને બદલે પોતાનો પિતા કલંકિત હોત તો ? તેના અનીતિયુક્ત વર્તનની આટલી મોટી અસર પોતાના જીવન પર થઇ હોત શું ?

ખરેખર, પુરુષોના નૈતિક અપરાધની અસર તેના પોતાના પર અથવા તેની સંતતિના સુખદુઃખ પર બહુ જ થોડી થાય છે.

આવા વિચારોથી વિનીતાનું માથું વધારે દુઃખવા લાગ્યું અને તાવ વિશેષ ભરાવા લાગ્યો.

તે પથારીમાં પડી અને જરા ઊંઘ આવી. તે જાગી ત્યારે વિજયા તેનો હાથ પોતાના હાથમાં લઈને પૂછતી હતી: " વિનીતા ! તને તો તાવ ચડ્યો લાગે છે; ત્યારે તેં મને કહ્યું કેમ નહિ ? હું ગઇ જ ન હોત. મોટી બાને મળવા ગઇ'તી તે પણ ન જાત."

વિનીતાએ એકદમ પૂછ્યું: " મોટી બાને તું મળી હતી ?"

" હા."

" નટવરને તેમણે મારી પાસે મોકલ્યો હતો ?"

" ના, તે તો તેમણે કહ્યું નહિ. શું તે આવ્યો હતો ?"

" હા; નટવર આવો બદમાશ હશે તેની મને કલ્પના જ નહોતી."

" પણ થયું શું ?"

વિનીતાએ બધી હકીકત માતાને કહી. છેવટે તે બોલી: " નટવર મારો સગો ભાઈ છે......" અને પછી તે બોલતી એકદમ અટકી ગઇ. તે એમ કહેવા જતી હતી કે " તેને સગા ભાઇ તરીકે માનવાનો ઢોંગ હવે પોતે ચલાવી શકશે નહિ."

વિજયા તે સમજી ગઇ પણ કશું ન બોલી. તેણે માત્ર એક નિઃશ્વાસ નાંખ્યો.

વિજયા પુત્રીના મસ્તક પર પ્રેમથી હાથ ફેરવતી મૂગી મૂગી

પડી રહી, પરન્તુ તેના મગજમાં વિચારો જોરથી ચાલી રહ્યા હતા. તે એકદમ બોલીઃ "બા ! તારે પેટે મારે બદલે છોકરાનો જન્મ થયો હોત તો સારું થાત, નહિ?"

એ શબ્દો તેના મુખમાંથી પૂરા નીકળ્યા નહિ, તેટલામાં જ તેને ભાન થઇ આવ્યું કે તાવના ઊભરામાં પોતે ન બોલવાજોગ વાક્ય બોલી ગઇ હતી. પોતે મનમાં દુઃખથી હીજરાયા કરતી હતી, તેની પ્રતીતિ ઊપજાવનારું જ એ વાક્ય હતું.

તેણે માતા તરફ જોયું. વિજયા નીચેનો ઓઠ દાંતવડે દાબતી બારી તરફ આડું જોઇ રહી હતી.

વિનીતાએ માતાનો હાથ પકડ્યો. તે કાંઇ બોલવા જતી હતી, એટલામાં વિજયાએ તેની સામે જોઇને કહ્યુંઃ "વિનીતા ! હમણાં તું મનમાં ખૂબ મુંઝાય છે, એ મારી જાણ બહાર નથી. પણ હું શું કરું ? મારે ઉદરે તારો જન્મ થયો, તેનો હવે શો ઉપાય? તને મારા પર તિરસ્કાર કેમ આવે છે, તે......"

"બા ! બા !" એમ એકદમ બોલતી વિનીતાએ માતાના મ્હોં આડે હાથ દઇને તેને આગળ બોલતાં અટકાવી અને તેના ખભા પર પોતાનું મસ્તક ઝુકાવ્યું.



## ૨૩

## ઊડતા પતંગને દોરીનો આંચકો

વિનોદિની ખૂબ-ખૂબ ઉલ્લાસમાં આવી ગઇ હતી. જે બોલપટમાં તેણે નાયિકા તરીકે કામ કર્યું હતું તે બોલપટ સારી પેઠે વખણાયું હતું અને ખાસ કરીને તેની પોતાની ભૂમિકા ઉપર તો પ્રશંસાની વૃષ્ટિ જ વરસવા લાગી હતી. છાપામાં તેના જુદા જુદા અભિનયો સાથેનાં ચિત્રો છપાયાં હતાં, બોલપટનાં વિસ્તૃત અવલો-

કનો આવ્યાં હતાં અને મુંબઈમાં ઠેર–ઠેર તેના ચિત્ર સાથેનાં પોસ્ટરો ચોંટી ગયાં હતાં. એ બધું જોઈને તેના ઉલ્લાસમાં ભરતી આવતી હતી, પરન્તુ તે તો બીજાઓની સમક્ષ એવો જ દેખાવ કરતી કે જાણે તે તરફ પોતાનું ખાસ લક્ષ નથી! એવો દેખાવ કરવામાં પણ તેને આનંદ મળતો હતો. છતાં એકાંતમાં તે બધાંય અવલોકનો-માંની પોતાની પ્રશંસા વાંચતી–ફરી ફરીને વાંચતી, પોતાનાં ચિત્રો જોતી, તેની હેઠળ ‘મુંબઈનું નવું બુલબુલ’ ‘બોલપટની ચમકતી તારિકા’, ‘વસંતની નવકોકિલા’ એવાં એવાં અભિધાનો વાંચતાં તેનો ઉલ્લાસ પાળ તોડવા મથતો. હવે તેના અંતઃકરણમાં સુખ સિવાય બીજા કશાનું સંવેદન થતું નહોતું.

પોતે બોલપટમાં સારી પેઠે પ્રગતિ કરી શકશે તે માટે તેને શંકા નહોતી. વસંતલાલે તેની સાથે બીજા બોલપટનો કરાર કરી નાંખ્યો હતો. બીજી પણ પાંચ–સાત ફીલ્મ કંપનીના માલેકો તેને ત્યાં આવવા જવા લાગ્યા હતા અને તેની સ્તુતિ કરી તેને પોતા માટે ચારેક માસનો વખત આપવા વિનવતા હતા, પરંતુ વિનોદિની તેમને “જોઇશ, હું અવકાશ મેળવીશ ત્યારે તમારે માટે વખત ફાજલ પાડીને એકાદ ફીલમમાં ઊતરવાનો કરાર કરીશ” એવા જવાબો આપી લટકાવ્યા કરતી.

ખૂબ પૈસા મેળવવા એવી કાંઇ વિનોદિનીની મહત્ત્વાકાંક્ષા નહોતી, પણ કીર્તિની, પ્રશંસાની, પોતાના કાર્યની સફળતાની તે ખૂબ ભૂખી હતી અને તે પ્રાપ્ત કરવા માટે સારી પેઠે શ્રમ ઉઠાવવા પણ તે તૈયાર હતી. બોલપટના કાર્યમાં ઊતરતાંની સાથે જ તેને સફળતા મળી તેથી અભિમાનની ટોચે નહિ પહોંચી જવાની પણ તે સાવધાનતા રાખતી, તોપણ પોતાની કીર્તિનું શિખર ઊંચું ને ઊંચું જતું હોવાની રમ્ય કલ્પના તેનાથી થઈ જતી. બોલપટની નાયિકા તરીકે પ્રથમ પંક્તિની સફળતા મેળવવાને હજી પોતે ઘણું ઘણું નવું શીખવાનું છે, ગાનકલામાં હજી ખૂબ આગળ વધવાનું છે,

ખૂબ ચીવટથી ભૂમિકામાં પાર ઊતરવું જોઇએ, અને હવે પછીનું પોતાનું બોલપટ એક પણ ખામી વિનાનું હોવું જોઇએ, એવો નિશ્ચય કરતાં તેને પોતાના કાર્ય માટે અભિનવ કલ્પનાઓ આવવા લાગી.

વિનોદિનીને હવે ખૂબ પત્રો લખવા પડતા. રોજ ને રોજ પોતાના મિત્રોના, અને હવે તો બોલપટ જોનારા અજાણ્યા પ્રેક્ષકો મિત્રો નહિ તો તેના સ્તુતિપાઠકો બનવામાં માન સમજવા લાગ્યા હતા તેઓના પ્રશંસાના અને મુબારકબાદીના પત્રો તેના પર થોકબંધ આવતા હતા, અને તે બધાને વળતા આભારદર્શક પત્રો તે પોતાને હાથે જ લખતી. પોતાના હસ્તાક્ષરનો પત્ર મેળવવાથી પણ પોતાના સ્તુતિપાઠકોને ખૂબ આનંદ થશે, એ જનસ્વભાવ વિનોદિની સમજતી હતી, એટલે તેવા દરેકને વળતો પત્ર લખવામાં તે આળસ કરતી નહિ.

એવા પત્રનો એક થોકડો તૈયાર કરીને તેના ઉપર ટપાલની ટીકીટો ચોડી તે નવરી પડી. તેણે ઊઠીને અરીસામાં દૃષ્ટિ કરી. પોતાનું પ્રતિબિંબ જોઇને કંઠમાંથી એકાદ ગાનની તૂક ગણગણતાં તેણે મ્હોં પર ક્રીમ–પાઉડર લગાવી બહાર જવા માટેની તૈયારી કરવા માંડી. એટલામાં અરીસામાં કોઇનું પ્રતિબિંબ પડ્યું. તે ઘરનો ચાકર હતો. ચાકર તરફ દૃષ્ટિ ફેરવ્યા વિના જ તેણે પૂછ્યું: "કેમ, શું છે?"

"સાહેબ આપને પોતાના દિવાનખાનામાં બોલાવે છે; વખત હોય તો જરા આવી જાઓ, એમ કહે છે."

"જા કહે, આવું છું."

તેણે વસ્ત્રો પહેરી લીધાં. પછી ચાકરને બોલાવી તેને ટપાલમાં નાંખવાના કાગળોનો થોકડો સોંપ્યો અને પોતે બહાર જવાની બધી તૈયારી કરીને બહાર નીકળી.

સર કંચનલાલના દિવાનખાનાના દ્વારમાં ઊભાં ઊભાં તેણે પૂછ્યું: "પપ્પા! શું છે?"

કંચનલાલ છાપું વાંચતા હતા તે બાજુએ મૂકીને બોલ્યાઃ "બહાર જાય છે?"

"હા."

"કાંઈ ઉતાવળ છે?"

"હા; વિનીતા પાસે જવા નીકળી છું. હમણાં હમણાં તે મ્હોં જ બતાવતી નથી. કેટલાય દિવસથી તે મને મળી નથી. આજ તો મેં નક્કી કર્યું છે કે બેબીની સાથે હું તેને ત્યાં જઉં અને તેને પકડીને અહીં જમવા માટે ખેંચી લાવું. હમણાં મનેય મારા બોલપટના કામમાંથી પૂરી ફુરસદ મળતી નથી."

"અત્યારે મને માત્ર પાંચ જ મિનિટનું તારું કામ છે."

"રાત્રે ફુરસદ મેળવીને આવું તો નહિ ચાલે? અત્યારે રોકાઈશ, તો કદાચ વિનીતાનો મેળાપ નહિ થાય."

"વિનીતા ક્યાંય નાસી જવાની નથી, બેસ."

વિનોદિની દિવાનખાનામાં પેઠી, પણ બેઠી નહિ. ઊભાં ઊભાં જ તેણે પૂછ્યુંઃ "કહો, શું છે?"

"તારા બોલપટના કામ સંબંધે મારે તારી સાથે થોડી વાત કરવાની છે."

"એવું શું છે વારુ?"

કંચનલાલે તેની સામે દૃષ્ટિ ટકવીને કહ્યુંઃ "મને લાગે છે કે હવે તારે બોલપટમાં કામ કરવાનું બંધ કરવું જોઇએ."

એ સાંભળતાં જ વિનોદિની બોલી ઊઠીઃ "પપ્પા!"

એ એક જ ઉદ્ગારમાં અનેક તીવ્ર પ્રશ્નોનો ધ્વનિ હતો. એ ધ્વનિનું પૃથક્કરણ કરનારને તેમાંથી એવા પ્રશ્નો મળી આવે કે, "પપ્પા! એ તમે શું કહો છો? શું બોલપટમાં કામ કરવાનું હું બંધ કરું? પ્રયત્નની પાંખો પર બેસીને હું ઉડ્ડયન કરી રહી છું,

અને સ્વચ્છ સુંદર આકાશનાં મનોરમ દશ્યો હજી તો મને થોડાં જ દેખાવા લાગ્યાં છે, એટલામાં શું હું નીચે ઊતરી આવું? હજી તો મારાં સુખસ્વપ્નોની લહર હું માણી ચૂકી નથી એટલામાં શું હું મારી મહત્ત્વાકાંક્ષા પર પૂળો મૂકું? હમણાં તો હું મોટાં મનોરાજ્યો રચતી હતી, ત્યાં તમે મને આ શું કહો છો પિતાજી?"

સર કંચનલાલ વિનોદિનીના ધ્વનિને પૂર્ણ રીતે નહિ પણ થોડોક તો સમજ્યા. તેમણે કહ્યું: "મારા કથનથી તને આશ્ચર્ય થશે એ હું જાણું છું. બોલપટનું કામ છોડી દેવાનું તને ગમશે નહિ, એ પણ હું સમજું છું, પણ હવે એ કામ છોડ્યા વિના છૂટકો નથી."

"મારો છૂટકો નથી?"

"ત્યારે બીજા કોનો?"

"મને છૂટકો નથી એમ લાગશે ત્યારે હું છોડીશ."

"પણ હું કહું છું ને! તું મારી પુત્રી છે."

"હા, પણ તેથી શું? જે પિતા પોતાની પુત્રીને સ્વાતંત્ર્ય આપવાનો ઉમંગ ધરાવે છે એવા પિતાની હું પુત્રી છું. હું તમારી પુત્રી ન હોત તો બીજા કોઇની પુત્રીને ન મળે તેવું સ્વાતંત્ર્ય મને પણ ન મળ્યું હોત."

"પણ તું સમજે છે ને? સ્ત્રીના સ્વાતંત્ર્યને પણ મર્યાદા છે."

"મર્યાદા" એ શબ્દે વિનોદિનીના મગજ ઉપર જાણે પ્રહાર જ કર્યો. સ્ત્રીના સ્વાતંત્ર્યને મર્યાદા છે? હોવી જ જોઇએ-સ્ત્રીથી પૂર્ણ સ્વતંત્ર થઇ શકાય જ નહિ-તમે સ્વતંત્ર થવા દેશો જ નહિ— એવા એવા પ્રશ્નો વિનોદિનીના મનમાં ધડમથલ ચલાવી રહ્યા. તેણે લાગલા જ પ્રશ્નો કર્યા: "મર્યાદા? કેવી અને કેટલી? તે ઠરાવે કોણ?"

કંચનલાલને આવો વિવાદ ગમતો નહોતો. તેમણે ટૂંકેથી

પતાવવાને કહ્યું: " સ્ત્રી શાણી હોય તો તે પોતાની મેળે જ એ મર્યાદા નક્કી કરી લે."

વિનોદિનીએ એકદમ પૂછ્યું: " એટલે તમારી દૃષ્ટિએ હું શાણી નથી, એમ જ ને ? "

આ પ્રશ્ન વિલક્ષણ હતો, અને તેથી શાંત રીતે વિનોદિની સાથે વાતચીત કરવાનો કંચનલાલનો જે વિચાર હતો તે આ પ્રકારના પ્રશ્નથી મુશ્કેલ બની ગયો. તેમણે કહ્યું: " આજસુધી હું તને શાણી માનતો હતો, પરન્તુ......"

" કહોને જે કહેવું હોય તે. "

" જે કહેવાનું હતું તે હું તને પહેલેથી સ્પષ્ટ રીતે કહી ચૂક્યો છું કે તારે હવે બોલપટનું કામ છોડી દેવું જોઇશે. "

" તે છોડી દઇને હું કરું શું ? બે વાર ઘરમાં જમીને ઢીંગલીની પેઠે બેસી રહું ? "

" એમ તને કોણ કહે છે ? લગ્ન કર ! શશીકાન્ત–"

" હુંઅ ! હવે તમે પણ ખરા સ્વરૂપમાં આવ્યા ! "

" એમાં ખરું સ્વરૂપ શાનું વળી ? "

" પપ્પા ! એ તમને નહિ સમજાય. આટલા દિવસ મારા મનમાં ભ્રમ હતો, તે તમારા અત્યારના બોલવાથી દૂર થઇ ગયો. હું એમ સમજતી હતી કે મારા પિતાજીએ મને પૂર્ણ સ્વાતંત્ર્ય આપેલું છે, મારા પર તેમને પૂર્ણ વિશ્વાસ છે, અને મારી મહત્ત્વાકાંક્ષાની પૂર્તિમાં તેમનો ટેકો છે. પણ હવે સમજાય છે કે સ્ત્રીની સ્થિતિ આકાશમાં ઊડતા એક પતંગ જેવી છે. પતંગ આકાશમાં ઊંચો ને ઊંચો ચડે છે ખરો, પરન્તુ તેને દોરી બાંધીને કોઈએ હાથમાં જ રાખેલો હોય છે. કોઇ વાર પતંગ ઉડાવનાર પુષ્કળ દોરી છોડે છે અને પતંગને તેની ખબર નથી હોતી, તોપણ તેને દોરી તો બાંધેલી હોય છે જ; અને પેલાના હાથનો એકદ આંચકો લાગતાંની સાથે તેને એ દોરીનું ભાન

થાય છે, ત્યારે સ્વતંત્ર ઉડ્ડયનનું તેનું સ્વપ્ન શમી જાય છે! મેં બોલપટમાં કામ કરવાનું શરુ કર્યું, ત્યારે ખાતરી હતી કે જગત મારું ભલે તેટલું વાંકું બોલે, પણ મારાં પપ્પા અને મમ્માને જરાયે ખરાબ લાગશે નહિ અને તે તો મને પૂર્ણ સ્વતંત્ર જ રહેવા દેશે."

"અમે તને આજસુધી શું સ્વતંત્ર રહેવા દીધી નથી?"

"પણ અત્યારે એવું શું બન્યું છે કે તમે મને એ કામ છોડી દેવાનું કહો છો?"

કંચનલાલ જરા ઠંડા બનીને બોલ્યા: "જો, વિનુ! કોઇ કુલીન સ્ત્રીએ ન કર્યું હોય તેવું કામ તેં કર્યું, અને લોકોએ તારાં વખાણ કર્યાં, એટલે તારાં માતા–પિતાએ આનંદ માન્યો; પણ એ વાતને પણ મર્યાદા છે. સ્ત્રીના સ્વાતંત્ર્યને મર્યાદા હોવી જોઇએ એવું જે મેં કહ્યું તે એ જ. છાપાંમાં તારા બોલપટની જાહેર ખબરો આવે છે તેમાં તારે માટે કેવાં લખાણો હોય છે, તેની તને ખબર છે?"

"શું છે?"

"વાંચ!" કેટલાંક છાપાં આગળ કરીને કંચનલાલે વાંચવા માંડયું: "સીનેમા પ્રેક્ષકોની લાડકી વિનોદિની, રૂપેરી પડદાની મોહક અપ્સરા, મુંબઇનું નવું બુલબુલ વિનોદિની..."

"પણ પપ્પા! તે વાંચવાથી તમને ગુસ્સો ચડયો હોય તો હાથમાં એક ચાબૂક લઇને જાઓ અને એવા તંત્રીઓની ઓફીસમાં જઇને તેમને બે–ચાર ફટકાવી દો! મને પૂછતા હો, તો એવા શબ્દોથી મને કશું જ લાગતું નથી. એક વાર હું નટી તરીકે બહાર પડી, એટલે પછી એવાં વિશેષણો અને અભિધાનોથી હું કાંઇ ગભરાઇ જઉં નહિ. મારું બોલપટ જોઇને થીએટરમાં પ્રેક્ષકો જે માંહોમાંહે વાતો કરતા હશે તે તો કદાચ આ કરતાં પણ વધારે ગલીચ હશે, પણ તેથી મને શું વળગી ગયું? ફેંકી દો એવી જાહેર ખબરો કચરાની ટોપલીમાં અને ફરી વાંચશો જ નહિ..."

"હું ધારતો જ હતો કે તું આવું જ કાંઇ કહેશે, પણ હવે હું તને એક બીજો પ્રશ્ન પૂછું છું, તેનો જવાબ આપ. તારી અને વસંતલાલની વચ્ચે કેવો સંબંધ છે ?"

વિનોદિનીને માટે આ પ્રશ્ન ઓચિંતો હતો, એટલે તે જરા જવાબ આપતાં અચકાઇ. કંચનલાલને તેથી પોતાના વહેમમાં સત્ય લાગ્યું. તેમણે તીવ્રતાથી પૂછ્યું: "બોલ !!"

"વસંતલાલ કંપનીનો માલેક છે, અને હું તે કંપનીમાં નોકર છું. માત્ર મને તેની ગરજ છે તે કરતાં તેને મારી વધુ ગરજ છે, એટલે હું જ કંપનીની માલેક સરખી છું અને તે નોકરની પેઠે મારી ખુશામત કર્યા કરે છે."

"મને પણ પહેલાં એમ જ લાગતું'તું પણ દિલગીરીની વાત છે કે વસ્તુતઃ તેમ નથી. છોકરી ! તેં તારી જાતને અને અમને કલંકિત કર્યા છે. વસંતલાલે તને કાંઇ પ્રેમપત્રો લખેલા હતા કે ?"

"લખેલા હતા, પણ તેની નજર સામે મેં તે બાળી નાંખ્યા હતા."

"વસંતલાલ પોતાના મિત્ર સમક્ષ તારે માટે કેવું બોલે છે તે તું જાણે છે કે ?"

"તે અને તેના મિત્રો ગમે તેમ વિષ્ટા ખાતા હોય, તેનું મને શું ? શું બોલે છે એ વસંતલાલ ?"

"બોલે છે એટલું જ નહિ, પણ તેણે પોતાના એક મિત્રને લખેલા ચાર-પાંચ પત્રો મેં વાંચ્યા છે, તેમાં કોઈ રખાતનું વર્ણન કર્યું હોય તેવું તારું વર્ણન..."

"લાવો, ક્યાં છે તે પત્રો ?"

"જેણે તે પત્રો મને બતાવ્યા હતા, તે એ પત્રો એમ ને એમ મને સોંપવાની ના કહે છે. તે તેના બદલામાં મારી પાસેથી પૈસા

માંગે છે, અને નહિતો એ પત્રો છાપામાં છપાવવાની ધમકી પણ આપે છે."

"એ...મ ?" વિનોદિની કાંઈક વિચારમાં પડી ગઈ.

કંચનલાલ આગળ બોલ્યા: "ગમે તેમ થાય, પણ તે પત્રો હવે કબજે લીધા વિના મારો છૂટકો નથી, અને તારે આ સીનેમા ઉદ્યોગ છોડી દીધા વિના ચાલવાનું નથી."

"તે તો નહિ બને, પિતાજી! વસંતલાલની નીચતાનો જવાબ કેવી રીતે વાળવો તે હું સારી પેઠે સમજું છું. પોતાની આબરુ કેવી રીતે જાળવવી અને તે પરનાં જૂઠાં આળ ધોઇ નાંખવાં તે મને આવડે છે. સ્વતંત્ર થવા ઇચ્છતી સ્ત્રીએ તે સમજવું જ જોઇએ. કોઈ નાલાયક માણસ વિનાકારણે બે ગાળો દઇ જાય કે ખોટાં આળ ચડાવે તેથી ડરીને કે ચિઢાઇને મારી મહત્ત્વાકાંક્ષા છોડી દઉં, તેવી સ્ત્રી હું નથી. સ્ત્રીઓના સ્વાતંત્ર્યના માર્ગમાં લોકો કેવાં કેવાં વિઘ્નો નાંખે છે તે મારે જોવું છે. હમણાં જ વસંતલાલને મળવા જઉં છું અને તેણે કરેલા કરારનો કાગળ ફાડીને તેના ટુકડા તેના મ્હોં ઉપર મારી આવું છું. મારી મહત્ત્વાકાંક્ષાને પાર પાડવામાં મદદગાર બને તેવી બીજી ઘણીએ કંપનીઓ છે, અને પપ્પા! પેલા અલીચ પત્રોદ્વારા તમારી પાસેથી પૈસા કઢાવવા માંગનાર પેલા બદમાશનું પણ જે કરવું હોય તે કરો."

સ્વલ્પ વિચાર કરીને કંચનલાલ બોલ્યા: "તું ધારે છે તેટલું એ પ્રકરણ સહેલું નથી. મારી આબરુનો પ્રશ્ન છે. હું વડી ધારાસભાની ચુંટણીમાં ઊભો રહેવાનો છું. વસંતલાલના તે પત્રો જો મારા હરીફના હાથમાં જાય તો મારે માટે ચુંટાવાની આશા જ ન રહે."

"તો પછી ચુંટણીમાં ન ઊભા રહો."

"વાહ! મારી જીવનભરની મહત્ત્વાકાંક્ષા છોડી દઉં?"

"કેમ? મને તો હમણાં મારી મહત્ત્વાકાંક્ષા છોડી દેવાનું કહેતા હતા ને?"

આ ટોણો આબાદ હતો, અને મર્મઘાતક હતો. તેના જવાબમાં ચીઢ અને ધાક એ બે જ હોઇ શકે. કંચનલાલ ભ્રૂકુટિ ચઢાવીને બોલ્યાઃ “ જો, એ ગલીચ પત્રો પાછા મેળવવાને શું કરવું તે મારું કામ છે. મારી પાસે પૈસાનો તોટો નથી. પણ તારાથી હવે બોલપટમાં કામ નહિ જ થાય. ”

“ તમારે જે કહેવું હોય તે કહો; હું એ કામ છોડવાની નથી. ”

કંચનલાલની ચીઢ વધારે ઊભરાઇ અને તે બોલ્યાઃ “ તારે મારી આબરુના કાંકરા કરવા છે, કેમ ? ”

“ તે તમે જાણો. આબરુનો તમે ખોટો ખયાલ રાખતા હો તેમાં હું શું કરું ? આબરુની ખોટી કલ્પના કરવી, કે પુત્રી ઉપર વિશ્વાસ રાખીને તેને ટેકો આપવો, તેમાંથી તમને જે ઠીક લાગે તે કરો. મારાથી તમારી આબરુ જતી હોય, તો ખુશીથી જગતમાં જાહેર કરો કે–વિનોદિની મારી પુત્રી નથી. તમારી આબરુને ખાતર ઘર છોડવું પડશે તો હું તેમ પણ કરીશ; પછી કાંઇ છે ? ”

એમ બોલતાં જ વિનોદિની આવેશપૂર્વક ફરીને દિવાનખાનાની બહાર ચાલી ગઇ.

મોટર તેને માટે તૈયાર જ હતી. તેમાં બેસતાં તેણે શોફરને હુકમ કર્યો: “ વસંતલાલને બંગલે. ”



## ૨૪

## વિનોદિનીના ‘સીન’

વિનીતાના શરીરમાંથી તાવ ગયો હતો, પરંતુ હજી અશક્તિ હતી. તે સવારમાં ઊઠીને છજામાં આરામખુરશી નાંખીને બેઠી હતી અને આસપાસનું દશ્ય જોતી હતી. એ દશ્ય જોતાં જોતાં તેને મનુષ્યનાં સુખદુઃખનો વિચાર આવ્યો. શું બધાં મનુષ્યો પોતાનાં

સુખદુઃખનું પૃથક્કરણ કરી શકતાં હશે? ના, ના, ઘણાંખરાં સુખ-દુઃખને કર્મનાં ફળ માનીને કે પ્રભુનો પ્રસાદ માનીને તેને અપનાવવા વડે જ સંતોષનો અનુભવ કરે છે. સુખદુઃખનું પૃથક્કરણ કરી તેનાં કારણોની મીમાંસા કરનારાઓ કરતાં તેને પ્રભુનો પ્રસાદ માની સંતોષ માનનારાં મનુષ્યો શું વધારે સુખી નથી? વિનીતાને લાગ્યું કે–ખરેખર, આ જગતમાં અજ્ઞાન જ સુખપ્રદ છે! પોતાનું જીવન-રહસ્ય પોતે જાણતી નહોતી, ત્યાંસુધી પોતે કેવી સુખી હતી? એ જાણતાંની સાથે જ પોતા પર આવી પડેલી દુઃખપરંપરાનો અનુભવ કેવો કડવો હતો!

એટલામાં માલણે આવીને વિનીતાના હાથમાં તે દિવસનું વર્તમાનપત્ર મૂક્યું. તેના પહેલાં પૃષ્ઠ પર મોટા અક્ષરે છાપેલા એક સમાચાર તેની દૃષ્ટિનું આકર્ષણ કરી રહ્યાઃ "વસંતલાલની કંપની-માંથી મિસ વિનોદિની છૂટી થાય છેઃ ગુપ્ત કારણ સંબંધે સીનેમા સૃષ્ટિમાં ચાલતા તર્કવિતર્ક!"

વિનીતાએ તે આખો લેખ વાંચ્યો. લેખમાં કાંઇ વિશેષ નહોતું. વસ્તુતઃ મથાળાના મોટા અક્ષરો કરતાં તેની નીચેનું લખાણ અર્ધી જ જગ્યા રોકતું હતું અને મથાળાની જ પુનરાવૃત્તિ લખાણમાં હતી.

તે વાંચીને કાંઈક વિચારમાં પડતી વિનીતા ઊઠી. એટલામાં એક મોટર બંગલાના કંપાઉંડમાં દાખલ થતી વિનીતાએ છજામાંથી જોઈ. મોટર સર કંચનલાલની હતી. વિનીતાએ માન્યું કે વિનોદિની જ આવી હોવી જોઇએ.

પણ વિનોદિની આવી નહોતી. તેણે શોફર સાથે માત્ર એક ચિઠ્ઠી મોકલી હતી ને તેમાં લખ્યું હતુંઃ "તને મળ્યાને યુગોના યુગો વહી ગયા હોય એમ મને લાગે છે. કાલે સાંજે ગમે તેમ કરીને પણ તને મળવાનું મેં નક્કી કર્યું હતું, પણ મળી શકી નહિ; શા કારણથી–શા બનાવથી ન મળી શકાયું, તે લખતી નથી. રૂબરૂમાં જ

કહીશ. ગાડી મોકલું છું. તારી રાહ જોઇને બેઠી છું. તારી સાથે ખૂબ વાતો કરવાની છે, માટે જરૂર-જરૂર આવજે."

વિનીતા ચિઠ્ઠી વાંચીને જવા તૈયાર થઈ. તે નીકળતી હતી ત્યારે વિજયાએ કહ્યું: " તને શરીરે સારું નથી, ને કેમ જાય છે?"

" સારું નથી લાગતું તેથી જ જઉં છું." વિનીતા હસીને બોલી: " વિનોદિની પાસે જઇને તેની સાથે થોડાં ટોળટપ્પાં મારીશ એટલે મને ગોઠશે. વિનોદિની એવી છે કે તેના સહવાસમાં આવતાં જ મન ઉલ્લાસમાં આવી ગયા વિના રહે નહિ."

અને એ વાત ખરી હતી. ખિન્ન વાતાવરણમાંથી વિનોદિનીએ પલટાવી નાંખેલા ઉલ્લાસના વાતાવરણના અનુભવો વિનીતાએ અનેક વાર કર્યાં હતા. વિનોદિનીની બોલવાની ઉલ્લાસભરી પણ નિર્દોષ રીત જ એવી હતી કે કોઇને પણ આનંદ થયા વિના રહે નહિ.

વિનીતા તેની પાસે જઇ પહોંચી ત્યારે પહેલાં તો વિનોદિની તેને બાથ ભરીને ભેટી અને પછી તેની જીભ ચાલવા લાગી. વાતની વાતમાં તે કહેવા લાગી: " ખરેખર, મને પપ્પા ઉપર ખૂબ જ ગુસ્સો આવી ગયો હતો, હોં! હું વધારે કઠોર શબ્દો કેમ બોલી નહિ, તે જ મને નવાઇભર્યું લાગે છે. બીજો કોઈ બાપ હોત ને, તો તેણે એમ જ કહી દીધું હોત કે 'તારે ઘર છોડી જવું હોય તો માર્ગ મોકળો છે, ચાલતી થા!' અને જો તેમણે એમ કહ્યું હોત તો હુંએ જરાય વિચાર કરવાને થોભ્યા વિના ચાલતી થઇ હોત. વસંતલાલ પાસેથી હું પાછી ફરી, ત્યારે તો મારા ગુસ્સાનો પારો ખૂબ જ ચડી ગયો હતો. તેને ઘેર મેં જે 'સીન' કર્યો તે જોવાને તું હાજર હોત તો ઠીક થાત. અત્યારે મને તે સાંભરે છે, ત્યારે એટલું હસવું આવે છે કે ન પૂછો વાત! મેં તેને બે તમાચા કેમ ચોડી દીધા નહિ તે જ મને નવાઇ લાગે છે. કદાચ મને તે વખતે એમ લાગ્યું હશે કે તેના ગંદા મ્હોંને મારા હાથ અડકવાથી મારા હાથ પણ ગંદા થાત એવી મારી કલ્પનાથી જ એ ભાઇ સાહેબ મારા હાથ-

માંથી બચી ગયા. મેં એને મ્હોંમાં આવ્યું તેમ કહેવા માંડયું, પણ તે તો ચૂપચાપ જ બેસી રહ્યો! મને એવું જ થયા કરતું હતું કે આવો એકાદ બોલપટનો સીન હોત તો ઠીક હતું, હું તેમાં ખૂબ પ્રશંસા પામી શકત, કારણકે હું ખરેખરા ગુસ્સામાં જ તે વખતે આવી ગઈ હતી. વસંતલાલની સાથે કરેલા કરારના કાગળના ટુકડા કરીને તેના મ્હોં પર ફેંકી હું જ્યારે ત્યાંથી પાછી ફરી, ત્યારે ખરેખર મારો ક્રોધ મારા તાબામાં નહોતો. મને લાગ્યું કે અત્યારે જો પપ્પા કે મમ્મા મને કાંઈ કહેશે તો ખરેખર મામલો વધી જશે અને તુરત જ મારે ઘર છોડવું પડશે. પણ ઘેર આવીને તો મેં જોયું કે મમ્મા રડે છે અને પપ્પા તેને સમજાવવા મથે છે.

"મને જોતાં જ પપ્પા બોલ્યા: 'વિનુ! પહેલાં તું તારી બાને કહે કે તું ઘર છોડીને કયાંય જતી રહીશ નહિ. તું ગુસ્સામાં જે શબ્દો બોલીને ઘેરથી નીકળી હતી તે જ તે ખરા માની બેઠી છે. તેને એમ લાગે છે કે હું મારી હઠ છોડીશ નહિ, અને છેવટે તું ખરેખર ઘર છોડીને જતી રહીશ, પણ એમ તે શું કાંઇ બને? ખરેખર, વિનીતા! મારાં માતાપિતા જેવાં પ્રેમાળ માબાપ બહુ જ થોડાં સંતાનોના નસીબમાં લખાયલાં હશે. તે વખતે બાનું રડવું અને પિતાજીની ગભરામણુ અને એ બેઉને સમજાવવાને મેં તેમને નરમાશથી કહેલા શબ્દો એ બધું જાણે બોલપટનો એકાદ સીન જ, હોં! એમાં હસે છે શું? હું સાચું જ કહું છું."

વિનીતાથી હસવું ખાળી શકાતું નહોતું. તે હસતી હસતી બોલી: "અત્યારે આપણે વાતચીત કરીએ છીએ, તે પણ તને તો બોલપટનો એકાદ સીન જ લાગતો હશે! જીવનના એકેએક ખરેખરા પ્રસંગને પણ બોલપટના સીનની દૃષ્ટિએ જ જોવાની તને ટેવ પડી ગઇ છે કે શું? બોલપટના સીનો તને કદાચ ઘેલી બનાવી મૂકશે!"

"સાચી વાત. ફેરફાર માત્ર એટલો છે કે જેને તમો બધાં ઘેલછા કહો છો, તેને હું કલાની ભક્તિ કહું છું. મને તો લાગે છે કે

ગમે તે થાય પણ મારી એ ઘેલછા હવે ઓછી. થવાની નથી. વસંતલાલની કંપની છોડી, તો હવે હું બીજીમાં જવાની, તેને બદલે વળી કોઈ ત્રીજી કંપનીમાં મને વધારે શીખવાનું મળશે કે તુરત હું તેમાં પેસવાની !"

"એટલે? તેં કોઇ બીજી કંપની સાથે કરાર-બરાર કરી નાંખ્યો છે કે શું?"

"કર્યો નથી, પણ કરવાની તો છું જ. તેટલા માટે જ મેં તને અત્યારે બોલાવી છે."

"મને શામાટે? મને પણ શું તું તારી સાથે ફીલ્મ કંપનીમાં લઇ જવાની છું?"

"અને લઇ જઉં તોય તેમાં ખોટું શું? પણ ગભરાઇશ નહિ, હું તેમ કરવાની નથી. નાટક કે સીનેમામાં કામ કરવાથી માણસમાં એક જાતની બેફીકરાઈ આવે છે, તે તારામાં નથી એ હું જાણું છું. તું તો મજેથી બી. એ. થા, ડાકટર ચંદ્રપ્રસાદને પરણી જા, અને બે ચાર બાળકોના સદરા ચડ્ડીઓ સીવી-સીવીને જીવન ગાળ્યા કર !"

વિનીતાના વદન ઉપર તે વખતે જે ભાવ સ્ફુર્યો તે તેને વિનોદિનીની નજરે આવવા દેવો નહોતો, એટલે તેણે પાસે પડેલું એક ચોપાનિયું ઉઘાડી તેનાં પાનાં ફેરવતાં મ્હોં ઢાંકવાનો યત્ન કર્યો. તે બોલી: "વારુ, વારુ, બહુ થયું. પણ બીજી કંપની સાથે કરાર કરતાં પહેલાં તેં મને કેમ બોલાવી, તેનો તો કાંઇ ખુલાસો કર."

"કરું છું, પણ તે ચોપાનીઉં બાજુએ મૂકીને તું જરા મારી સામે જો. આ કાંઇ ફ્રી લાયબ્રેરી નથી, સમજી ને?"

વિનીતાને ફરી હસવું આવ્યું. તેણે ચોપાનીઉં બાજુએ મૂકીને કહ્યું: "બોલ, શું કહે છે?"

"કેવી આજ્ઞાંકિત છે ને, મારી બહેન !" એમ કહેતાં વિનોદિનીએ વિનીતાને સાબાશી આપતાં તેની પીઠ થાબડી.

બેઉ સખીઓ ખૂબ હસી. હાસ્ય પૂરું થતાં વિનોદિની બોલી: "સાંભળ; ઘર છોડીને સ્વતંત્ર રહેવાનો પ્રસંગ મારા ઉપર આવી પડવાનો હતો, પણ તે હવે આવવાનો નથી એ તો ખરું; પણ ઘણું કરીને થોડા જ વખતમાં સીનેમાની નોકરીને કારણે કોઇ બીજે સ્થળે જઇને મારે રહેવું પડશે, એમ જણાય છે. ઉત્તર હિંદુસ્તાનના એક ધનવાન ગૃહસ્થને ઘણા વખતથી એક ટોકી કંપની કાઢવાનો વિચાર થયા કરે છે. તે પાંચ–છ માસથી મારી પાછળ પડયો હતો—તેની કંપનીમાં દાખલ થવાનું વચન મારી પાસેથી લેવા માટે નંદીઘાટમાં તેણે સ્ટુડીઓ બાંધવાની પણ શરુઆત કરી છે. મારી અને વસંતલાલની ,વચ્ચે જે તૂટ પડી છે, તેની ખબર સીનેમાસૃષ્ટિમાં એકદમ પ્રસરી ગઇ છે, એટલે તેના જાણવામાં તે વાત આવતાં જ તે ગૃહસ્થ એકદમ માથેરાનથી મને મળવા અહીં આવી પહોંચ્યો. તેની સાથે મારે થોડી વાતચીત પણ થઇ. છેવટનો કરાર કરવાને હું એક બે દિવસમાં માથેરાન આવીશ એમ કહીને અત્યારે તો મેં તેને રજા આપી છે. જો મને અનુકૂળ કરાર થશે તો હું એની કંપનીમાં દાખલ થઇશ અને તુરત જ નંદીઘાટ ઊપડી જઈશ. એટલા માટે જ મેં તને ઉતાવળે બોલાવી છે. આજે બપોરે આપણે માથેરાન જવાનું છે, સમજી?"

"પણ હું શામાટે આવું? મારું ત્યાં શું કામ?"

"શામાટે કેમ? મારી સાથે થોડો વખત ગાળવા માટે. કેટલાય દિવસથી આપણે મળ્યાં નહોતાં. પછી વળી મારે નંદીઘાટ જવાનું થશે તો કેટલાય દિવસ સુધી આપણે એકમેકનું મ્હોં પણ જોઈ શકીશું નહિ. એટલા માટે જ તને માથેરાન સાથે લઇ જવાનું નક્કી કર્યું છે. પાંચમી તારીખ સુધી તો તારે કૉલેજમાં રજા છે, પછી શી ફીકર છે? એક વાર જેવી રીતે હું તને લાનોલી ખેંચી ગઇ હતી, તેવી રીતે આ વખતે માથેરાન ખેંચી જવાની છું."

"પણ..."

" એ પણ-બણ હું સાંભળવાની જ નથી ને! માથેરાન બહુ મજાનું સ્થળ છે. ત્યાં ફરીશું, રિક્ષામાં બેસીશું, દોડીશું અને તારી ઇચ્છા હશે તો લઢીશું વઢીશું પણ ! ત્યાં ટટ્ટુઓ ભાડે મળે છે, તેના પર તને બેસતાં નથી આવડતું તો હું તને શીખવીશ અને આપણે ટટ્ટુઓ ઉપર બેસીને ફરવા પણ જઈશું."

"પણ હું સાચું કહું છું, હમણાં મારી તબિયત સારી રહેતી નથી. હજી હમણાં જ તાવ ઊતર્યો છે."

" આહોહો ! ત્યારે તો માથેરાન હવાફેર માટે બહુ જ સારું સ્થળ છે. વિજયા ફોઇ ના કહેવાનાં નથી એવી મારી ખાતરી છે."

" નાની બા ના કહેશે એમ મારું કહેવું નથી."

" તો પછી તારું કહેવું શું છે? હાં, હાં ! હું સમજી ! પેલા ડાકટર સાહેબની દવા વિના તારી તબિયત બરાબર નહિ રહે, એવી તને ચિંતા થતી હશે ! કદાચ ડાકટર પોતે જ દર્દીને કોઇ સ્થળે હવાફેર માટે લઇ જવાના હશે ! એમ હોય તો મારો આગ્રહ નથી."

આ શબ્દો સાંભળતાં જ પોતાની મુખમુદ્રાને ગંભીર બનતી અટકાવીને પ્રસન્ન રાખવાનું વિનીતાને મુશ્કેલ લાગ્યું. વિનોદિનીની મશ્કરીથી ચિઢાયાનો દેખાવ કરીને તે ઊઠી અને બોલી: " તારે આવી જ વાતો કરવી હોય તો હું મારે જઉં છું!"

તેની સાથે વિનોદિની પણ ઊઠી અને વિનીતાનો હાથ પકડીને બોલી: " મારું બોલવું હું પાછું ખેંચી લઉં છું, પછી કાંઇ છે? પણ આજે તારે માથેરાન આવવાનું છે એ નક્કી હોં ! હા કહે."

છેવટે વિનીતાને 'હા' ભણવી પડી.

તેને પોતાને પણ મુંબઇ છોડીને ક્યાંક દૂર જઇ રહેવાનું મન હતું. માતાની રજા લઇને તે તે જ દિવસે વિનોદિની સાથે માથેરાન ગઈ.



૨૫

# સખી વિનાની—સખા વિનાની

વિનાતા માથેરાનથી પાછી ફરી ત્યારે તેની તબિયત જરા સુધરી હતી, પરન્તુ તેનું મનોદુઃખ વધ્યું હતું. વિનોદિની માથેરાનથી નીકળી ત્યારે તેના મનનો ઉલ્લાસ અને ઉત્સાહ વધ્યો હતો, પરન્તુ વિનીતાનો ઉલ્લાસ ઘટચો હતો. વિનોદિનીએ નવી ફીલ્મ કંપનીના માલીક સાથે કરાર કર્યો હતો, એટલે નવી કંપનીના કામને અંગે તેના મનમાં અભિનવ ઉલ્લાસ પ્રકટવા લાગ્યો હતો, ત્યારે વિનીતાને પોતાની એક અંતરંગ સખીનો વિયોગ થવાનો હતો તેથી તેને દુઃખ થવા લાગ્યું હતું. વિનોદિનીનો સહવાસ જ્યારે પણ થાય ત્યારે વિનીતા ગમે તેવી અપ્રસન્ન હોય, છતાંયે પ્રસન્ન બની જાય. એવા એક સહવાસને છોડવો પડશે એ વિચાર આવતાં પુનઃ પુનઃ તેના વદન ઉપર ખિન્નતા પ્રસરી જતી હતી. વિનોદિનીએ પોતા પર કશાએ સ્વાર્થ વિના કેવળ નિર્દોષ પ્રેમ રાખ્યા કર્યો હતો, પોતાના જ હિતની હમેશાં ચિંતા રાખ્યા કરી હતી, પોતાના મનને ઉલ્લસિત કરવાને તે કાંઇ કાંઈ કરવાને સદા તત્પર રહેતી હતી, એ બધાં સંભારણાં હવે વિનીતાના મનમાં ઊભરાવા લાગ્યાં; એવી એક સખી પરગામ જઇને રહેશે, પછી પોતે એવા સાચા અને નિર્દોષ પ્રેમનું પાત્ર ક્યાં શોધશે એવો તેને વિચાર થયા કરતો હતો. વિનોદિની જે દિવસે મુંબઇથી નીકળશે તે દિવસે પોતે તેને કેવી રીતે રજા આપી શકશે, ત્યારે પોતાથી રડી ગયા વિના કેમ રહેવાશે, એવું અનેક વાર તેના મનને થયા કરતું હતું. આ જ કારણથી જે દિવસે વિનોદિની જવા નીકળે તે દિવસે તેને વળાવવા સ્ટેશન પર જ ન જવું એવું વિનીતાએ મનમાં વિચાર્યું, પણ તેમ કરવું એ સહેલું નહોતું. છેવટે તે તેને વળાવવા ગઇ.

વિનોદિનીને વળાવવા માટે અનેક સ્નેહીઓ, મિત્રો અને સગાં સ્ટેશન પર આવ્યાં હતાં, પરન્તુ તેમાં એક જ વ્યક્તિ તેની ગેરહાજરીને કારણે વારંવાર યાદ આવ્યા કરતી હતી, તે ડાકટર ચંદ્રપ્રસાદ. કેટલાએ દિવસથી તે સર કંચનલાલને બંગલે સુદ્ધાં આવ્યો નહોતો. વિનોદિની જવાની છે એવી ખબર મળતાં તેણે માત્ર એક નાની ચિઠ્ઠી લખીને વિનોદિનીને ફતેહ ઇચ્છી હતી, અને એક નાની સુંદર ભેટ મોકલી હતી. તે સ્ટેશન પર આવ્યો નહિ તેથી આશ્ચર્યચકિત બનેલી વ્યક્તિઓ વારંવાર તે માટે વિનીતાને પૂછવા લાગી; અને એ બધાના પ્રશ્નોના જેમ તેમ કરીને જવાબ આપતાંય વિનીતાને વિલક્ષણ કંટાળો આવવા લાગ્યો. તેને થયું કે હવે વિનોદિનીને છેલ્લી સલામ કરીને એકદમ સ્ટેશન છોડી જવું, પરન્તુ વિનોદિનીએ તેનો હાથ પકડીને તેને પોતાની પાસે જ બેસાડી રાખી હતી, તેથી તે તેની પાસેથી છૂટી શકે તેમ હતું જ કયાં ?

વિનોદિની તેને પુનઃ પુનઃ કહેતી હતીઃ "સાંભળ, તારે એકવાર નંદીઘાટ આવવું પડશે, હોં !"

વિનીતા માત્ર 'હંકાર' કરીને જ તેનો જવાબ વાળતી.

"એમ હં હં કર્યે ચાલવાનું નથી; બોલ કયારે આવીશ ? પુનાથી શશીકાંત આવવાના છે, તેમની સાથે તું આવીશ ?"

"ના રે બહેન ! એક વાર લાનોલીમાં મેં બે બિલાડાંનો ગુરગુરાટ સાંભળ્યો હતો, એટલો જ બસ !" એમ બોલીને વિનીતા કટાક્ષ કરીને હસી.

તેના મ્હોં પર થપાટ લગાવવાનો આવીર્ભાવ કરીને વિનોદિની બોલીઃ "છાની મર હવે !"

"હાં ! હવે કેવી ચિઢાઈ ? વારંવાર મને ચીઢવે છે તે ભૂલી ગઇ ?"

બેઉ ખૂબ હસી, તે એટલું બધું કે પ્લેટફોર્મ ઉપર ઊભેલા માણસોનું પણ તેમની તરફ ધ્યાન દોરાયું.

પછી વિનોદિની એકદમ ગંભીર બનીને બોલી: " તને છોડીને હું બહુ દૂર જઉં છું; તું મને સાંભર્યો કરીશ, હોં."

તે સાંભળતાં જ વિનીતાને થયું કે અત્યારે પોતાના અંતઃકરણમાં જે જે વિચારો ઊછળી રહ્યા છે તે બધા એકદમ વિનોદિની પાસે ખાલી કરી નાંખું! સમવયસ્ક સખીઓનો હળવી ઘડીઓમાં એવો અનુભવ ઘણો સ્વાભાવિક હોય છે. પરન્તુ જે કાંઈ મનમાં આવે તે એકદમ બોલી નાંખવાને માણસ ભાગ્યે જ તૈયાર થાય છે. અને રેલવે ટ્રેન પર અંતરંગ સખીને વિદાય આપતાં તો બહુ જ થોડું બોલી શકાય છે.

વિનીતા તે વખતે માત્ર એટલું જ બોલી: " અને મને જરાએ નહિ ગોઠે, તે વિષેની તને હજી કલ્પના આવી નથી. તું તો ત્યાં જઇને તારા મનોનુકૂલ કામમાં દટાઇ જઈશ એટલે તને ગમશે, પરન્તુ અહીં હું..."

વિનીતાથી આગળ બોલી શકાયું નહિ.

વિનીતાની વદનચર્યા આટલી બધી દુઃખી કેમ થઇ જાય છે, તે વિનોદિનીથી સમજાયું નહિ. પોતાથી વિખૂટા પડવાનું જ એકલું કષ્ટ વિનીતાના મનમાં નહિ હોય, પણ તે ઉપરાંત કોઈ વિશેષ મનોદાહક દુઃખ હોવું જોઇએ એવી વિનોદિનીને માત્ર શંકા આવી.

તેણે વિનીતાના બેઉ હાથ પોતાના હાથમાં લઈ દાબ્યા. તે કાંઇ બોલવા જતી હતી, એટલામાં ગાડી છૂટવાનો ઘંટ વાગ્યો.

વિનીતા એકદમ ઊઠી અને ઉતાવળે બોલી: " હું જઉં છું હોં; સંભાળીને જજે."

વિનોદિનીએ તેને એકદમ પોતા તરફ ખેંચી અને કોણ જાણે કેમ, તેણે તેને ચુંબન લીધું!

વિનીતા તેથી અત્યંત લજાઈ ગઈ. તેના વદન ઉપર લાલાશ ચઢી આવી. વિનોદિનીને પોતાનું ચુંબન લેતાં કોણે કોણે જોયું તે

જાણવાને તેણે આજુબાજુ નજર કરી. કેટલીક હસતી આંખો અને વાંકડાં મ્હોં જોઇને તેને કાંઇ કાંઇ થઈ ગયું.

તેનો માનસિક સંભ્રમ વધારનારો એક બીજો વિચાર તેને તે વખતે આવ્યો. ચંદ્રપ્રસાદે એ જ રીતે પોતાનું ચુંબન લીધું હતું, અને તે પછી તેની અને પોતાની વચ્ચે કાયમ તૂટ પડી હતી. તેવી જ રીતે વિનોદિનીએ લીધેલું ચુંબન તો એવું અમંગળ નહિ નીવડે ને?

આ વિચાર વિલક્ષણ હતો ખરો, પરંતુ વિનીતાને તે વારંવાર આવ્યા કરતો હતો, અને ચંદ્રપ્રસાદનું ચુંબન પુનઃ પુનઃ સ્મૃતિમાં આવીને ઊભું રહેતું હતું.

તે ઘેર પાછી ફરી ત્યારે તે અત્યંત ખિન્ન બની ગઈ હતી. તેને સતત લાગ્યા કરતું હતું કે પોતાની એકની એક અત્યંત પ્રેમાળ સખી આજે પોતાને છોડીને પરગામ ચાલી ગઇ. હવે પોતે એકલી-અટૂલી બની ગઇ. પોતાના ઉદાસ વદન ઉપર સ્નેહનો ગુલાબી રંગ ચઢાવનારી પોતાની સમયવસ્ક સખી માત્ર હતી—હવે તે પણ નથી!

વિજયાએ તેના હાથમાં તે દિવસની ટપાલમાં આવેલો એક પત્ર મૂકયો, અને પૂછયું: "કોનો છે એ પત્ર? હમણાં જ ટપાલ-વાળો આપી ગયો."

સરનામાના અક્ષરો જોઇને વિનીતાનું હૃદય ધડકવા લાગ્યું. તે બોલી: "ચંદ્રપ્રસાદનો હોય એમ લાગે છે."

પોતાના મનની ચલવિચલ સ્થિતિ છુપાવવાને તેણે માતાએ આણેલો ચાહનો પ્યાલો લીધો. પછી તેણે પોતાના ઓરડામાં જઇને પત્ર ફોડયો. ખરેખર, તે ચંદ્રપ્રસાદનો જ પત્ર હતો. તેમા લખ્યું હતું:

"વિનીતા! ગભરાઈશ નહિ. તને ત્રાસ આપવા માટે આ પત્ર હું લખતો નથી. આ પત્ર તારા હાથમાં આવશે ત્યારે મેં અને પિતાજીએ મુંબઈ છોડયું હશે. પિતાજીના એક સ્નેહીએ કાઢવા ધારેલી

ધર્માદા હૉસ્પિટલ બાબત એક વાર મેં તને કહ્યું હતું. તે કામ ઉપર હાજર થવા હું જઉછું. તે ગામનું નામ હું લખતો નથી; તે જાણીને તેનો તને કશો ઉપયોગ નથી. હું હવે તને ફરીથી કદાપિ મળવાનો નથી એ જ મુદ્દાની વાત મારે તને જણાવવાની છે. મુંબઈની અંદર તારાથી દૂર રહેવું મને વધારે ને વધારે અશક્ય લાગવા માંડ્યું હતું અને એ સંયમનથી મનોવ્યથા વધારે ને વધારે અસહ્ય બનવા લાગી હતી. એટલે જ હવે અન્ય સ્થળે જઈને મનને તારી વિસ્મૃતિ કરાવી દેવા માટે હું મુંબઈ છોડું છું. પિતાજીને મેં બધી વાત કહેવી ઘટે તેવા રૂપમાં અને સ્પષ્ટતાથી કહી છે. મેં તેમને તે વાત ન કહી હોત તો મુંબઈ છોડતી વખતે તારી રજા પણ હું ન લેવા આવું તેથી તેમને આશ્ચર્ય લાગત. મેં હૉસ્પિટલમાં ખૂબ મોટા પગારની નોકરી લીધી તેથી પિતાજીને આનંદ થાય છે; પણ તારાથી આ રીતે દૂર જવાથી હું તને વિસરી જઈ શકીશ એ મારી ગણતરી તેમને તદ્દન ભૂલભરેલી લાગે છે. કદાચ એમ પણ હોય. પરંતુ હું પ્રયત્ન તો કરી જોવા ઇચ્છું છું જ. માત્ર એટલું જ ધ્યાનમાં રાખજે કે એક વાર જે પ્રેમ મેં તને આપ્યો છે તે યુગોના યુગો વહી જવા છતાં કાયમ જ રહેશે. પુનઃ મને તારું દર્શન નહિ થાય, તોપણ એ પ્રેમ બિંદુમાત્ર ઓછો નહિ થાય. પણ એ પ્રેમથી તને કશી હેરાન-ગતિ ભોગવવી ન પડે, અને તેં જે કાંઇ કરવાનું નક્કી કર્યું હોય તે કરવાને તું સ્વતંત્ર રહે, એટલા માટે હું તારી છેવટની રજા લઉં છું. બોલવા–ચાલવામાં મારી તરફથી કાંઈ પ્રમાદ થયો હોય, તો ક્ષમા કરજે. અને કોઇવાર ભૂલ્યે–ચૂકયે હું યાદ આવું, તો તારા મનને એટલું જ કહેજે કે ચંદ્રપ્રસાદના પ્રેમમાં જરાએ કપટ નહોતું.

"તું સર્વથા સુખી થા, એવું ઇચ્છતો

"હું છું, તારો કોણ?

"ચંદ્રપ્રસાદ".

એ પત્ર વાંચીને વિનીતાની સ્થિતિ અત્યંત દયાજનક બની ગઈ.

તેની અત્યંત પ્રિય એવી બે વ્યક્તિઓ આજે એક પછી એક તેને છોડીને દૂર ચાલી ગઇ હતી.

હવે માત્ર એક માતા સિવાય બીજું કોઈ મનના વિસામાનું સ્થાન તેને માટે રહ્યું ન હતું, એ વિચાર આવતાં તેનું હૃદય ભરાઇ આવ્યું. જનસમુદાયથી કલ્લોલતા કોઇ સ્થાનમાં ઉપાડીને કોઈ નિર્જન અને શૂન્ય એકાંત સ્થાનમાં લાવી માણસને મૂકવામાં આવે ત્યારે તેને જે ભય અને ઉદાસીનતાનો અનુભવ થાય છે તેવો અનુભવ વિનીતાને થવા લાગ્યો.

તેના મનમાં આવ્યું: "મારા પ્રિયકરને મેં મુંબઇમાંથી હાંકી કાઢ્યો, મારી પ્રિય સખી દૂર જતી રહી: હવે હું માત્ર એકલી, અટૂલી, અસહાય રહી. આવી સ્થિતિમાં જરૂર કોઇ અણધાર્યું સંકટ મારા પર આવી પડવાનું!"



## ૨૬

## દુઃખ ભૂલવાનો વ્યવસાય

પ્રેમની નિષ્ફળતાનું દુઃખ વિસરવાનો મોટો ભાર હવે ચંદ્રપ્રસાદ ઉપર આવી પડ્યો હતો. એ માટેનો એક યત્ન આરંભતાં તેને મુંબઇ છોડવાની જરૂર લાગી. વિનીતાનો પોતા પરનો પ્રેમ એકદમ શાથી નાશ પામ્યો તેની કશી કલ્પના તે કરી શકતો નહોતો. વિનીતાને જો પોતાનો પ્રેમ નથી જ જોઇતો, તો તેના માર્ગમાંથી પોતે દૂર થવું એ જ હવે કર્તવ્ય છે એમ તેને લાગ્યું હતું. વિનીતાની નિકટ રહીને પ્રેમસંયમન કરવું એ તેને અશક્ય લાગ્યું હતું, અને તેથી તેનાથી દૂર જઇને રહેવામાં પોતાનું તેમ જ વિનીતાનું પણ હિત છે એમ વિચારીને છેવટે તેણે મુંબઇ છોડ્યું હતું. એ રીતે પોતે મુંબઇથી દૂર જશે એટલે વિનીતા સુખી થશે એવી તેની ગણતરી હતી.

પરન્તુ જે દુઃખ ચંદ્રપ્રસાદને વિસરવાનું હતું, તે જ દુઃખ વિનીતાને પણ વિસરવાનું હતું, માત્ર ચંદ્રપ્રસાદને તે વિષેની ખબર નહોતી. વિનીતા ચંદ્રપ્રસાદને અંતરથી ચાહતી હતી, તે તેનો સહવાસ ઇચ્છતી હતી, પરન્તુ પોતાનું જીવનરહસ્ય છુપાવી રાખવાને અને ચંદ્રપ્રસાદને પરણીને તેને ઠગવાને તે પોતાના મન ઉપર બળાત્કાર કરીને તેનાથી દૂર રહેવા મથતી હતી. ગણિતશાસ્ત્રમાં બેમાંથી એક જતાં બાકી એક રહે છે, પણ પ્રેમગણિતનો હિસાબ જુદો છે. એ ગણિતમાં બેમાંથી એક જતાં બાકી એકનો આંકડો રહેતો નથી, પણ એ એકનો ગએલો આંકડો પાછળ અનેક વિચારો સંભારણાં અને દુઃખનો ભાર મૂકી જાય છે, અને બાકી રહેલી એક વ્યક્તિની એકલતામાં સુખદુઃખનો ચિત્ર વિચિત્ર સંભાર ભરી જાય છે. સ્ત્રીને પોતાના પ્રેમપાત્ર પુરુષનો પ્રેમ ન જોઇતો હોય અને તે પુરુષ દૂર જાય તોપણ પાછળ શૂન્ય રહેતું નથી; તે પુરુષના સહવાસનાં સંભારણાંના અપૂર્ણાંક શેષ રહી જાય છે. એટલે ચંદ્રપ્રસાદ મુંબઈ છોડી ગયો તેથી વિનીતા સુખી થઇ કે દુઃખી થઇ એ હિસાબ સ્પષ્ટ રીતે કાઢી બતાવવાનું કામ મુશ્કેલ છે.

પરન્તુ ચંદ્રપ્રસાદ ચાલ્યો જવાથી કેટલાક દિવસ સુધી વિનીતાને પોતાને પોતાના મનની સ્થિતિ નિશ્ચિત રૂપે સમજાઇ હતી ખરી? ચંદ્રપ્રસાદ દૂર ગયો એટલે પોતાની માતાનું રહસ્ય તેની પાસે ખુલ્લું કરવાનો હવે સંભવ જ રહ્યો નહિ તેથી તેના મનને સારું લાગ્યું. પણ ચંદ્રપ્રસાદ હવે પોતાને કદિ મળશે નહિ એ કલ્પનાથી તેને અત્યંત દુઃખ થયું. ચંદ્રપ્રસાદ અને પોતાની વચ્ચે વેગથી વધતો જતો પ્રેમભાવ વિનીતાને જોઇતો નહોતો, પણ મિત્રભાવ જોઇતો હતો. એવો સંબંધ રાખવો તે પોતાપૂરતો શકય જણાતો હતો. ચંદ્રપ્રસાદને તેણે એક પ્રકારની વિનંતિ કરી હતી અને તે તે માન્ય કરશે એવી વિનીતાની સમજ હતી. તેથી એકાએક ચંદ્રપ્રસાદ મુંબઈ છોડી ગયો તેથી તેને આશ્ચર્ય થયું. પોતામાં જે નિગ્રહશક્તિ હતી,

તે ચંદ્રપ્રસાદમાં નહોતી, એ આજે જ તેણે પહેલી વાર જોયું. પુરુષ-પ્રકૃતિનો એ પહેલો જ અનુભવ હોઇ તેને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક હતું. તેને આશા હતી કે ચંદ્રપ્રસાદ હવે કહેશે કે–'તું કહે તેવો મિત્રસંબંધ જ તારી સાથે રાખવા હું તૈયાર છું' પણ તેણે તો એકદમ મુંબઈ છોડીને પોતાની છેવટની રજા લીધી તેથી તેના હૃદય ઉપર આઘાત થયો. તેને જે દુઃખ થયું તે આશ્ચર્ય કરતાં વધારે હતું. પ્રેમથી દૂર રહેવાના યત્નમાં તેણે ચંદ્રપ્રસાદની મૈત્રી ગુમાવી.

મનનું એ દુઃખ વિસરવાનો યત્ન માત્ર એક જ રીતે થઇ શકે તેમ હતુંઃ બીજા કામમાં ચિત્તને ખૂબ પરોવીને. આ કામ માત્ર અભ્યાસનું હતું. અભ્યાસમાં ચિત્ત પરોવવાથી એ દુ.ખ વિસારે પડશે એવી તેની ગણતરી હતી. પણ હજી તો બી. એ. માં બીજું આખું વર્ષ તેને ભણવાનું હતું; પરીક્ષા નજીક ન આવે ત્યાંસુધી અભ્યાસમાં ખૂબ મન પરોવવાનું વિદ્યાર્થીઓથી બની શકે જ કેમ?

પણ એક દિવસ એક વૃદ્ધ પારસી પ્રોફેસરે તેને પોતાના રૂમમાં બોલાવી. તે ગઇ અને તેની સમીપે બેઠી. પ્રોફેસરે પૂછ્યુંઃ "મિસ વિનીતા! હવે તો ખૂબ વાંચવા માંડયું છે ને!"

"ના સાહેબ, હજી પરીક્ષાને તો બહુ વાર છે ને!"

પ્રોફેસર હસ્યાઃ "તમે લોકો અભ્યાસ કેમ કરવો તે સમજતાં જ નથી."

"પરીક્ષા દૂર હોય છે એટલે ચિત્ત જ ચોંટતું નથી. વારુ, પણ આપે મને કેમ બોલાવી છે?"

"હું પૂછું છું કે તમે હિંદુ છોને?"

"જી હા."

"મધ્યમ વર્ગનાં છો?"

"હા સાહેબ."

"ઘરમાં કોણ કોણ છે?"

"માતા...ના, ના, માતાપિતા મરણ પામ્યાં છે; મારે એક ભાઈ છે અને એ ફ્રેઈઓ છે."

"મધ્યમ વર્ગની હિંદુ સ્ત્રીઓની સ્થિતિ વિષે કોઈ વાર વિચાર કર્યો છે?"

"મને તો એ સિવાય બીજા વિચારો જ આવતા નથી."

"પણ વિચાર એટલે કેવળ ચિંતન નહિ. કાંઈ વિગતો, આંકડા, માહિતી એકઠાં કર્યાં છે?"

"પણ જે કાંઈ ખુલ્લી રીતે દેખાઈ આવતું હોય તે માટે આંકડાની શી જરૂર?"

"જેઓને ન દેખાતું હોય તેમની ખાતરી કરી આપવા."

વિનીતાના લક્ષમાં એ વાત ઊતરી.

પ્રોફેસર આગળ બોલ્યા: "તમને મેં બોલાવ્યાં છે એટલા માટે કે યુનિવર્સિટીએ એક ઈનામી નિબંધનો વિષય આજે જાહેર કર્યો છે અને એ નિબંધ ફક્ત સ્ત્રીઓ તરફથી લખાયલો હોવો જોઈએ. મને યાદ આવ્યું એટલે મેં તમને બોલાવ્યાં. તમે એ માટે યત્ન ન કરો? તમે એ નિબંધ લખી શકો એમ મને લાગે છે."

એમ કહી પ્રોફેસરે એક છાપેલો કાગળ વિનીતાના હાથમાં મૂક્યો. નિબંધનો વિષય હતો: "મધ્યમ સ્થિતિની શહેરમાં રહેતી હિંદુ સ્ત્રીઓની રહેણી."

પ્રોફેસરે પૂછ્યું: "વિષય સારો છે, નહિ વારુ?"

"હાજી."

"અઢીસો રૂપિયાનું ઈનામ છે."

"ઇનામ મળે કે ન મળે તેની ચિંતા નહિ, પણ એ કારણે મને કામ કરવાનું મળશે, એ જ ઠીક છે."

"સાબાશ! ત્યારે હવે કરો શરુઆત."

"પણ કેવી રીતે શરુઆત કરું?"

"બધું પદ્ધતિસર કરવું જોઇએ. મધ્યમ સ્થિતિનાં સોએક હિંદુ કુટુંબોમાં જઈ તેમની પાસેથી માહિતી મેળવી તેની નોંધ કરી લેવી. એ નોંધને આધારે તારવણી કરી, પછી સિદ્ધાંત બાંધવો, મીમાંસા કરવી અને છેવટે યોગ્ય લાગે તે સૂચનાઓ કરવી."

તુરત વિનીતાના ધ્યાનમાં એ કાર્યપદ્ધતિ આવી ગઈ. તેના વદન પર આનંદ-રેખા ઊમટી.

"કહો, હવે ક્યારે શરુઆત કરશો?"

"પરીક્ષા પછી."

"બહુ સારું."

વિનીતા ઘેર આવી ત્યારે આનંદતાં હતી.

વિજયાએ પૂછ્યું: "વિનીતા, કૉલેજમાં રજા ક્યારે પડવાની?"

"મહિના પછી. કેમ પૂછ્યું વારુ?"

"મારી તબિયત સારી રહેતી નથી, તેથી બહારગામ હવાબદલો કરવા જવાનો મારો વિચાર છે."

વિનીતા હસી. તે સમજી ગઇ કે બા પોતાની તબિયતને કારણે નહિ પણ પુત્રીની તબિયતને કારણે હવાફેર કરવા જવા ઇચ્છે છે અને બહાનું બતાવે છે પોતાની તબિયતનું! તે બોલી: "હું સમજી ગઈ, બા! તું મારી તબિયતની ચિંતાથી જ ક્યાંક હવાફેર માટે જવા ઇચ્છે છે, પણ મારી તબિયત તો બહુ સારી છે."

"હા, સારી જ છે ને! ગાલ બેસી જવા, ચહેરો નિસ્તેજ થવો, બે રોટલી અને કડછી ભાત ખાવાં, એ બધાં સારી તબિયતનાં ચિહ્નો!"

"ત્યારે હું કેટલી રોટલી ખાઉં? બોલ, આઠ રોટલી, બાર રોટલી?!"

"વાતો ન કર. એક વાર ખાઈ બતાવ અને પછી બોલ. મને તો તારી તબિયત સારી લાગતી નથી અને રજાઓમાં જરૂર બહાર જવું છે."

"પણ હું કયાંય ન જઉં અને રાતી–માતી થઉં તો તને વાંધો શો છે?"

"તારે અહીં રહીને શું કામ છે તે તો મને કહે."

વિનીતાએ કહ્યું: "આ રજાઓમાં મારાથી મુંબઈ છોડી શકાય તેમ નથી." અને પછી તેણે ઈનામી નિબંધની બધી વાત માતાને કહી, એટલે તેણે બહારગામ જવાની વાત છોડી.



## ૨૭

# બૂટ પોલીશ કરનાર વિદ્વાન યુવક

બીજે દિવસે શનિવાર હતો. કોલેજ સવારની હતી. વિનીતાએ કોલેજમાં આવતાં જોયું કે કોલેજના દરવાજા બહારના ચોગાનમાં વિદ્યાર્થીઓ ટોળું વળીને ઊભા છે, અને એ ટોળાની વચ્ચે કોઈ માણસ બેઠો બેઠો અંગ્રેજીમાં કાંઈ બોલી રહ્યો છે.

આસપાસ એકઠા થએલા જુવાનોની ગીર્દીને લીધે તે અંગ્રેજી બોલનાર માણસ તેના જોવામાં આવ્યો નહિ. તેની અંગ્રેજી બોલવાની ઢબ, તેના ઉચ્ચાર, તેના ઉદ્દગાર, એ બધા ઉપરથી વિનીતાને કુતૂહલ થયું. બોલનાર કોઇ વિદ્વાન હોવો જોઇએ, હિંમતવાન હોવો જોઇએ, એમ તો તેને લાગ્યું, પણ જુવાનોની ગીર્દીની વચ્ચે જઇને તે વ્યક્તિને જોવાનું તેને યોગ્ય લાગ્યું નહિ. તે સીધી કોલેજમાં જ ચાલી ગઇ.

કોલેજના મકાનના છજામાં ઊભી રહીને કેટલીક વિદ્યાર્થિનીઓ આ દૃશ્ય જોઈ રહી હતી, તેમાં વિનીતા ભળી, અને બોલી: "ત્યાં કેમ બધા એકઠા થયા છે?"

"અરે, મોટી ગમ્મત છે! પેલો કોઈ જુવાન દેખાય છે ને?"

"હા."

"કોલેજ ઊઘડી ત્યારથી તે ત્યાં બેઠો છે અને આવતા જતા વિદ્યાર્થીઓ પાસેથી બૂટ પોલીશ કરવાનું કામ માગે છે! કોઈ બૂટ

પોલીશ કરવા આપે છે, તો તે પોતાનું કામ કરતાં કરતાં ભાષણ કરે છે !"

"ખરેખર ?"

"જોને, અહીંથી બધું દેખાય છે."

"ખરેખર, મેં તેના થોડા અંગ્રેજી ઉદ્દગારો તો સાંભળ્યા હતા. આપણા પ્રોફેસરો બોલે છે, તેવું અંગ્રેજી બોલે છે. કોઇ બેકાર ગ્રેજ્યુએટ હશે !" એમ કહી વિનીતા ત્યાં ઊભી ઊભી એ જુવાનને જોઇ રહી.

તેની આકૃતિ ઉપરથી જ તે મજબૂત બાંધાનો અને સુંદર જુવાન હશે એમ વિનીતાને લાગ્યું. તેણે શરીરે માત્ર ખમીસ પહેર્યું હતું અને તેનો કોલર ઊલટાવીને ગળાની આસપાસ ગોઠવ્યો હતો. તેનો વર્ણ ઊજળો અને ગળું માંસલ જણાતું હતું. તેના ખુલ્લા માથાના વાળ વાયુથી ઊડતા અને કોઇ કોઇ વાર તેના કપાળ પર વેરાતા, ત્યારે પોલીશથી ખરડાયલા હાથે તે કપાળ પરના વાળને સમા કરતો અને ફરીથી પોતાના કામે લાગતો.

વિનીતા તેને કેટલીક વાર સુધી જોઈ રહી.

તેની સખી બોલી: "અહીંથી તે દેખાય છે, પણ તે શું બોલે છે તે કશું સંભળાતું નથી. ચાલ આવે છે ? આપણે તેનું ભાષણ સાંભળીએ તો ખરાં !"

વિનીતા બોલી: "તું તે ગાંડી છે ? આપણે જઇશું એટલે વિદ્યાર્થીઓ તાળીઓ પાડવા લાગશે અને આપણે જ તેમના કૌતુકનું નિમિત્ત બનીશું."

"તેથી શું થઇ ગયું ? આપણને કોઇ ખાઈ જવાનું તો નથી ને !"

"ખાઇ જતું હોય તો સારું, પણ તેમની હાંસી......"

"ચાલ, ચાલ, પાણીમાં રહેવું અને મગરથી ડરવું એ કેમ ચાલે ?"

અને તેણે વિનીતાનો હાથ પકડીને તેને ખેંચી. વિનીતાનો તેની સાથે ગયા વિના છૂટકો નહોતો. બેઉ સખીઓ નીચે ઊતરી. પણ એટલામાં તો ગીર્દી વેરાઇ, વિદ્યાર્થીઓ કોલેજ તરફ આવવા લાગ્યા, અને પેલો જુવાન ઊઠીને ત્યાંથી વિદાય થવા તૈયાર થયો. તે વિદ્યાર્થીઓને કહેવા લાગ્યો: "ગુડ બાય!"

વિદ્યાર્થીઓ પણ મોટેથી "ગુડ બાય" નો પ્રતિધ્વનિ પાડતા હતા.

એમ જણાતું હતું કે કોઈ કોઈ વિદ્યાર્થીઓ તેને ગાંડો માણસ માનતા હતા; તેથી એક જણે પૂછ્યું: "કાલે આવશો ને પોલીશ કરવા?"

આ પ્રશ્નને ટેકો આપનારાઓએ તાળીઓ પાડી "હિયર હિયર"ની ગર્જનાઓ કરી.

તે જુવાને જવાબ આપ્યો: "વાહ સાહેબ! હું કાલે શામાટે આવું? કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓએ પણ બૂટ પોલીશ કરવામાં શરમ ન રાખવી જોઇએ, તે બતાવવા માટે જ હું અહીં આવ્યો હતો. તે સંબંધે મારે તમને જે કહેવાનું હતું તે તો કહી ચૂકયો છું. મારું ભાષણ તમે મનમાં ઉતાર્યું છે, તે વ્યર્થ ગયું નથી, એમ જો તમારે બતાવવું હોય તો આવતી કાલે તમે જ અહીં બૂટ પોલીશ કરવા બેસજો, અને તમને હિંમત આપવાની જરૂર હોય તો હું કાલે આવીશ અને તમારી બાજુએ બેસીશ."

આ સાંભળતાં જ ફરીથી તાળીઓ અને "હિયર હિયર"ના પોકારો ઊઠચા.

એ વખતે વિનીતાએ એ જુવાનને બરાબર જોયો.

તે ખરેખર સુદૃઢ અને સુંદર હતો. વર્ણે તે ગોર હતો. તેણે આછી-વાંકડી મૂછ રાખી હતી. તેના ઓઠ એ મૂછના દોરા સાથે તુલના પામી લાલ-લાલ દેખાતા હતા. તેનું નાક અણીદાર હતું. આંખો મોટી ને તેજસ્વી હતી. માથાના વાળ કાળા ને લાંબા હતા, પણ વચ્ચે સેંથી પાડવાની ટાપટીપ તેણે કરી નહોતી.

વિનીતા તેને જોતી હતી, એટલામાં તેની સખીએ તેને વિચારમાંથી જગાડતાં તેનો હાથ પકડીને કહ્યું: "પણ તેણે ભાષણમાં શું કહ્યું હશે?"

વિનીતા બોલી: "બીજું શું હશે? કોઈ પણ ધંધો હલકો ન માનતાં તે કરતાં શરમાવું ન જોઈએ, એવું જ કાંઈક હશે."

"પણ આપણે કોઈને પૂછી તો જોઈએ."

"કોને વળી?"

એટલામાં એક દક્ષિણી વિદ્યાર્થી તેની સખીની નજરે પડ્યો તે તેને ઓળખતી હતી. ઇંટરમાં ભણતી પોતાની એક સખીનો તે ભાઈ હતો, તેની તરફ તે વિનીતાને ખેંચી ગઈ અને પેલા જુવાનના ભાષણ વિષે તેને પૂછ્યું.

તેણે કહ્યું: "બહુ વિચિત્ર માણસ લાગે છે. અંગ્રેજી એટલું સફાઈદાર બોલે છે કે આપણા પ્રોફેસરો પણ તેની પાસે પાણી ભરે. તેના ઉચ્ચાર અને બોલવાની શૈલી એવી છે કે તે જરૂર થોડાં વર્ષ ઇંગ્લાંડમાં રહી આવ્યો હશે એમ લાગે છે. અમે તેને પૂછ્યું કે તમે કેટલું ભણ્યા છો? ઇંગ્લાંડમાં રહ્યા છો? તમે ન્યાતે કોણ છો? પણ અમારા એવા દરેક પ્રશ્નને તે હસી કાઢતો અને બોલતો: 'એ બધી તપાસ કરવાની તમને શી જરૂર છે? હું જે તમને કહું છું, તે તમે ધ્યાનમાં ઉતારો એટલું જ બસ છે. હું તમારા બૂટ પોલીશ કરું છું, એ તો માત્ર એક નિમિત્ત છે, ખરું કહું તો મારે તમારાં મન પોલીશ કરવાં છે. તમે ભણશો નહિ એમ હું તમને કહેતો નથી, પણ એટલું જ કહેવાનું છે કે પ્રતિષ્ઠાની ખોટી કલ્પનાથી તમે ભરમાશો નહિ; એવી ખોટી કલ્પનાએ જ આપણું સત્યાનાશ વાળ્યું છે. બાંયો ચડાવીને જાતમહેનત કરવાને આપણે કમ્મર કસવી જોઈએ. જાતમહેનતને અભાવે આપણે માઈકાંગલા બની ગયા છીએ, એટલું જ નહિ પણ શક્તિ વિના સાહેબી ઠાઠને ચાળે ચડતા જઈએ છીએ. એથી આપણું

જીવન કૃત્રિમ અને અલ્પ બની જાય છે અને રોગના ભોગ બની અકાળે મૃત્યુને વશ થઇએ છીએ. વળી તત્ત્વતઃ કોઇ પણ ધંધો હલકો નથી. જે ધંધાની આપણને આપણા જીવનનિર્વાહ માટે જરૂર હોય તે ધંધો બીજા પાસે આપણે કરાવીએ તો તે આપણે પણ કરવો જોઇએ. હું તમારા બૂટ પોલીશ કરું છું તેથી હું હલકો બની ગયો? જાતમહેનત કરવાને જ્યારે દરેક કેળવાયેલો જુવાન તૈયાર થશે, ત્યારે જ હાલના બેકારીના કોયડાનો ઉકેલ થશે. અને વળી જુઓ, મારા મિત્રો! તમારામાં જેઓ હિંદુ હોય તેમને હું હાથ જોડીને કહું છું કે તેમણે પોતાની શરીરસંપત્તિ તરફ ખાસ ધ્યાન આપવું. નાજુકાઈ છોડી દો. સ્વસંરક્ષણની હમેશાં તૈયારી રાખો અને તમારી સ્ત્રીઓ, બહેનો, માતાઓ પણ સ્વસંરક્ષણ કરી શકે તે માટે તેમને શારીરિક શિક્ષણ આપો, નિયમિત વ્યાયામ કરાવો.' "

આ બધું સાંભળીને વિનીતા આશ્ચર્ય પામી. તે એ વિદ્યાર્થીને તેના સંબંધમાં કાંઈ વિશેષ પૂછવા ઇચ્છતી હતી, પણ એટલામાં ઘંટ વાગ્યો, એટલે તે પોતાની સખી પાસે ક્લાસરૂમ તરફ વળી.

તે આખો દિવસ વિનીતા એ અજાણ્યા યુવકની વિચારસરણી વિષે વિચાર કરી રહી. તે કોણ હશે, તેનું તેને આશ્ચર્ય થયા કરતું હતું.

બીજે દિવસે રવિવાર હતો, એટલે તે બેબીને ભણાવવા સર કંચનલાલને ત્યાં જવાની નહોતી, પણ સુશીલાગૌરીએ તેને બોલાવવા મોટર મોકલી, એટલે વિનીતા ગઈ.

તે મોટરમાંથી ઊતરીને બંગલાનાં પગથિયાં ચડવા લાગી, તો વરંડા ઉપર જ એક નેતરની ખુરશીમાં તેણે એક જુવાનને બેઠેલો જોયો. તેણે ધારીને જોયું તો જણાયું કે એ જ પેલો બૂટ પોલીશ કરનાર વિદ્વાન યુવક!

તે ત્યાં આવ્યો હશે, એની જરાએ કલ્પના વિનીતાને નહોતી, એટલે તેને ત્યાં જોઇને વિનીતાને ખૂબ આશ્ચર્ય થયું. તે તેને જોતી

જોતી દિવાનખાનામાં પ્રવેશ કરતી હતી. તેને જોતાં જ તે યુવક વિનયપૂર્વક ઊભો થયો અને બોલ્યો: "માફ કરજો, પણ સર કંચનલાલ ક્યાંક બહાર ગયા છે, તે ક્યારે પાછા ફરશે તે મને કહો તો બહુ સારું. સાહેબ ક્યારે આવશે તે નોકર કહી શકતો નથી, અને જો આપ......"

વિનીતા જરા થોભી અને તેણે ક્ષણભર એ યુવક સામે જોઇ તુરત પોતાની દૃષ્ટિને નીચી ઢાળી કહ્યું: "હું કાંઇ સાહેબના કુટુંબમાંની નથી."

"તો માફ કરજો, મેં આપને નકામી તકલીફ આપી. મેં ધાર્યું કે..."

"કંઈ ફીકર નહિ. પણ હું તમને જે ખબર જોઇએ છે તે આપી શકીશ. અંદર જઇને તપાસ કરીને કહાવું છું."

"આભાર થયો."

વિનીતા તુરત દિવાનખાનામાં દાખલ થઇ. દિવાનખાનાની વચ્ચે ગોઠવેલા મોટા ગોળ ટેબલ પર એક રકાબીમાં એક વીઝીટિંગ કાર્ડ પડયું હતું, તે વિનીતાની નજરે પડયું. તેણે કાર્ડ ઊંચકીને વાંચ્યું. તેમાં માત્ર "વીરેન્દ્ર" એવું નામ છાપેલું હતું.

વિનીતા મનમાં બોલી: "એ જ તેનું નામ! પણ કેવું વિચિત્ર નામ? બાપનું નામ નથી, અટક નથી, માત્ર વીરેન્દ્ર! બંગાળી હશે? શી ખબર, આજ-કાલ તો બંગાળી, મરાઠી અને ગુજરાતી જુવાનોમાં આવાં નામ બધેય સાધારણ બની ગયાં છે! પણ તે ગુજરાતી તો શુદ્ધ બોલે છે..."



## ૨૮

# વીરેંદ્રનો અખાડો

વિનીતાએ અંદર જઇ સુશીલાગૌરીને પૂછી વીરેંદ્રને ખબર આપી કે "સાહેબ હવે દસ-પંદર મિનિટમાં જ આવી પહોંચશે."

"ઠીક, ત્યારે તો હું ત્યાંસુધી રાહ જોતો બહાર બેસું છું."

એમ કહીને વીરેંદ્ર પાછો ખુરશી પર બેઠો. વિનીતાએ દીવાનખાનાના મેજ પર પડેલાં બે ત્રણ ચોપાનિયાં લાવીને વીરેંદ્રના હાથમાં આપ્યાં, જેથી સાહેબ આવે ત્યાંસુધીનો સમય તે વાંચવામાં પસાર કરી શકે.

વીરેંદ્રે આભારદર્શક મુખમુદ્રા સાથે તે લેતાં કહ્યું: "થેંક્સ."

વિનીતા પાછી ગઇ અને મનમાં વિચાર કરવા લાગી કે આ માણસને સર કંચનલાલનું શું કામ હશે વારુ? સુશીલાગૌરી સાથે વાતચીત કરતાં તેણે તેને પૂછી જોયું, પણ તે સંબંધે સુશીલાને કશી માહિતી હોય તેમ જણાયું નહિ. વીરેંદ્રનું નામ પણ સુશીલાએ સાંભળ્યું નહોતું.

વિનીતા ઘેર પાછી ફરી, ત્યારે પણ વીરેંદ્ર સર કંચનલાલને મળવા કેમ આવ્યો હશે તેના જ તર્કવિતર્ક તે કર્યા કરતી હતી.

વખત જતાં વિનીતા એ બાબત કદાચ વિસરી ગઇ હોત, પરંતુ એવા બનાવો એક પછી એક બનવા લાગ્યા કે તેની તેને વિસ્મૃતિ થઇ જ નહિ! વીરેંદ્ર તેની આંખો સમીપે પુનઃ પુનઃ દેખાવા લાગ્યો.

ચાર-પાંચ દિવસ બાદ કોલેજના કલાકો પૂરા થયા પછી વિનીતા ઇતિહાસના પ્રોફેસરની સાથે તેમને ઘેર ગઇ. તે વિનીતાને તેના નિબંધ માટે કાંઇ પુસ્તકો આપવાના હતા. તેમને ઘેર જતાં એક નાની ગલ્લીને નાકે વિનીતાએ એક પાટિયું જોયું. તેના પર

લખેલું હતું: "મધ્યમવર્ગીય હિંદુ-સ્ત્રી પુરુષોનો વ્યાયામવર્ગ." પાટિયું વાંચતાં વિનીતાને કુતૂહલ થયું. મધ્યમ વર્ગની હિંદુ સ્ત્રીઓની સ્થિતિ વિષે તે જે નિબંધ લખવાની હતી, તે માટેની જ કંઇ માહિતી એ વર્ગમાંથી પોતાને કાં ન મળી શકે, એવો પ્રશ્ન તેના મનમાં ઉદ્ભવ્યો. તેણે ત્યાં જરા ધીમે પગલે ચાલીને ગલ્લીમાં નજર નાંખી, તો જણાયું કે પચીસેક જુવાનો અને તેટલી જ જુવાન છોકરીઓ હારબંધ ઊભાં હતાં અને તેમના દરેકના હાથમાં લાઠીઓ હતી. તેની સામે એક જુવાન ઊભો હતો, તેના મ્હોંમાં સીટી હતી. તેની પીઠ ઉપરથી વિનીતાને લાગ્યું કે એ પેલો વીરેંદ્ર જ હશે; પણ તેનું મ્હોં દેખાતું નહોતું એટલે તેને તે સંબંધે ખાતરી થઇ નહિ.

સર કંચનલાલને ત્યાં જેમ તેણે વીરેંદ્રને ઓચિંતો જોયો હતો, તેવો જ અહીં પણ તેણે તેને ઓચિંતો જ જોયો હતો; પણ હજી તેને ખાતરી નહોતી થઇ કે તે ખરેખર વીરેંદ્ર હશે. માત્ર ચાલતાં ચાલતાં તેને એવો ભાસ થયો હતો. ત્યાં જરા થોભીને ખાતરી કરી લેવાની તેની ઇચ્છા હતી, પરંતુ પ્રોફેસર તેની સાથે હતા. તેને ધીમે પગલે ચાલતી જોઇને પ્રોફેસરે પૂછયું: "કેમ, શું છે?"

"કશું નહિ."

"ત્યારે જરા ઉતાવળાં ચાલો."

બેઉ ઉતાવળાં ચાલવા લાગ્યાં. રસ્તામાં તેણે પ્રોફેસરને પૂછયું: "સાહેબ, આપને ખબર છે?"

"શાની?"

"ગયે શનિવારે આપણી કોલેજ પાસે એક વિદ્વાન યુવક બૂટ પોલીશ કરતો બેઠો હતો."

"હા, હા, કોઇએ મને એ વિષે વાત કહી હતી ખરી."

"તે કોણ છે, સાહેબ?"

"હશે કોઇ મગજનો ચસ્કેલો."

"પણ તે અંગ્રેજી બહુ સારું બોલતો'તો."

"તમે તેનું ભાષણ સાંભળ્યું હતું?"

"ના, ના, મેં વાત સાંભળી છે."

"તે ચોપાટી પર પણ ઘણી વાર બૂટ પોલીશ કરતો જોવામાં આવે છે."

વિનીતા સ્તબ્ધ બનીને આગળ ચાલવા લાગી. તેના મનમાં આવ્યું કે પોતે તે યુવકને એક વાર સર કંચનલાલને ત્યાં જોયો હતો અને તેનું નામ પોતે જાણે છે એ વાત પ્રોફેસરને કહેવી, પણ કોણ જાણે શાથી તે તેણે પ્રોફેસરને કહ્યું નહિ.

એટલામાં પ્રોફેસરે કહ્યું: "કોઈ કહે છે કે તે તો છૂપી પોલીસનો માણસ છે."

તે સાંભળતાં જ વિનીતા ચમકી અને બોલી: "ના, ના, એમ હોય જ નહિ."

પ્રોફેસરે આશ્ચર્યથી પૂછ્યું: "કેમ? તમે એમ શી રીતે કહી શકો છો? તમારા ઉદ્‌ગારમાં તેમની પ્રત્યે કાંઈ પક્ષપાત લાગે છે."

વિનીતાના ધ્યાનમાં આવ્યું કે પોતાના ઉદ્‌ગારમાં વીરેન્દ્ર પ્રતિ પક્ષપાત કે સહાનુભૂતિનો સૂર હતો ખરો. તેથી તે જરા મુંઝાઈ. તેણે પોતાના મનને જ પૂછ્યું: "ખરેખર, મેં એકદમ એવી સહાનુભૂતિ કેમ દાખવી હશે?" અને તેના મને જ તેનો ઉત્તર આપ્યો: "હા, તે યુવકનો ચહેરો જ એવો પાણીદાર અને પરાક્રમી છે, તેની રીતભાત એટલી વિનયી અને સંસ્કારી છે કે......"

એટલામાં પ્રોફેસરનું ઘર આવ્યું અને વિનીતાની વિચારમાળા ફરતી અટકી ગઈ.

પ્રોફેસરે તેને જે પુસ્તકો જોઈતાં હતાં તે આપ્યાં અને પૂછ્યું: "તમને પહોંચાડવા સ્ટેશન સુધી આવું?"

વિનીતાએ તુરત જવાબ આપ્યો: "ના, સાહેબ, ના! હું એકલી જ જઈશ."

પ્રોફેસર પોતાની સાથે આવે એવી વિનીતાની ઇચ્છા જ નહોતી, કારણકે તેણે મનમાં નક્કી કરી રાખ્યું હતું કે પાછા ફરતાં પેલી ગલ્લી આગળ થોડી વાર થોભવું અને પેલાં યુવક-યુવતીઓની વચ્ચે હતો તે વીરેન્દ્ર જ હતો કે નહિ તેની ખાતરી કરવી. આથી જ પુસ્તકોનો બોજો વધારે હોવા છતાં અને પ્રોફેસરે તે પહોંચાડવા સ્ટેશન સુધી આવવાનું વારંવાર કહ્યું હોવા છતાં વિનીતાએ તે માન્ય રાખ્યું નહિ.

તે એકલી જ નીકળી અને અત્યંત ઉત્સુકતાથી પેલી ગલ્લીને નાકે ઊભી રહી. તેણે સંશોધક દૃષ્ટિથી નજર કરી.

પહેલાંની પેઠે જ યુવકો અને યુવતીઓની હારો ઊભેલી તેણે જોઇ, પણ તેને મોખરે કોઇ તેના જોવામાં આવ્યું નહિ. વિનીતાને આશ્ચર્ય થયું. જરા ચીઢ પણ ચડી.

તે ત્યાં જરા થોભી પણ તે વીરેન્દ્રને ન જોઈ શકી.

એમ ગલ્લીના નાકા પર તે ક્યાંસુધી ઊભાં રહી શકાય? તેણે વિચાર્યું કે અંદર પેસીને જે કાંઇ ચાલી રહ્યું છે તે પ્રકટ રીતે જોવું.

પણ પોતે એક સ્ત્રી છે, એ તુરત જ તેના ધ્યાનમાં આવ્યું. એકદમ લજ્જા અને ભયે તેના પર હલ્લો કર્યો. મનમાં ને મનમાં એ હલ્લાથી તે અકળાઈ અને એ અકળામણને એકદમ દૂર ફેંકી દેવી એમ પણ તેના મનમાં આવ્યું, પરન્તુ એ મનને ન ગણકારતાં તેની સ્ત્રી-સ્વાભાવિક પ્રેરણાએ તેને આગળ ડગલાં ભરાવ્યાં, પણ ગલ્લીમાં જવાની હિંમત કરવા ન દીધી!

આ પ્રમાણે વીરેંદ્રનો જ વિચાર તેના મનમાં વારંવાર આવ્યા કરતો હતો.

કેટલેક કાળે તે વીરેંદ્રને કદાચ વિસરી ગઇ હોત, પણ......
ત્યારપછી દસબાર દિવસે રવિવાર આવ્યો. તે દિવસે સવારે તેના પર સર કંચનલાલની ચિઠ્ઠી આવી. તેમાં આ પ્રમાણે લખ્યું હતુંઃ

"હું અને મીસીસ કંચનલાલ આજે સાંજે મુંબઇમાં એક સંસ્થાની મુલાકાતે જવાનાં છીએ. તમારે પણ અમારી સાથે આવવું એવી અમારી ઇચ્છા છે. સાડાપાંચે કપડાં પહેરીને તૈયાર થઇ રહેજો."

"તા. ક.—વિનોદિનીનો આજે પત્ર આવ્યો છે. તેમાંનો કેટલોક ભાગ તમને વંચાવવાનું લખ્યું છે. આવશો ત્યારે વાંચવા આપીશ."

ચિઠ્ઠીમાંની સૂચના પ્રમાણે વિનીતા તૈયાર થઇને રહી. બરાબર સાડાપાંચ વાગતાં કંચનલાલની મોટર આવી અને તેમાં બેસીને વિનીતા નીકળી.

માર્ગમાં તેણે બેબીને યુક્તિથી પૂછી લીધું: "આપણે ક્યાં જવાનું છે બેબી?"

બેબી વિનીતાની સામે જોઇ ઉલ્લસિત આંખે બોલી: "મમ્મા કહે છે કે આપણે મારામારી જોવા જવાનું છે. મોટી મોટી છોકરીઓ હાથમાં મોટી મોટી લાઠીઓ લઇને આવે અને પછી આમ તેમ ફેરવે અને મારામારી કરે. મનેય એક લાઠી અપાવવાનું પપ્પાએ કહ્યું છે."

વિનીતાને તેના આ શબ્દોથી મનમાં હસવું આવ્યું પણ તે ઉપરથી તેને બરાબર સમજ પડી નહિ. તેણે સુશીલાગૌરીને પૂછ્યું: "આ બેબી શું કહે છે? આપણે ક્યાં જવાનું છે?"

સુશીલાગૌરીએ કહ્યું: "બેબીને અમે રમૂજમાં જે કાંઇ કહ્યું હતું તે જ તે જેને તેને કહ્યાં કરે છે. વાત એમ છે કે એક યુવકે સ્ત્રીપુરુષોને માટે લાઠીવર્ગ કાઢ્યો છે, તે જોવા આવવાનું તેણે તેમને આમંત્રણ આપ્યું છે. આપણે બધાં ત્યાં જઇએ છીએ."

એ સાંભળતાં જ વિનીતાને હવે જરાએ સંશય રહ્યો નહિ. તેના ધ્યાનમાં આવી ગયું કે કદાચ વીરેંદ્રના અખાડામાં જ જવાનું હશે. કદાચ એના જેવી બીજી કોઈ સંસ્થા હોય તો તેની વિનીતાને ખબર નહોતી, એટલી જ અપૂર્ણતા તેની એ સમજમાં રહેલી હતી.

પણ એ અપૂર્ણતા પણ થોડી ક્ષણોમાં ટળી ગઈ. મોટરે જે રસ્તાનું વલણ લીધું હતું તે જ રસ્તા પર પેલી ગલ્લી આવી થતી, કે જેના મ્હોં આગળ ઊભાં રહીને તેણે કવાયતનું દૃશ્ય જોયું હતું. એ જ ગલ્લીમાં આવીને મોટર થોભી, તે ક્ષણે તેણે જોયું કે સર કંચનલાલના સ્વાગત માટે વીરેંદ્ર પોતે જ ત્યાં ઊભો છે.

હવે વિનીતાના ધ્યાનમાં આવી ગયું કે વીરેંદ્ર સર કંચનલાલને ત્યાં તેમને મળવા આવ્યો હતો, તે આ લાઠીવર્ગ જોવા આવવાનું નિમંત્રણ કરવા માટે જ આવ્યો હશે અને ત્યારપછી આ કાર્યક્રમ ઠરાવ્યો હશે.

વીરેંદ્રે વિનયપૂર્વક બધાંનું સ્વાગત કર્યું અને અંદર લઇ જઇને સૌને એક નાના ચોકઠાની મધ્યમાં મૂકી રાખેલી ખુરશીઓમાં બેસાડચા.



## ૨૯

# વિનીતા અને વીરેન્દ્ર

વીરેંદ્રે સીટી બજાવી એટલે બાજુના મકાનમાંથી વીસ યુવકો તથા વીસ બાળાઓ લશ્કરી શિસ્ત મુજબ ડગલાં ભરતાં મોખરે આવ્યાં અને હાથમાંની લાઠીઓ સાથે સફ સમારીને ઊભાં.

તેમને સાંકેતિક હુકમ આપવા માટે વીરેંદ્રે મ્હોંમાં સીટી નાંખી, પરન્તુ તુરત જ તેના ધ્યાનમાં બીજું કાંઇ આવ્યું, એટલે તેણે મ્હોંમાંથી સીટી કાઢી નાંખીને આજના પરોણાઓ તરફ જોઇને કહ્યું: "આજનો કાર્યક્રમ શરુ કર્યા પહેલાં મારા શિક્ષણક્રમમાંની એક વિશિષ્ટતા તરફ આપનું ધ્યાન દોરવાની મારી ઇચ્છા છે. આપે લાઠીની કવાયત પહેલાં જોઇ હશે; પણ યુવકો અને બાળાઓ, છો-કરાઓ અને છોકરીઓ એક જ હારમાં ઊભાં રહીને, પોતા માંહેનો

સ્ત્રી–પુરુષ તરીકેનો ભેદ ભૂલી જઇને લાઠીની કવાયત કરતાં હોય એવું તો આપ કદાચ અહીં પહેલી જ વાર જોશો એમ હું ધારું છું. હું શારીરિક શિક્ષણ આપતાં છોકરાઓને જુદા અને છોકરીઓને જુદી એમ પૃથક્ પૃથક્ શિક્ષણ આપતો નથી, પણ બધાંને એક જ કતારમાં ઊભાં રાખીને શીખવું છું. શારીરિક શિક્ષણથી શરીર ચપળ અને મજબૂત થવું જોઇએ. આપણે નાજુક છીએ, દુર્બળ છીએ, એ કલ્પના આપણી મધ્યમ વર્ગની હિંદુ સ્ત્રીઓના મનમાંથી હવે દૂર થઈ જવી જોઇએ. હું જર્મનીમાં હતો—પણ, એ વાતની અહીં જરૂર નથી, માફ કરજો! હં ચાલો, શરુ કરો!"

એમ કહેતાં વીરેંદ્રે કતારો સામે નજર ફેરવી સીટી બજાવી, તે સાથે જ યુવકો અને બાળાઓની કવાયત શરુ થઇ. તે સાથે તંતુવાદ્યોનો મધુર સ્વર પણ આવવા લાગ્યો. ધીરે ધીરે ગંભીર અને ઉગ્ર ભાવના નિર્માણ કરનારા સ્વરો કાને આવવા લાગ્યા.

વિનીતાએ મ્હોં ફેરવીને જોયું તો જણાયું કે જમણી બાજુના ખૂણામાં બે છોકરા અને બે છોકરીઓ ઊભાં ઊભાં વાયોલીન બજાવતાં હતાં.

આવી કવાયત વિનીતાએ કદી જોઇ નહોતી અને અંતઃકરણમાં પરાક્રમયુકત ચૈતન્ય ઉત્પન્ન કરનારા સ્વરો પણ તેણે કદી સાંભળ્યા નહોતા. તેણે બેબી તરફ દૃષ્ટિ કરી, તો તેના હાથ ધીરે ધીરે તાલ આપતા જણાયા.

વિનીતા કવાયત રસભેર જોઇ રહી. તેને લાગ્યું કે જો બાળાઓની પીઠ પર ગુંથેલા કેશની વેણીઓ ન હોય તો યુવકો અને બાળાઓ એક સરખાં લાગે!

તેણે વીરેંદ્ર ઉપર દૃષ્ટિ કરી, તો તેને જોઈ રહેવાનું જ તેને મન થયું. કેવો દેખાવડો અને પરાક્રમી જુવાન તે લાગતો હતો! પશ્ચિમ દિશામાં આવેલા એક મકાનની બાજુએથી આવતા સૂર્યકિરણો તેની આંખો પર પડતાં હતાં, પણ તે પ્રકાશથી તેની નજર

ચલિત થતી નહોતી; ઊલટું તેની આંખો અંજાવાને બદલે આનંદપૂર્ણ દેખાતી હતી, જાણે વિરોધી શક્તિની સામે થવાનો જ તેનો સ્વભાવ હોય!

વીરેંદ્રને જોઇ રહેતાં વિનીતા મનમાં વિચાર કરવા લાગી: "આ યુવક હશે કોણ? તેનો પૂર્વ ઇતિહાસ..." એ જ ક્ષણે વિનીતાએ સાંભળ્યું કે બોલતાં બોલતાં તે "હું જર્મનીમાં હતો" એટલું વાક્ય બોલીને અટકી ગયો હતો.

કેમ વારુ? તે પોતાનું જીવન ગુપ્ત રાખવા ઇચ્છતો હશે? "વીરેંદ્ર" એવું તેનું નામ પણ શું સાચું નહિ હોય?

એ પ્રશ્ન ઉપર કાંઇ પ્રકાશ પડે એવો તે વખતે સંભવ નહોતો. સર કંચનલાલ પાસેથી તેનું પૂર્વ જીવન જાણી શકાશે એવી કલ્પના તેને આવી, પણ તે વધુ વખત ટકી નહિ.

કવાયત પૂરી થતાં કંચનલાલે હસતે મુખે સૌના કવાયત–કૌશલ્ય માટે વીરેંદ્રને અભિનંદન આપ્યું. વીરેંદ્રે પૂછ્યું: "હવે આપનો મેળાપ મને ક્યાં થઇ શકશે?"

ત્યારે "કોટમાંની મારી ઓફીસમાં સાંજે છ વાગ્યાં પછી હું કોઇ પણ દિવસે મળી શકીશ" એમ કહીને તે તુરત મોટરમાં બેઠા. મોટરમાં બેસતાંસુધી તેમના વદન પર ઉલ્લાસ હતો, પણ મોટર ઊપડતાં જ તેમનો ચહેરો પલટાઇ ગયેલો વિનીતાએ જોયો.

સુશીલાએ પતિને એક પ્રશ્ન પૂછ્યો, તેના જવાબમાં કંચનલાલે કહ્યું: "શિક્ષણ તો સારું આપે છે, પણ–"

"પણ શું?"

કંચનલાલે સામો પ્રશ્ન કર્યો: "તે દિવસે આ યુવક આપણે બંગલે કેમ આવ્યો હતો અને ખૂબ આગ્રહ કરીને પોતાનો લાઠીવર્ગ જોવાનું મને આમંત્રણ કેમ આપી ગયો, તે તું જાણે છે?"

"કેમ વારુ?"

"કેમ શું? આપણા જેવા શ્રીમંતોને કોઈ નકામા બોલાવે ખરા? ગરજ વિના કોઈ કોઇનો ભાવ પણ પૂછતું નથી."

"એને તમારી પાસેથી શું જોઇએ છે?"

"ગામદેવીમાંનો આપણો જમીનનો ટુકડો એને લાઠીવર્ગ ચલાવવા માટે જોઇએ છે. સમજી? આ ફૂલહાર આપણા ગળામાં મફતના પડયા નથી." એમ બોલીને સર કંચનલાલ ખૂબ હસ્યા.

"એમ?" સુશીલા પણ હસી.

કંચનલાલે આગળ જણાવ્યું: "એનું કહેવું એમ છે કે પોતાની કવાયતની શાળા વધારે ને વધારે લોકપ્રિય થતી જાય છે, પણ અત્યારે જે જગ્યામાં તે કવાયત કરાવે છે તે જગ્યા એટલી નાની છે કે વધારે ઉમેદવારોને કવાયત શીખવવાનું બની શકતું નથી. તેની પોતાની ઇચ્છા એવી છે કે કોઈની પાસેથી કશી ફી લીધા વિના મધ્યમ સ્થિતિનાં હિંદુ યુવક–યુવતીઓને શારીરિક શિક્ષણ આપવું. પણ તે માટે વધુ મોટી જગ્યા જોઇએ અને જગ્યા ખરીદવાના તેની પાસે પૈસા નથી એટલે તે મુફતમાં જગ્યા માંગે છે."

"હું સમજી." સુશીલા બોલી.

કંચનલાલે વિનીતા તરફ દૃષ્ટિ કરીને પૂછ્યું: "તેને એ જગ્યા આપવી, વિનીતા?"

કોઈ પણ શ્રીમંત માણુસ આવો પ્રશ્ન પૂછે, ત્યારે તેનો નિશ્ચિત જવાબ ન અપાય એવી સમજણ વિનીતામાં આવી નહોતી, અને સર કંચનલાલની તેની સાથેની વર્તણૂક ખુલ્લા દિલની હતી, એ બેઉ કારણોથી વિનીતાએ સ્વયંપ્રેરણાથી જ જવાબ આપી દીધો: "હા, આપવી જોઇએ."

વિનીતાના આવા નિઃસંકોચ જવાબથી કંચનલાલને ગમ્મત પડી હોય એવી વદનચર્યા કરીને તેમણે વિનીતા તરફ જોઇને કહ્યું: "પણ આવડું મોટું દાન આપતાં પાત્ર જોવું જોઇએ કે નહિ? તે સુપાત્ર છે તેની ખાતરી શી?"

વિનીતાને વીરેંદ્ર સંબંધી વધુ માહિતી મેળવવાની આ તક ઉત્તમ લાગી. તેણે તુરત જ પૂછ્યુંઃ "કેમ, એ માણુસ સારો નથી?"

"એ તો કાંઇ નક્કી કહી શકાય નહિ. તેને પોતાને તેનું પૂર્ણ ચરિત્ર પૂછીએ છીએ તો તે કહે છેઃ 'લોકોને તેની સાથે શો સંબંધ છે? મેં જે કાર્ય આરંભ્યું છે તે ઉપયોગી છે અને જરૂરનું છે એવી લોકોની ખાતરી થાય છે એટલે બસ.' મેં તેના સંબંધમાં ઊંડી તપાસ કરવાનો થોડો યત્ન કરી જોયો તો તેથી કશું નિશ્ચિત તત્ત્વ સાંપડ્યું નહિ. કોઇ કહે છે કે તે ક્રાન્તિકારી છે. છૂપી પોલીસ તેની હીલચાલ ઉપર દેખરેખ રાખે છે એવું મને પણ માલુમ પડ્યું છે. પણ તેથી ઊલટું કોઇ કહે છે કે તે પોતે જ છૂપી પોલીસ ખાતામાં નોકર છે!"

વિનીતા એકદમ બોલીઃ "ના, ના, એમ હોઇ શકે નહિ."

વિનીતાને યાદ આવ્યું કે થોડા દિવસ પહેલાં પોતે પોતાના પ્રોફેસરને વીરેંદ્રના સંબંધમાં એવો જ જવાબ આપ્યો હતો અને તેમણે કહ્યું હતું કે "તમારા ઉદ્‌ગારમાં તેમની પ્રત્યે કાંઈ પક્ષપાત લાગે છે." અને ખરેખર અત્યારે કંચનલાલે પણ તેને તેમ જ કહ્યું કેઃ "તમારો તેની ઉપર પક્ષપાત ઊતર્યો જણાય છે. પણ ગાંધીજી ઉપર પણ કેટલાક શંકા ધરાવે છે કે તે સરકારના છૂપા જાસૂસ છે, એ તમને ખબર છે ને?"

"લોકો તો જે ન કહે તે થોડું!" સુશીલાએ કહ્યું.

એ સાંભળીને વિનીતાને સારું લાગ્યું કારણકે સુશીલાએ પોતાનો પક્ષ લીધો હોય એમ જણાયું. પણ તે વાતચીત એટલેથી જ અટકી અને વીરેંદ્ર સંબંધે વિનીતાને વધુ માહિતી મળી શકી નહિ.

એ અતૃપ્તિથી વિનીતાના ચાર-પાંચ દિવસ અસ્વસ્થતામાં ગયા. વીરેંદ્ર સંબંધી વધુ માહિતી મેળવવાને તેનું મન ઉત્કંઠિત થયું હતું, પણ તે કેવી રીતે મેળવવી એ તેને બીલકુલ સમજાતું નહોતું.

પણ છેવટે એક દિવસ બેઉનો અચાનક મેળાપ થઇ ગયો.

એક વાર તે કોલેજમાંથી નીકળીને સીધી સ્ટેશન પર જવાને બદલે પોતાની એક સખી સાથે વાતો કરતી કરતી બીજે રસ્તે ચાલી. તેની સગી તેને ઘેર ગઈ એટલે તે એકલી પાછી સ્ટેશન તરફ વળી. રસ્તામાં રેલ્વેનું ફાટક આવતું હતું. વિનીતા ત્યાં પહોંચતાં જ ફાટકનો દરવાજો બંધ થયો. તેને રોકાઈ રહેવું પડયું. હજી ટ્રેન આવવાને થોડી વાર હતી. ગાડી પસાર થઈ જવાની રાહ જોતાં તેને ત્યાં થોભવું પડયું.

એટલામાં પોતાના ડાબા પગને સાયકલના ચક્કરનો ધક્કો લાગ્યો અને તેણે પાછું વાળીને જોયું.

તેણે જોતાં જ સાયકલવાળા જુવાને દિલગીરી પ્રદર્શિત કરવાને બદલે નિર્લજ્જપણે હસીને આંખ મીંચકારી. તે કોઈ લુચ્ચો શખ્સ હશે એ વિનીતાના ધ્યાનમાં તુરત જ આવી ગયું, એટલે તે ડહાપણથી બાજુએ સરકી ગઈ; છતાં ફરીથી સાયકલનું ચક્કર તેના પગને અડકયું!

વિનીતા ગુસ્સે થઈ ગઈ અને તેને ભય પણ લાગ્યો. તેના ઉપર મૂગો ક્રોધ દર્શાવવો કે તેને ધમકીના બે શબ્દો સંભળાવવા તેનો તે તત્કાળ નિશ્ચય કરી શકી નહિ.

પણ એટલામાં તે શખ્સની સાયકલ ધડ કરતી નીચે પછડાઈ અને તે શખ્સના ગભરાયલા ગળાનો ઉદ્‌ગાર વિનીતાના સાંભળવામાં આવ્યો!

વિનીતાએ તુરત પાછું વાળીને જોયું અને તેના જોવામાં જે કાંઈ આવ્યું તેથી તે ચકિત થઈ.

સાયકલવાળાનું કાંડું જોરથી પકડીને વીરેંદ્રને ઊભેલો તેણે જોયો. વીરેંદ્ર જોરથી તેનું કાંડું પકડવાથી સાયકલ તેના હાથમાંથી છૂટીને ભોંયે પછડાઈ હતી, અને તેથી જ તે શખ્સે ગભરાઈને બૂમ મારી હતી.

વિનીતા તરફ જોઇને વીરેંદ્ર બોલ્યોઃ "તમે જરાએ ગભરાશો નહિ." તેણે પેલા સાયકલવાળાને કહ્યુંઃ "મૂગો મૂગો એ બાઇની માફી માંગે નહિ, ત્યાંસુધી હું તારું કાંડું છોડવાનો નથી."

"છોડો યાર, છોડો! માફ કરો..."

તે એક મુસલમાન જુવાન હતો. તેણે માફી માંગી એટલે વીરેંદ્ર તેનું કાંડું છોડયું, અને તે સાયકલ ઉપાડીને ત્યાંથી ચાલતો થઇ ગયો. પણ જરા દૂર જઇને તેણે બૂમ મારીઃ "યાદ રખ બચ્ચા! દેખ લેંગે!"

તે ઉપર વીરેંદ્રે તુચ્છકારદર્શક હાસ્ય કરીને વિનીતાને કહ્યુંઃ "તમને કલ્પના નહિ હોય, પણ હું તો આ બદમાશનો મારા મનમાં આભાર માનું છું."

"એટલે?"

"તેણે જ તમારી અને મારી મુલાકાત કરાવી આપી, અને તમારી સાથે વાતચીત કરવાની સંધિ પણ આણી આપી."

આ સાંભળીને વિનીતા કાંઇક ચમકી અને તેના હોઠમાં જરા હાસ્યરેખા પણ સ્ફુરી.

વીરેંદ્ર બોલ્યોઃ "મારે તમને મળવાની ઇચ્છા જ હતી. મારું એક મોટું કામ તમારી મારફતે થઇ શકે તેમ છે."

"મારી મારફતે? એવું તે શું છે?"

"તમને પંદર મિનિટનો વખત છે?"

"કેમ?"

"મારી રૂમ પર આવવામાં તમને વાંધો ન હોય, તો અત્યારે જ હું મારું કામ તમને કહી શકીશ. આમ રસ્તામાં વાતો કરવા કરતાં..."

"હં, બરાબર."

"તો આવો છો મારી રૂમ પર? નજીક છે, બહુ દૂર નથી."

વિનીતાએ મસ્તક હલાવી હકાર સૂચવ્યો, એટલે વીરેંદ્રને આનંદ થએલો જણાયો. બેઉ સાથે ચાલવા લાગ્યાં.

વીરેંદ્રની સાથે ચાલતાં પહેલાં તો વિનીતાને સંકોચ લાગ્યો, પણ પછી તેનો સંકોચ નાશ પામ્યો. કોઇ સ્વાભાવિક પ્રેરણાથી આ જુવાન માટે તેનો એકદમ પક્ષપાત બંધાઇ ગયો હતો, એ અભિપ્રાય ભૂલભરેલો નહિ નીવડે એવી તેને શ્રદ્ધા પણ હતી. વળી વીરેંદ્ર સંબંધી કાંઇ વિશેષ માહિતી પોતે મેળવી શકશે એમ પણ તેને લાગ્યું, એટલે તે વીરેંદ્રની રૂમ પર જવાને અત્યારે તૈયાર થઇ હતી.

રસ્તામાં ચાલતાં ચાલતાં વીરેંદ્ર બોલ્યોઃ "મારી રૂમ એટલે એક દરિદ્ર માણસનો અખાડો. બેસવાને સારી ખુરશી પણ નથી."

વિનીતા હસીને બોલીઃ "કશી ફીકર નહિ. હું જમીન ઉપર બેસીશ. તમારી રૂમમાં જમીન તો છે ને?"

વીરેંદ્રને વિનીતાના બોલવાના ચાતુર્ય પર ખૂબ હસવું આવ્યું. એ વાગ્વિદગ્ધતામાં વીરેંદ્રને પોતાના પ્રતિની સહાનુભૂતિનો સ્વર પણ સંભળાયો જ હતો. તેણે હસતાં હસતાં વિનીતા તરફ આભાર-સૂચક દૃષ્ટિપાત કર્યો.



## ૩૦

# વીરેંદ્રને ત્યાં વિનીતા

ચાલીના મુખ્ય દ્વાર પાસે આવી પહોંચતાં વીરેંદ્ર બોલ્યોઃ "મારા નિવાસસ્થાનનો એક ગુણ તમને બહુ ગમી જશે."

"કયો ગુણ?"

"બહુ સીઢીઓ ચડવાની જ નહિ; માત્ર એક સીઢી ચડ્યા કે પત્યું! વધારે ભાડું ભરનારા ધનવાનોને ચાર–પાંચ સીઢીઓ ચડવી પડે છે, અને મારા જેવો ગરીબ એક જ સીઢી ચડતાં ઓરડી પાસે જઇ પહોંચે છે."

એમ બોલીને મંદ મંદ હસતો વીરેંદ્ર સીઢી ચડવા લાગ્યો. વિનીતા તેની પાછળ ચડતી હતી. વીરેંદ્રે પોતાની રૂમ પાસે જઇ તાળું ઉઘાડ્યું અને દ્વારને ધક્કો માર્યો એટલે તે ઊઘડી ગયું.

" આ મારું ગરીબખાનું ! " વિનીતા ભણી જોઇને વીરેંદ્ર બોલ્યો.

રૂમમાં દાખલ થતાં વિનીતા બોલી: " આ શું ? અહીં તો ત્રણ ચાર ખુરશીઓ છે, નાનું મેજ છે. તમે કહેતા હતા કે બેસવાને ખુરશી નહિ મળે, તેનો શો અર્થ ? મને ગભરાવવાને તો નહોતા બોલ્યાને ? "

" હા, કાંઇક તેવું ખરું; આ બધો સામાન છે તે ન હોવા બરાબર જ છે; તે મારો નથી–ભાડે આણેલો છે. "

" એ...મ ! "

વિનીતાએ આસપાસ દૃષ્ટિ કરી. ઓરડીમાં એક પણ શૃંગારની વસ્તુ વિનીતાના જોવામાં આવી નહિ. એક દિવાલ પર કોઇનો ફોટો લટકાવેલો હતો, તે કોઇ જાણીતા મલ્લનો હશે, એમ વિનીતાને લાગ્યું. બીજો સામાન પણ થોડો હતો, અને તેમાંય વધારે ભાગ પુસ્તકોનો હતો. ઓરડીના એક ખૂણામાં ચંપલ હતા, અને બાજુએ પાંચ–સાત લાઠીઓ ઊભી રાખેલી હતી. ભીંતમાં ખીલો ઠોકીને તેની સાથે છાતી પહોળી કરવાનું વ્યાયામ સાધન ટાંગેલું હતું, ભોંયે પાથરેલી સાદડી પર થોડાં પુસ્તકો પડ્યાં હતાં અને ધોબીને ત્યાંથી આવેલાં કપડાંનો નાનો સરખો ઢગ ખડકેલો હતો. વિનીતા જે ટેબલની નજીક ખુરશી પર બેઠી હતી તેની ઉપર વિજળીનો દીવો તદ્દન નીચો લટકતો હતો અને તેના પ્રકાશથી વાંચતી વખતે આંખો ન અંજાય તેટલા માટે તેની આસપાસ બ્રાઉન પેપરની છત્રી બનાવી ચોંટાડી રાખી હતી.

વિનીતા એ બધું જોતી હતી, એટલામાં વીરેંદ્ર બોલ્યો: " હવે તમારો વધારે વખત મારે લેવો એ ઠીક નથી. મારું કામ હું થોડામાં જ કહી દઉં. મારે જે કાંઇ કહેવાનું છે તેનું મહત્ત્વ તમારી સમજમાં આવે તેટલા માટે મારાં કાંઈ મતો–અભિપ્રાયો છે તે અને મારે જે કાર્ય કરી બતાવવું છે તેનું સ્વરૂપ હું પહેલાં તમને સંક્ષેપમાં કહું.

આજકાલ એવું બની ગયું છે કે સમાજના બીજા બધા વર્ગોને પોત–પોતાના વાલીઓ છે, પણ માત્ર હિંદુઓનું કોઈ વાલી જ નથી ! તેમાં ખાસ કરીને મધ્યમ વર્ગના હિંદુઓનો તો કોઈ ભાવ પૂછનાર જ નથી ! મુસલમાનોના હિતૈષીઓ છે, પારસીઓના છે, ચાહ કૉફીની દુકાનો કરી પેટ ભરતા ઇરાનીઓના ય હિતરક્ષકો છે, અસ્પૃશ્યોનો ઉદ્ધાર કરવા માટે ગાંધીજી મથી રહ્યા છે, કામદારોનું હિત જાળવવા માટે મજૂર સંઘો અને ટ્રેડ યુનિયનિસ્ટો કે સમાજવાદી વર્ગવિગ્રહકારો છે; શ્રીમંતોનું હિતરક્ષણ કરવા માટે તેઓનાં મંડળો છે અને ખુદ સરકાર પણ છે; પણ હું તમને જ પૂછું છું કે મધ્યમ વર્ગના હિંદુઓનાં હિતો જાળવનારા તેમના કોઈ વાલીઓ છે ખરા ? તેમનો ઉદ્ધાર કોણ કરે અને કેવી રીતે થાય ? ખરું કહીએ તો તેઓ વિદ્યાની બાબતમાં પૂરા આગળ વધેલા નથી, નોકરી મેળવવામાં તેઓના પગ હમેશાં બીજા વર્ગો કરતાં પાછળ જ પડતા હોય છે, શરીરસામર્થ્યની બાબતમાં તેઓ હીન હોય છે: બધી બાબતોમાં મધ્યમ વર્ગના હિંદુઓ મને એક શોષિત વર્ગના જેવા જ લાગે છે. તેમની આ અવનતિનો અંત ક્યાં અને ક્યારે આવશે એ પ્રશ્ન મને ખૂબ મૂંઝવી રહ્યો છે. તેમના ઉદ્ધારનો પ્રશ્ન એટલો બધો વ્યાપક છે કે તેનો ઉકેલ કરવાને નેતાઓ અને સમાજહિતચિંતકોએ હવે આગળ આવવું જ જોઈએ. તેમની દુર્દશા મારાથી સહી જતી નથી. એ આખા પ્રશ્નની એક બાજુ હાથમાં લેવાનું જ માત્ર મારા હાથમાં સામર્થ્ય છે અને તે જ બાજુએ કાર્ય કરવા પાછળ જીવન સમર્પવાનો મેં સંકલ્પ કર્યો છે. મધ્યમ વર્ગના હિંદુઓની શરીરસંપત્તિ સુધરવી જોઈએ અને તેમની ઉપર થતાં કષ્ટોનાં આક્રમણ સહન કરવાનું બળ તેમનામાં આવવું જોઈએ એમ મને ઘણા વખતથી લાગી રહ્યું છે. તે દિવસે સર કંચનલાલની સાથે તમે મારી સંસ્થા જોવા આવ્યાં હતાં, તે સંસ્થા જ અત્યારે તો મારો અલ્પ–સ્વલ્પ પ્રયત્ન છે અને મેં ધારેલી દિશા તરફનો એ પ્રારંભ માત્ર છે. એ કાર્ય મોટા પ્રમાણમાં કરી શકાય

તેમ છે. આજે તો આપણી સ્ત્રીઓ જ નહિ પણ પુરુષો પણ આત્મસંરક્ષણ કરવાને શક્તિસંપન્ન રહ્યા નથી. આપણું વીર્ય અને ધૈર્ય બેઉ નાશ પામ્યાં છે પણ આપણે આપણું મનોબળ અને શરીરબળ એવાં કેળવવાં જોઇએ કે એક સુકુમાર બાળાની ઉપર પણ કોઇ કુદૃષ્ટિ કરવાની હિંમત ચલાવી શકે નહિ. પેલા સાયકલવાળાએ તમારી ઉપર કેવો પ્રસંગ ગુજાર્યો તેનો જ તમે વિચાર કરો. એવા પ્રસંગો જ અશક્ય બની જવા જોઇએ. તાત્પર્ય એ છે કે મારી વ્યાયામશાળા મારે ખૂબ જ વધારવી છે. સર કંચનલાલ પાસેથી મને જો તેમનો ગ્રામદેવીનો જમીનનો ટુકડો મળી જાય તો મારું કામ થઇ જાય. તમારે મને એ બાબતમાં મદદ કરવી પડશે. ”

એમ કહીને વીરેંદ્ર વિનીતા તરફ જોઇ રહ્યો.

વિનીતા માથું નીચું નમાવીને મેજ પર પડેલી એક ચોપડી ઉપર પોતાની દૃષ્ટિ લગાવી રહી હતી, પરંતુ વીરેંદ્ર પોતા તરફ મીટ માંડીને જોઇ રહ્યો હતો અને જવાબની અપેક્ષા રાખી રહ્યો હતો એ તેની જાણમાં હતું. તેના ઉદ્ગારો સાંભળતાં જ તે ઉદ્ગારોના ધ્વનિ ઉપરથી વિનીતા સમજી ચૂકી હતી કે તે જે કાંઇ બોલી રહ્યો હતો તેમાં તેના હૃદયની પૂરી લાગણી ધ્વનિત થઇ રહી હતી. તે બોલતો બંધ થયો ત્યારે અંતઃકરણના ભાવાવેગથી તેની આંખો કેવી ચમકી રહી હોવી જોઇએ તેની કલ્પના વિનીતા કરી શકતી હતી.

કેટલીક વાર મૂક રહીને તે બોલી: “ તમે સાહેબની મુલાકાત તેમની ઓફીસમાં લેવા જવાના હતા ને ? ”

“ હું મળવા ગયો’તો. ”

“ હં, તેમણે શું કહ્યું ? ”

“ ગમે તેમ તોય તે શ્રીમંત માણસ છે, ‘ સર ’ના પદવીધારી પણ છે. ”

“ એટલે ? ”

"એટલે એમ કે મધ્યમ વર્ગના હિંદુઓની દુર્દશાનો તેમને ખયાલ જ નથી, અને વળી પોતે અમુક કામ કર્યું, એટલે સરકાર તે સંબંધી શો અભિપ્રાય બાંધશે તેનો વિચાર તે સૌથી પહેલાં કરવાના !"

"પણ આવી સંસ્થાને મદદ કરવાની વાત સાથે સરકારને શો સંબંધ ?"

વીરેંદ્ર વિચિત્ર રીતે હસ્યો અને બોલ્યોઃ "તે તમારાથી નહિ સમજાય."

વિનીતાએ તેની સામે દૃષ્ટિ કરીને પૂછ્યુંઃ "તમારી વિરુદ્ધ તો સરકારનો કાંઇ આક્ષેપ નથી ને ? તમે તમારું કામ ખુલ્લમખુલ્લા કરો છો ને ? હું એમ સમજું છું કે માણસ જે કાંઈ ચોરીછૂપીથી કરે છે તે ઉપર સરકારને એકદમ સંશય આવે છે, અને પછી તેને ત્રાસ આપવાનો કે તેના કામમાં વિઘ્નો આણવાનો સરકાર વિચાર કરે છે."

આ બોલતી વખતે વીરેંદ્ર તરફની પોતાની દૃષ્ટિને વેધક બનાવવાનું વિનીતાએ મનમાં નક્કી કરી રાખ્યું હતું, પણ તે તેનાથી બની શક્યું નહિ. તેની દૃષ્ટિ પુનઃ મેજ પરની ચોપડી તરફ ગઈ અને પછી પોતે બોલવામાં કાંઇક સાહસ કર્યું હતું એવું ભાન થતાં તેને શરીરે એક ધ્રુજારી છૂટી.

વીરેંદ્ર બોલ્યોઃ "એક માણસ પૂર્વ જન્મમાં કોણ હતો તે જાણવાનો આપણે કદી આગ્રહ કરીએ છીએ ખરાં ? તો પછી આ જન્મનોય બધો જીવનવૃત્તાંત માણસે પોતાના કપાળ પર લખીને ફરવું જોઇએ એવો આગ્રહ શામાટે ? પણ એ વિષયાંતર કરવાની જરૂર નથી; આપણે મૂળ વાત ઉપર જ આવીએ. હું એ જમીનનો ટુકડો સાહેબ પાસેથી માંગું છું તે આપતાં તે કચવાતા હોય એમ મને જણાયું અને તે જ કારણથી એ બાબતમાં હું તમારી મદદ માંગું છું."

"પણ મારાથી એમાં શી મદદ થઇ શકે ?"

"તમારી ભલામણનું વજન તેમની ઉપર નહિ પડે? હું ધારું છું કે તે તમારું કહેવું માનશે. મેં એવી ગણતરી શા ઉપરથી કરી એનું કારણ તમે મને પૂછશો નહિ. તમે તેમના કુટુંબમાંનાં નથી, તો પછી તમારો અને તેમનો સંબંધ શો છે? મારો પ્રશ્ન તમને ચમત્કારિક લાગશે, પણ તમે કોણ છો, તે જરા કહો તો આભાર."

વિનીતા એકદમ બોલી: "માણસે પોતાનો વૃત્તાંત કહેવો જ જોઇએ એમ નથી હોતું, એવું હમણાં તમે જ કહ્યું."

આ જવાબ સાંભળતાં જ વીરેંદ્ર ચમકયો, અને તે જોઇને વિનીતાને ગમ્મત પડી. વીરેંદ્રને નિરુત્તર કરનારો જવાબ પોતાને કેવી રીતે દેવાઇ ગયો તેની તેને પણ સમજ ન પડી.

વિનીતાના ઉત્તરથી વીરેંદ્ર ચમકયો હતો, તેમ જ તેના ચાતુર્યની તે પોતાના મનમાં તારીફ પણ કરતો હતો. કેટલીક વાર સુધી વિનીતાના સુકુમાર હાથ ઉપર દૃષ્ટિ ટેકવી રાખીને તે બોલ્યો: "વારુ, એ પ્રશ્ન હું છોડી દઉં છું, પણ તમારે સર સાહેબને આ કામ માટે ભલામણ કરવી પડશે."

"પણ આ એક પ્રકારનો જુલમ નથી શું? જમીન તેમની અને હું—"

"ખરું કહીએ તો જમીન સાહેબની નથી."

"ત્યારે?"

"હું સાહેબને મળ્યો ત્યારે પહેલાં તો તેમણે એ જમીન નહિ આપવાનાં અનેક કારણો બતાવ્યાં. પણ મેં જ્યારે તે બધાં કારણોનું નિરાકરણ કરી તેમના મનને સંતોષ આપ્યો, ત્યારે છેવટે તે બોલ્યા: 'જુઓ, એ જમીન મેં તમને કદાચ આપી હોત, પણ તે મેં થોડા વખત પહેલાં જ મારી મોટી પુત્રીના નામ ઉપર કરી આપી છે; એટલે જમીનની કાયદેસર માલકી મારી પુત્રી વિનોદિનીની છે; તેની જમીન હું કેવી રીતે આપી શકું?"

વિનીતાએ આશ્ચર્યચકિત થઇને પૂછયું: "શું કહ્યું? તેમણે એ જમીન વિનોદિનીને નામે ચડાવી દીધી છે?"

"હા, તેમણે એમ કહ્યું."

"ઠી...ક."

વિનીતાના એ ઉદ્‌ગારનો મર્મ વીરેંદ્ર સમજી શકયો નહિ.

તે જવા માટે ઊઠી ત્યારે વીરેંદ્રે તેને ફક્ત એટલું જ કહ્યું: "મારું કામ તમે કરી આપશો એવી આશા પર હું નિર્ભર રહ્યો છું. હવે તમને ફરીથી હું કયારે મળું? અને કયાં મળું? તમારા ઘરનું ઠેકાણું મને કહો તો—"

"કશી જરૂર નથી; હું ફરી કોઇ વાર અહીં આવીશ."

પોતાના સંબંધમાં જે ભરમભર્યો પ્રકાર તેણે ચલાવવા માંડયો હતો, તે પ્રકાર ચાલુ રાખવાને જ તેણે એ જવાબ આપ્યો હતો. વીરેંદ્રને તે જવાબથી પણ ગમ્મત પડી. તે હસીને બોલ્યો: "વારુ, કયારે આવશો? આવે વખતે આવો તો અહીં આવજો, અને સાંજે આવો તો મારા અખાડામાં આવજો."

"સારું." એમ કહેતી વિનીતા બારણા તરફ આગળ વધી.

વીરેંદ્ર બોલ્યો: "મારી વિનંતીને માન આપીને તમે અહીં આવ્યાં, તે માટે—"

"આભાર ને? હાં, હાં, પહોંચી ચૂકયો તમારો આભાર. એ આભારનો ગાંસડો ઊંચકીને ટ્રેનમાં મારાથી ચડી શકાશે નહિ, છતાં જેમ તેમ કરીને તે ઊંચકી ઘેર પહોંચાડયે જ છૂટકો છે!"

"એટલે? તમે શું મુંબઇમાં રહેતાં નથી?"

"ના."

"ત્યારે?"

"મુંબઈમાં નહિ એટલું બસ નથી? મુંબઇના એકાદ પરામાં હું રહેતી હોઇશ એ તમે સમજી શકો છો."

એમ કહીને વિનીતા હસતી હસતી બહાર નીકળી.



# ૩૧

# વિનોદિનીનો પત્ર

આઠ–દસ દિવસ સુધી વીરેંદ્રે વિનીતાની રાહ જોઇ, પણ ફરી તે મળવા આવી નહિ, તેથી તેને વધુ ને વધુ આશ્ચર્ય થવા લાગ્યું. અને છેવટે એક દિવસે તેણે તેને જોઈ, ત્યારે પોતે એવી પરિસ્થિતિમાં હતો કે તે વખતે તેની સાથે વાતચીત કરવી એ શક્ય નહોતું.

આજે પહેલાંની પેઠે તે કોલેજના દરવાજા પાસે બૂટ પોલીશ કરતો બેઠો હતો અને હાથે કામ કરતાં આસપાસ ટોળું વળીને ઊભેલા વિદ્યાર્થીઓ સાથે વાતો કરતો હતો, તે વખતે વિનીતા તેની સામે થઇને કોલેજના દરવાજામાં પેઠી અને તેણે તેને જોતાં જ ઓળખી લીધો. તેણે પોતા તરફ જોયા છતાં ઓળખાણ દાખવી નહિ એ તેના ધ્યાનમાં આવી ગયું. વિનીતાએ એ બરાબર જ કર્યું હતું એમ તેને લાગ્યું.

તેણે પોતાનો હેતુ દર્શાવ્યા વિના વિદ્યાર્થીઓને પૂછગાછ કરી તો તેના જાણવામાં આવ્યું કે કોલેજમાં વાર્ષિક પરીક્ષા ચાલતી હતી અને અગીઆર વાગે તે પૂરી થવાની હતી. વીરેંદ્રે પોતાના મન સાથે કાંઈ નિશ્ચય કર્યો.

અગીઆર વાગવાનો સમય થતાં કોલેજના દરવાજા પાસેના એક ઝાડ નીચેના બાંક પર તે પુસ્તક વાંચતો બેઠો. સહજમાં તે તરફ કોઈનું લક્ષ જાય તેમ નહોતું. તેણે પુસ્તકને બદલે કોલેજના દ્વાર તરફ જ પોતાનું ધ્યાન ખેંચી રાખ્યું હતું.

કેટલીક વારે વિનીતા પોતાની બેત્રણ સહાધ્યાયિનીઓ સાથે બહાર નીકળી તે તેના જોવામાં આવ્યું. તેને સારીપેઠે આગળ જવા દીધા પછી તે ઊઠયો.

દરવાજાની બહાર નીકળતાં વિનીતાની બેઉ સહાધ્યાયિનીઓ તેને પોતાની સાથે આવવા માટે ખેંચવા લાગી પણ તેણે સાથે જવાની

અનિચ્છા દર્શાવી અને તે તેમનાથી છૂટી પડીને ડાબે હાથે વળી, તે વીરેંદ્રે જોયું. ઉતાવળે પગલે ચાલીને તે તેની સાથે થઇ ગયો અને બોલ્યો: "નમસ્કાર!"

વિનીતાએ ચમકીને પાછું વાળીને જોયું અને કહ્યું: "ઓહો! તમે અહીં ક્યાંથી?"

"શું કરું? પહાડ મહંમદ પાસે ન જાય, તો મહંમદે પહાડ પાસે જવું જ જોઇએ!"

"એટલે હું પહાડ છું કે શું?"

"સ્ત્રીને પહાડની ઉપમા હજી કોઈ કવિએ આપી નથી, એટલે એ ઉપમા વાપરવામાં મેં ભૂલ કરી છે. મારે કહેવાનું એ છે કે આઠ-દસ દિવસથી હું તમારા આગમનની રાહ જોઉં છું."

"એમ? પણ નકામી આવીને હું શું કરું? તમે જે કામ મને સોંપ્યું હતું તે સંબંધે કાંઇ આશાજનક ખબર તમને આપવાની હોય તો હું તમારી પાસે આવું તે ઠીક, એમ હું ધારતી હતી."

"અને પરીક્ષાને કારણે તમને કદાચ વખત પણ નહિ મળતો હોય."

"તમને કોણે કહ્યું કે મારી પરીક્ષા ચાલે છે?"

વીરેંદ્રે વદન પર એકસરખું ગાંભીર્ય ટકાવી રાખીને કહ્યું: "બધાં છાપાંમાં એ ખબર છપાયલી છે."

"એમ કે? ઠીક થયું કે તમે ખુલાસો કર્યો. નહિતો હું એમ કહેત કે કેટલાક માણસો છૂપી પોલીસનો ધંધો કરે છે અને તે લોકોની હીલચાલ પર નજર રાખે છે!"

"વારુ, એ વાત હવે જવા દો. કહો, મારે ત્યાં ક્યારે આવશો? અત્યારે વખત છે? આવશો?"

"અત્યારે? ના, ના, આશાજનક સમાચાર હશે ત્યારે જ હું તમને મળવા આવીશ. હું આજકાલ એક પત્રની રાહ જોઇ રહી છું,

અને તે પત્ર આવશે તથા તમને આશાજનક ખબર આપવાની હશે તો તુરત હું તમારે ત્યાં આવીશ."

"એમ છે? પણ ધારો કે તમે કહો છો તે પત્ર મહિનાઓ કે વર્ષો સુધી ન આવ્યો, કિંવા આશાજનક ખબર આપવા જેવું ન બન્યું, તો ફરીથી આપણે કોઇ વાર મળવાનાં જ નહિ?"

"હા, એમ તો ખરું. પણ કદાચ એ પત્ર આજે કે કાલે આવશે; અને ઘણું કરીને તો આવતી કાલે જ હું તમને મળવા આવું એવો સંભવ છે."

"ઠીક...ઠીક. માણુસે હમેશાં આશા જ રાખવી, નિરાશ ન થવું, એ વાત તો હું ભૂલી જ ગયો હતો." એમ કહીને વીરેંદ્ર હસ્યો. વિનીતાની સાથે સાથે ચાલવું કદાચ તેને નહિ ગમે એમ ધારીને વીરેંદ્રે તુરત જ તેની રજા લીધી.

વિનીતા વિનોદિની તરફના પત્રની રાહ જોઈ રહી હતી. એ પત્ર બીજે જ દિવસે આવ્યો.

તેમાં વિનોદિનીએ લખ્યું હતું:

"આ વખતનો તારો પત્ર પહેલાં કરતાં વધારે લાંબો અને કાંઇક વધારે ઉત્સાહથી લખાયલો જેવો હતો; તેથી તે વાંચીને મને ખૂબ આનંદ થયો. મમ્મા અને પપ્પાની સાથે તું લાઠીની કવાયત જોવા ગઇ હતી તેનું વર્ણન તો તેં બહુ જ સરસ કર્યું છે. સ્ત્રીઓની ઉન્નતિની દૃષ્ટિથી એવા શિક્ષણનું મહત્ત્વ કેટલું ગણાય છે તે સંબંધી તારા પત્રમાંના વિચારો વાંચતાં તો મને એવું લાગ્યું કે જાણે હું આચાર્ય આનંદશંકર ધ્રુવે લખેલો નિબંધ વાંચતી હોઉં. તારા વિચારો પ્રતિ હું સર્વાંશે સંમત છું. તેં જે વિનંતી બ્હીતાં બ્હીતાં અને સંકોચથી મને કરી છે, તેનો હું શો જવાબ દઈશ તે વિષે મને શંકા રાખવાનું કશું કારણ નથી. જે જમીનનો ટુકડો પપ્પાએ મારા નામ ઉપર ચડાવી દીધો છે તે હું આનંદપૂર્વક તું કહે છે તે સંસ્થાને આપીશ. એ સંબંધે તેં મને ભલામણ કરી છે એવી પપ્પાને શંકા

ન આવવા દેવા બાબત તું જે તારા પત્રમાં તાજા કલમમાં લખે છે તે વાંચીને મને હસવું આવ્યું. તને ખબર નહિ હોય કે પિતાજીનો તારા માટે એટલો ઊંચો અભિપ્રાય છે કે તું ગમે તે કરે તોપણ તેનું તે સમર્થન જ કરે. પણ, આ જગ્યા તે સંસ્થાને આપવાને હું તારી ભલામણ ઉપરથી તૈયાર થઇ છું એ વાત જો પિતાજીને ન જાણવા દેવાની તારી ઇચ્છા જ હોય તો તું આમ કર: તે સંસ્થા તરફથી મારા નામે એક રીતસરનો વિનંતીપત્ર લખાવી મોકલ; પછી હું તે વિનંતીપત્ર અને તે માટેનો મારો અભિપ્રાય પપ્પાને લખી મોકલીશ, અને બધુંય બરાબર થઇ જશે.

પિતાજી ઉપરના પહેલાંના એક પત્રમાં કેટલીક વિગત મેં તને વંચાવવા માટે ખાસ નિશાન કરીને લખી હતી તે તેં વાંચી હશે. તે ઉપરથી અહીં મારું કામ કેવી રીતે ચાલી રહ્યું છે તે તારા જાણવામાં કાંઇક આવ્યું હશે. ત્યારપછી તને એક જુદો સવિસ્તર પત્ર હું લખવાની હતી પણ કામના બોજામાં વખત મળ્યો નહિ. છેવટે તારો પત્ર આવ્યો, એટલે તો મારે તને લખવું જ જોઇએ.

અમારા પિક્ચરનું શૂટિંગ શરુ થયાને પંદર–વીસ દિવસ થઈ ગયા; માલીક, ડાયરેક્ટર, ગાયનમાસ્તર, બધાય ખૂબ ઉત્સાહમાં છે કારણકે કંપનીનું આ પહેલું જ પિક્ચર છે, અને તે જ કારણથી કામ ખૂબ જોસમાં ચાલી રહ્યું છે. ખરું કહું તો કામ કરતાંય કામ માટેની ધમાલ-ધાંધલ વધારે છે. નવાઇની વાત એ છે કે દરેકને એમ જ લાગે છે કે પોતે કંપનીમાં હોવાથી જ પિક્ચરમાં કાંઇક દમ આવશે, નહિ તો તે જરૂર ફેલ થાય! આ લાઇનના મારા આટલા અનુભવ પરથી મને લાગ્યું છે કે આ લાઇનમાં ખરા બુદ્ધિમાન માણસો બહુ જ થોડા પડ્યા છે. જ્યાં ત્યાં ખટપટિયા અને ખુશામતિયાનું જોર છે અને એ જોર વાર્તાલેખકની પસંદગીથી માંડીને પિક્ચર બતાવવા માટેના થીએટરની પસંદગી સુધી બધેય ચાલ્યા કરે છે. આવા લોકોના એવા–એવા નમૂના હું જોઇ રહી છું કે જો હું

લેખિકા હોત તો એવાં રેખાચિત્રો આલેખત કે તેની પાસે લીલાવતી મુન્શી પાણી ભરે! અમારી કંપનીના શ્રીમંત માલેક થોડી જ ખુશામતથી ભોળવાઈ જાય તેવા છે, એટલે ખુશામતના જોરે ધનવાનો પાસેથી પૈસા કઢાવવામાં કુશળ એવા ધૂતારાઓ તેમની આસપાસ ઘેરો ઘાલીને પડ્યા પાથર્યા રહે છે. 'આંધળા દળે ને કૂતરું ખાય' એવો કિસ્સો છે! જે તે એકબીજાને મૂર્ખ ઠરાવવાનો જ યત્ન કરે છે, અને માલીક આજે એકની વાત સાચી માને છે તો કાલે તેની વિરુદ્ધ બીજાની વાત સાચી માને છે! સ્ટુડીઓ, પ્રયોગશાળા, સેટીંગો —બધી બાબતમાં રોજ રોજ નવી નવી કલ્પનાઓ ઊઠે છે અને નિશ્ચયપૂર્વક કશું જ કામ થતું નથી. તને જાણીને હસવું આવશે કે ફીલ્મનું શૂટિંગ શરુ થઇ ગયું છે, પણ વાર્તામાં રોજ ફેરફાર થયા કરે છે! પહેલાં એમ ઠર્યું હતું કે જાણે હું એક રાજ્યકન્યા છું અને એક બળવાખોર જુવાન ઉપર મારો પ્રેમ જડાયલો છે, પછી પુષ્કળ સંકટો પડે છે અને છેવટે અમારું લગ્ન થાય છે. પણ એટલામાં માલીકનો મિત્ર આવ્યો તે બોલ્યો: 'અંહ! નાટકનો સુખાન્ત લાવવો એ તો એક જૂની પદ્ધતિ છે. તેમાં મુખ્ય નટીનું રોદન કેવી રીતે લાવી શકાય? ડુસકાં ભરતાં ભરતાં ગાયન ગાવું અને તે 'અમૃત મંથન' માંની શાન્તા આપ્ટેની પેઠે નહિ, પણ કેવળ બંગાલી સ્ટાઇલથી, એ જ અપટુડેટ પદ્ધતિ છે! બસ, થઇ ચુકયું! એ સૂચના મળતાં જ માલીકે વાર્તામાં ફેરફાર કરવા માંડ્યો! હવે પેલા બળવાખોર સાથે મારું લગ્ન નહિ થાય, પણ વેશ બદલેલી સ્થિતિમાં મારે હાથે જ મારું મૃત્યુ થશે, પછી મારી ભૂલ મને સમજાશે અને પછી ડુસકાં ખાતાં ખાતાં રડીને જોગીયા રાગમાં એક ગાયન હું ગાઇશ!

અને આ વસ્તુવિધાન પણ હજી છેવટનું નક્કી થએલું કહી શકાય તેમ નથી; કારણકે ગઈ કાલે જ એક વિદ્વાન અને વળી ડાયરેકટર માલીકને સલાહ આપવા આવ્યા છે. તેમની કલ્પના એવી છે કે રાજકન્યાનો પ્રેમ બળવાખોર પર હોવાને બદલે રાજપુત્રનો

પ્રેમ બળવાખોરની પુત્રી પર જડાયો હોય તો વાર્તામાં વધુ ચટક આવે! હવે જોઉં છું કે હું રાજકન્યા જ રહું છું કે તેમાંથી કોઇ ભિખારણ બની ઉત્ક્રાન્તિના નિસર્ગસિદ્ધાંતને ઠોકરે મારું છું!

એક દિવસ માલેકે મને પૂછ્યું હતું કે 'આપણા સ્ટુડીઓમાં શા શા સુધારા કરવાની તમને જરૂર જણાય છે?' મેં તુરત જ કહ્યું: 'પહેલો સુધારો તો એ કરો કે તમારા બધા મિત્રોને સ્ટ્રીકની-નનાં ઇન્જેકશન આપીને પરધામ પહોંચાડી દો!' મારા એવા જવાબથી તે ચકિત થઇ ગયા અને પૂછવા લાગ્યા: 'તમે એમ કેમ કહો છો?' મેં તુરત જ કહ્યું કે 'ધંધો ધંધાને માટે કરવાનો હોય છે, મિત્રોને માટે નહિ. તમારા મિત્રોને તમારે ખુશ કરવા હોય તો તેમને મીઠાં મીઠાં પકવાનો જમાડો, પણ સ્ટુડીઓમાં તેમનું શું કામ? સ્ટુડીઓમાં તો આ ધંધાના નિષ્ણાતોની જરૂર હોય છે.' મારું આ કથન સાંભળીને તેમને એ વાત સાચી લાગી હોય તેવી તેમણે મુખમુદ્રા કરી, પણ મારી એ સૂચના તે માનશે એમ મને લાગતું જ નથી.

આપણા લોકોમાં આ પ્રકારનું ડહાપણ હજી આવવાને વાર છે, અને તે આવે તે પહેલાં તો લાખો રૂપિયાનું પાણી થઇ ચૂક્યું હશે. ખરેખર, અક્કલ કાંઈ રસ્તામાં જડી જતી નથી.

પણ હવે જવા દે એ વાત. તને લાગશે કે હું લેખ લખવા બેસી ગઇ છું. મારા આ બધા વર્ણન ઉપરથી તું એમ ન માનીશ કે હું અહીં કંટાળી છું. વસ્તુતઃ હું મારા કામમાં રોજ ડૂબેલી જ રહું છું અને તે ઉત્સાહપૂર્વક. આસપાસનાં દૃશ્યો અને નવા નવા પરિચયીઓમાં હું ખુશ મિજાજમાં રહું છું. સ્ટુડીઓને ખર્ચે મને એક ઘોડો મળ્યો છે, તે બહુ ઉમદા જાનવર છે. તેના પર બેસીને રોજ રોજ હું ખૂબ ફરું છું અને મને આનંદ મળે છે. આસપાસનું સૃષ્ટિ-સૌંદર્ય મનોહર છે. પહાડો, નદી, ઝરણાં, રંગીન ફૂલોની બહાર, એ બધું જોઈને મનમાં એમ આવે છે કે જાણે શ્રી કૃષ્ણનું વૃંદાવન

આવું જ હશે. છતાં જ્યારે હું એકલી પડું છું, ત્યારે તારાં સ્મરણ ઊભરાઇ આવે છે. તે વખતે જાણે મનમાં એમ થઈ આવે છે કે સ્વાતંત્ર્ય અને કલાને નાદે લાગી મેં વળી ક્યાં પ્રેમાળ સ્નેહીઓથી વિખૂટા પડીને સેંકડો માઇલ દૂર આવવાનું પસંદ કર્યું ? ખરેખર, સ્વાતંત્ર્યનો આનંદ સસ્તો હોતો નથી : તેનાં ભારે મૂલ્યો ખર્ચવાં પડે છે.

બાપ રે ! લખતાં લખતાં રાતનો દોઢ વાગ્યો ! બસ, હવે પત્ર પૂરો કરું.

પણ જે વાત પહેલાં લખવી'તી, તે છેવટને માટે જ રહી ગઇ !

તારા પત્રમાં ચંદ્રપ્રસાદનો કશોય ઉલ્લેખ કેમ નથી ? તે લખતાં નવોઢાની પેઠે શરમાતી તો નથી ને ? હું જાણું છું કે તારામાં હજી જૂનવાણી સંસ્કારો ભર્યા છે. હવે સાંભળ, તારા દરેક પત્રમાં તેના સંબંધી કાંઇ ને કાંઇ વાત હોવી જ જોઈએ હોં ! જો મારો એ હુકમ નહિ માને તો તને વિલક્ષણ શિક્ષા કરીશ. હું જ તેમને એકાદ પત્ર લખવાનો વિચાર કરું છું, પણ કામના બોજામાં એ વિચારનો અમલ થઇ શકતો નથી, અને હવે થાય ત્યારે ખરો. પણ વળી મનમાં એમ પણ આવે છે કે તને હું લખું છું તે પત્ર તે પણ વાંચતા જ હશે ને?



## ૩૨

## માનસ સૃષ્ટિ

વિનોદિનીનો પત્ર વાંચતાં વિનીતાના મનની સ્થિતિમાં ત્રણ જુદી જુદી અસરો નિષ્પન્ન થઇ. તે પત્રનો પહેલો ભાગ વાંચતાં તેના મનને સંતોષ થયો કે વીરેંદ્રનું એક મહત્ત્વનું કામ પોતાને હાથે પાર પડ્યું. હવે પોતે તેને ઉતાવળે મળવા જઇ શકશે અને તેને આનંદિત કરી શકશે એમ તેને લાગ્યું. પત્રનો મધ્યમ ભાગ વાંચતાં

તેને વિનોદ મળ્યો અને તે સાથે આનંદ થયો કે વિનોદિની અજાણ્યા માણસોની વચ્ચે રહીને પોતાની પ્રતિષ્ઠા સુંદર રીતે જાળવી રાખે છે, એટલું જ નહિ પણ પોતાના ગુણોની છાપ બીજાઓ ઉપર પાડી શકે છે પણ ખરી.

પણ પત્રના છેવટના ભાગે તેના આનંદને ધક્કો લગાડ્યો. તે ગંભીર અને ખિન્ન બની ગઇ.

લગભગ બે માસના સમયમાં જે મનોવિકારને તેણે થોડે-ઘણે અંશે વિસારી મૂકયો હતો, તે વિકાર તેના હૈયામાં અત્યારે એકદમ ઊભરાઇ આવ્યો, અને જે વિચાર કદી મનમાં લાવવા જ નહિ એવો તેણે નિશ્ચય કર્યો હતો તે વિચારો એક પછી એક તેના મનમાં આવીને તોફાન મચાવવા લાગ્યા. ચંદ્રપ્રસાદ ખરેખર કયાં ગયો હશે? તે પોતાના કામમાં આનંદપૂર્વક મગ્ન રહેતો હશે ખરો? પોતાને વિસરી જવાના તેના યત્નો કેટલે અંશે સફળ થયા હશે? આમ કરવામાં તેનું અને પોતાનું હિત જ પોતે કર્યું છે ખરું? પોતે આત્મસંયમનું પરાક્રમ સમજીને જે કાર્ય કર્યું હતું તે ખરેખર પરાક્રમ જ હતું કે માનસિક નબળાઇ અથવા ઘેલછા હતી? તેના પ્રેમની કસોટી કરતાં પોતે નકામી બ્હી ગઇ હતી, એમ તો નહિ હોય? કેવળ ભયની શંકાથી જ પોતે તેના તથા પોતાના ઉપર દુઃખ વહોરી લીધું તો નથી? અને તેમ હોય તો હજીય વેળાસર પોતાની ભૂલ ન સુધારી શકાય? કોણ જાણે, કદાચ કોઇ દિવસે ચંદ્રપ્રસાદ જ પોતાનો પ્રયત્ન નિષ્ફળ ગયો હોવાની કબૂલાત કરવાને પાછો ફરી પોતાની સમક્ષ એકાએક આવી ઊભો રહે પણ ખરો!

આવા અનેક પ્રશ્નોથી તેનું મન ગૂંચવાવા લાગ્યું, અને વિનોદિનીના પત્રનો પહેલો ભાગ વાંચતાં તેને મળેલો આનંદ ઊડી ગયો. વીરેંદ્રને આજે ને આજે મળીને તેને આનંદજનક સમાચાર આપવાનો તેને જે ઉત્સાહ આવ્યો હતો તે પણ કરમાઇ ગયો.

તે આખો દિવસ ઘરમાં જ બેસી રહી. સાંજે પણ તે બહાર ન ગઈ હોત, પરંતુ માતા પોતા પર ગુસ્સે થશે અને ઘેર ગોંધાઈ રહીને તબિયત બગાડવાનો આરોપ મૂકશે એવા ભયથી તે ફરવા જવાને બહાર ચાલી.

રસ્તામાં તેને એક ગૃહસ્થ મળ્યો. તેણે તેને ઓળખ્યો નહિ, પણ પોતાને જોઈને તે ગૃહસ્થ જરા થોભ્યો અને તે પોતા સાથે કાંઈ વાતચીત કરવા ઇચ્છતો હોય એમ તેના મુખની ચેષ્ટા પરથી તેણે જોયું, ત્યારે તેને યાદ આવ્યું કે તે વીશે પારલેમાં ચોકસીની દુકાન-વાળો એક વણિક વેપારી હતો. તે બોલ્યોઃ " વિનીતા બહેન! મને તમારું થોડું કામ છે."

" શું વારુ ?"

તે વણિક હતો, વેપારી હતો, લાંબી પ્રસ્તાવના કરીને ઘરાકને વાળવાની કળા વાપરવાની તેને લાંબા વખતની ટેવ હતી. તે ટૂંકામાં કશી વાત કહી શકતો જ નહિ! તેણે કહ્યુંઃ " હું વિચાર જ કર્યા કરતો કે હવે કોને પૂછવું? એટલામાં તમે મળી ગયાં, તે ઠીક થયું. આપણી વચ્ચે કોઈ વાર વાતચીતનો પ્રસંગ પડ્યો નથી, પણ હું તમને ઓળખું ખરો હોં? વીશે પારલેમાં મારી એટલી ઘરાકી છે કે હું બધાંય સારાં કુટુંબોને ઓળખું છું. તમે મારી દુકાને કોઈ વાર આવ્યાં નથી પણ દુકાન તો જોઈ હશે. મારી દુકાન તો નાની લેખાય પણ માલ ઘણી જાતનો હું રાખું છું."

વિનીતાથી સમજી શકાતું નહોતું કે આ બધું તે કયા મુદ્દા પર બોલે છે. તે એમ કહેવા જતી હતી કે " કોઈ વાર કાંઈ સોના-રૂપાની ચીજ લેવી હશે ત્યારે હું તમારી દુકાને જ આવીશ" પણ એમ કહીને તે તેને પતાવે તે પહેલાં તો શેઠજીની જીભ આગળ ચાલવા મંડી ગઈ હતી. " વાત એમ છે કે અમને જાતજાતનાં અને ભાતભાતનાં ઘરાકો મળે છે. કેટલાકો અમારી સાથે એવા અવિશ્વા-સથી વર્તે છે કે હજાર વાંધા કાઢ્યા વિના માલ તેમને પસંદ પડતો

નથી અને માલ પસંદ પડીને હાથમાં આવ્યા પછી પણ મહિનાઓ સુધી તેમની ગાંઠેથી પૈસા છૂટતા નથી. ત્યારે બીજી જાતના એવા ઘરાકો અમને મળે છે કે અમે આપીએ તે માલ આંખો મીંચીને લે છે અને માલ લીધા પહેલાં બીલના પૈસા આપવાની તેમને ઉતાવળ હોય છે! પણ એ વાત ખરી કે એવાં ઘરાકોનું પ્રમાણ બહુ થોડું હોય છે..."

વિનીતાને લાગ્યું કે હવે ચોકસીના ધંધા વિષેનો એકાદ નિબંધ સાંભળવાનો વખત આવે છે. એટલે અધીરાઈથી તેણે પૂછ્યું: "પણ આપને મારું કામ શું..."

"હા, હા, તે જ કહું છું ને! હું તો તમને અમારાં ઘરાકોની ગમ્મતની વાત કહેતો'તો. મેં કહ્યું તેવા ઘરાકો અગાઉથી પૈસા આપી જાય છે, અને માલ તૈયાર થાય એટલે સગવડે આપજો એમ કહેનારાઓમાંના એક તમારા ડાક્ટર ચંદ્રપ્રસાદ..."

વિનીતા એ સાંભળતાં જ ચમકી. આ માણસે "તમારા ડાક્ટર ચંદ્રપ્રસાદ" એમ કેમ કહ્યું? તેને ગુસ્સો ચડ્યો.

એટલામાં તે ગૃહસ્થ બોલ્યો: "તેમને એક વીંટી કરાવવી હતી. તે માટે તેમને સારામાં સારું માણેક જોઈતું'તું. મેં કહ્યું કે થોડી રાહ જોવી પડશે, એટલે તેમણે કહ્યું 'કશી હરકત નહિ. આ અઢીસો રૂપિયા તમારી પાસે રાખો અને સારું માણેક તમારી પાસે આવે એટલે તેની વીંટી કરી આપજો.' ત્યારપછી કેટલેક દિવસે માણેક મને મળી આવ્યું અને આઠ–દસ દિવસ પહેલાં વીંટીએ તૈયાર થઈ ગઈ છે. મારા ગજવામાં જ એ વીંટી છે, તમને બતાવું છું."

"નહિ, નહિ, મારે તે જોઈને શું કામ છે?"

"એમ કેમ? તમારે માટે જ ડાક્ટર સાહેબે એ વીંટી તૈયાર કરાવી છે, અને તમે આમ કેમ બોલો છો?"

"પણ મારે એ વીંટી જોવી નથી, તેમને જ બતાવજો."

"હવે તમને શું કહેવું? તમને વીંટી બતાવવાના જ કામ સારુ હું મળવા ઇચ્છતો હતો. ચાર વાર ડાકટરને મકાને માણસ મોકલ્યો, બે વાર હું જાતે જઇ આવ્યો, પણ મકાને તાળું મારેલું! તે ક્યાં ગયા છે તેનીય કોઇને ખબર નથી. હવે તેમની તપાસ ક્યાં કરવી તેની જ મુશ્કેલીમાં હું પડ્યો હતો, એટલામાં તમે મળી ગયાં. હું ધારું છું કે ડાકટર ક્યાં છે તેની તમને તો ખબર હોવી જ જોઈએ."

"પણ મને બિલકુલ ખબર નથી."

"એમ કેમ કહો છો?"

"તમને એક વાર તો કહ્યું કે મને ખબર નથી. વારુ, હું જઉં છું." એમ કહીને વિનીતા ચાલતી થઈ.

તે ખરેખર ત્રાસી ગઈ હતી અને સંતપ્ત થઇ હતી. પોતે કોના પર અને શામાટે ગુસ્સે થઈ છે તેની તેને પોતાને પણ સમજ પડતી ન હતી, તેથી તો તે વધારે સંતપ્ત થતી હતી.

તે ફરવાને માટે વધારે દૂર જઈ શકી નહિ. તુરત જ તે ઘર તરફ પાછી વળી.

તે મકાનની નજીક આવી ત્યાં પાછળથી તેને કોઇએ બૂમ મારી: "વિનીતા બહેન, ઓ વિનીતાબહેન!"

વિનીતાએ સ્વર ઓળખ્યો. તે તેમની ચંદ્રા માલણનો સ્વર હતો. તે થોભી અને બોલી: "શું છે ચંદ્રા?"

"તમારા પેલા દાક્તર તો વિચિત્ર માણસ છે હોં!"

"ડાકટર?"

"હા, હા, નહિ પેલા ..તેમનું નામ શું...ચંદરપરસાદ દાક્તર! અર્ધોએક કલાક થયો હશે. મેં તેમને દૂરથી રસ્તે જતા જોયા, એટલે હાક મારીને બોલાવ્યા "દાક્તર સાહેબ, દાક્તર સાહેબ!" પણ તેમણે પાછું વાળીને જોયુંએ નહિ અને ચાલી ગયા! પહેલાં તો મને એમ લાગ્યું કે એ દાક્તર સાહેબ નહિ હોય, બીજું કોઇ હશે, પણ ખરેખર, બરાબર તે દાક્તર સાહેબના જેવા જ હતા. હજીએ મને

લાગે છે કે એ ચંદરપરસાદ દાક્તર વિના બીજું કોઇ જ નહિ હોય. મેં ધાર્યું કે ઘેર જઇને વિનીતા બહેનને પૂછું કે દાક્તર આવા વિચિત્ર..."

"જા, જા, મૂર્ખી !"

એમ કહેતી વિનીતા ત્રાસીને આગળ ચાલી અને બંગલાના કમ્પાઉન્ડમાં પેસી ગઈ.

* * *

તે રાત્રે વિનીતાને કેમે કરતાં ઊંઘ આવી નહિ. બિછાના પર પડતાં જ પોતાને વિચાર થયા કરશે અને ત્રાસ થશે, એવા વિચારથી તે મોડી રાત સુધી એક પુસ્તક વાંચતી બેઠી, પણ બીજા વિષયમાં ચિત્ત રોકાયલું રાખવાનો તેનો એ યાંત્રિક ઉદ્યોગ પણ તેને કંટાળો આપવા લાગ્યો અને વળી વિજયાએ તેને ટપારી: "ખૂબ રાત ગઇ છે, હવે ઊંઘી જા, ક્યાંસુધી વાંચીશ ?"

તે બિછાનામાં પડી. કેટલીય વાર સુધી તે તરફડી રહી. તેને તરફડતી જોઇ વિજયાએ એક વાર ઊઠી તેને ડીલે હાથ ફેરવ્યો. ત્યારપછી તે ઊંઘી.

જ્યારે તે જાગી ત્યારે તેને લાગ્યું કે અરુણોદય થઈ ગયો હશે. વિજયા ઊઠીને નીચે ગઈ હતી.

વિનીતા ઊઠી અને મ્હોં ધોવાને નળ પર જવાને બદલે દિવાનખાના પાસેના રવેશમાં જઇને કઠેરાને હાથ ટેકવીને ઊભી રહી.

ક્ષિતિજમાં ચંદ્ર અસ્તંગત થઇ રહ્યો હતો. શીળો પવન વાઈ રહ્યો હતો. વૃક્ષોનાં પાંદડાં ફરફરી રહ્યાં હતાં. સામેની ચાલીમાં વિજળીના દીવા સળગતા હતા. દૂધવાળાઓની આવજા થઈ રહી હતી.

તે દૃશ્ય જોતી વિનીતા કેટલીક વાર સુધી ઊભી રહી અને તુરત તે દિવાનખાના તરફ પાછી ફરી. દિવાનખાનામાં પગ મૂકતાં જ તે ચમકી અને અસ્પષ્ટ સ્વરે બોલી: "એટલે ?"

તેને પોતાની આંખો પર વિશ્વાસ આવ્યો નહિ.

દિવાનખાનામાંની એક ખુરશી પર ચંદ્રપ્રસાદ બેઠો હતો !

પોતાને જોયા છતાં ચંદ્રપ્રસાદ પૂતળાની પેઠે કેવળ નિશ્ચેષ્ટ બેસી રહ્યો છે એમ ક્ષણભર વિનીતાને લાગ્યું અને તેથી તેના મનમાં આશ્ચર્ય પણ થયું. તે પોતે પણ એક પૂતળીના જેવી નિશ્ચેષ્ટ ઊભી રહી.

કેટલીક વારે ચંદ્રપ્રસાદે તેને કહ્યું: "ગભરાઈશ નહિ. તારી પાસે પાછા આવ્યા વિના મારો છૂટકો નહોતો, તેથી જ હું આવ્યો છું. મારા અંતઃકરણને તોડી–ફાડીને તેનાં ચીંદરડાં કરવાનું જ તેં તારા મનથી ઠરાવ્યું છે શું?"

તેના સ્વરમાં ગાંભીર્ય અને વેદના હતાં. જાણે તે પોતાના મુખથી નહિ પણ અંતઃકરણના ઊંડાણમાંથી બોલી રહ્યો હોય અને માત્ર તેના ઓઠ જ હાલતા હોય એવો વિનીતાને ભાસ થયો.

વિનીતા કશો જ ઉત્તર ન આપતાં સ્તબ્ધ ઊભી રહી.

થોડી વાર પછી ચંદ્રપ્રસાદ પુનઃ બોલ્યો: "વિનીતા ! તું કદાચ ખોટું માનશે પણ તને આમ ને આમ ઊંચકીને બળાત્કારે લઈ જવા માટે જ હું હવે આવ્યો છું. એટલે જ હું આવો અંધારાનો વખત જોઈને આવ્યો છું."

એમ બોલતો તે ઊઠ્યો અને વિનીતા તરફ આગળ વધ્યો.

પણ તે તેનો હાથ પકડે તે પહેલાં તે પોતાના સૂવાના ઓરડા તરફ દોડી અને "જાઓ, જાઓ," એમ બૂમ મારતાં તેણે એકદમ દ્વાર બંધ કર્યાં.

તે જ ક્ષણે દ્વાર તેના કપાળમાં જોરથી અથડાયું અને તેથી તેના મગજ ઉપર આઘાત થયો. તે ચીસ નાંખતી બારણામાં જ ફસડાઈ પડી. "ના, ના, હું જવાનો નથી !" એવા ચંદ્રપ્રસાદના શબ્દો તેને કાને પડ્યા અને ત્યારપછી તે બેભાન બની ગઈ.

તે ભાનમાં આવી, ત્યારે તેને માલૂમ પડયું કે માતા પોતાના ડીલે હાથ ફેરવી રહી હતી અને કહી રહી હતીઃ " હવે ઊઠે છે? જો તો, દિવસ કેટલો ચડી ગયો છે?"

વિનીતાએ બિછાનામાં પડયાં પડયાં સૂરજનો તડકો જોયો, માતા તરફ દૃષ્ટિ કરી, અને પૂછયું: " દિવાનખાનામાં ચંદ્રપ્રસાદ હજી બેઠા છે?"

વિજયા તેનું બોલવું સમજી શકી નહિ. તેણે પૂછયું: " ચંદ્રપ્રસાદ? તું શું કહે છે?"

પોતાના પ્રશ્નથી માતાને આશ્ચર્ય થયું, તે જોઇને વિનીતાને આશ્ચર્ય થયું. તે વારંવાર ઉઘાડમીંચ કરતી આંખો આમતેમ ફેરવવા લાગી. ચંદ્રપ્રસાદ આવ્યો હોવાનું કહેવું, એટલે જે વાત પોતે પ્રયત્નપૂર્વક માતાથી છુપાવી રાખી હતી, તે જ વાત માતાને કહી દેવા બરાબર હતું, એ તેના ધ્યાનમાં આવ્યું. તેણે પૂછયું: " મારા કપાળમાં ઢીમણું થયું છે?"

" ઢીમણું? ઢીમણું શાનું? તું શું પૂછે છે?"

" પરોઢિયે બારણું બંધ કરતાં મને કપાળમાં વાગ્યું હતું અને ઢીમણું થયું હતું. તે વખતે તેં જ તેની ઉપર સેક કર્યો હતો..."

વિજયાએ તુરત મેજ પરથી અરીસો લઇને વિનીતાની સામે ધર્યો અને પૂછયું: " દેખાય છે તારું ઢીમણું?"

વિનીતાએ અરીસામાં જોયું. ખરેખર તેને ઢીમણું થયું નહોતું. થોડા વખત પર ઢીમણું થયું હોય એવું કશું ચિહ્ન પણ દેખાતું નહોતુંઃ " ત્યારે આ શું થયું?"

" તને સ્વપ્ન આવ્યું હશે, સમજી?"

" સ્વપ્ન?"

વિનીતાએ ચમત્કારિક મુખમુદ્રાથી માતા સામે જોયું. તેની માતા જેને સ્વપ્ન ઠરાવતી હતી, તે પ્રસંગની તીવ્ર ભાવના તેના મનમાં

પુનઃ જાગ્રત થઇ અને તે સહન ન થવાથી તેણે પોતાના બેઉ હાથે મ્હોં છુપાવીને રડવા માંડયું.

વિજયા આ પ્રકારથી વિસ્મય પામી અને ગભરાઇ. તેણે વિનીતાને બહુ બહુ પૂછયું પણ તેણે કશો જવાબ ન આપતાં રડયા જ કર્યું.

રડીને હૈયાનો ભાર ઓછો કર્યો, તો તુરત તેને શરીરે તાવ ચડયો.



## ૩૩

## વીરેંદ્રના ગરીબખાનામાં વિનીતાનો સત્કાર

કોલેજની બહાર વીરેંદ્ર વિનીતાને મળ્યો; ત્યારપછી પાંચ–છ દિવસ સુધી તેણે વિનીતાની રાહ જોયા કરી. તે કોઇ પણ વખતે પોતાને મળવા આવશે એમ માનીને તે સવારે ઘરની બહાર નીકળતો નહિ, અને કાંઇ કામસર તેને ઘેરથી નીકળવું પડતું, તો તુરત જ તે પાછો ઘેર આવી જતો. તે એમ માનતો કે વિનીતા કોઈ પણ દિવસે પોતાને મળવાને આવશે.

આજે સવારે તેને બહાર જવાની જરૂર પડી હતી. કામ પૂરું કરીને ઉતાવળે ઘેર પાછા ફરવાનો તેણે બહુએ યત્ન કર્યો પણ તેથી કશું વળ્યું નહિ. પાછા ફરતાં અગીઆર વાગી જવા આવ્યા, એટલે તેણે હોટેલમાં જમીને જ ઘેર જઈ પહોંચવાનું ધાર્યું. પણ તુરત તેના મનમાં એમ પણ આવ્યું કે કદાચ અત્યારે જ વિનીતા પોતાને મળવા ઘેર આવશે અને પોતે તે વખતે ઘેર નહિ હોય તો તે પાછી જશે અને કોણ જાણે ફરીથી તે કયારેય આવશે; જમવાનું તો વહેલું મોડું ગમે ત્યારે પતાવી લેવાય. આમ વિચાર કરીને વીરેંદ્ર વિનીતા આજસુધી કેમ ન આવી તેનો વિચાર કરતો પોતાની ઓરડી પર જઈ પહોંચ્યો.

દ્વાર ઉઘાડતાં જ તેણે અંદર એક ચિઠ્ઠી પડેલી જોઇ. તેણે ઉતાવળે તે ઉખાળીને વાંચી. તેમાં લખ્યું હતું:

"હું સાડાનવ વાગ્યે આવી હતી. મને થોડા દિવસ તાવ આવી ગયો એટલે ચાર–પાંચ દિવસ સુધી હું આવી શકી નહોતી. હવે આવતી કાલે ઘણું કરીને આવીશ. પણ તે વખતે બરફી લાવીને હાજર રાખજો, કારણકે હું બક્ષીસ માંગવાની છું."

ચિઠ્ઠી વાંચીને વીરેંદ્રને પસ્તાવો થયો કે આજે પોતે ઘેર ન રહ્યો તેથી જ વિનીતાનો મેળાપ ન થયો; પણ આવતી કાલે પુનઃ તે આવવાની છે એવું યાદ આવતાં તેને આનંદ પણ થયો. હર્ષ અને શોકના મિશ્ર વિકારથી તેનું મન વ્યાપ્ત થઇ ગયું. વિનીતાએ ચિઠ્ઠીમાં બરફીની બક્ષીસ માંગવાનું લખ્યું હતું તેથી તેને ખૂબ ગમ્મત પડી. એમ લખવાનો ખરો અર્થ શો હશે તે વિષે તેણે આખો દિવસ તર્કો દોડાવ્યા.

બીજે દિવસે તે રોજ કરતાં વહેલો ઊઠીને બહાર જઈ આવ્યો. તેટલા સમયની અંદર વિનીતા આવે નહિ તે માટે તેણે પ્રભુને પ્રાર્થના કરી અને કદાચ તે આવે તો તે પોતાની રાહ જોઇને થોભે તેટલા માટે તેણે ઓરડીનાં બારણાં બંધ ન કરતાં ખુલ્લાં રાખ્યાં. પાછા આવ્યા પછી તેણે ઉતાવળે હજામત કરી નાંખીને સ્નાન કરી લીધું. હજામત કરતાં અને ન્હાતાં તે આજે અસાધારણ ઉતાવળ કરતો હતો એમ તેના ખયાલ બહાર રહ્યું નહિ. એ ખયાલ કરતાં તેને પોતાની જાત ઉપર હસવું પણ આવ્યું.

નહાઇ રહ્યા પછી તેણે અરીસામાં મ્હોં જોઈ વાળ ઓળવા માંડયા ત્યારે તેના જોવામાં આવ્યું કે હજામત કરતી વખતે તેના કાન પાસે નાનોસરખો ઘા પડયો હતો, પરન્તુ તેને આશ્ચર્ય થયું કે પોતાને એ ઘા પડવાની કે લોહી નીકળ્યાની ખબર જ કેમ નહિ રહી હોય?

વાળ ઓળીને તે એક પુસ્તક વાંચતો બેઠો. પુસ્તક વાંચવામાં તેનું ચિત્ત નહોતું, તેનું મન માત્ર વિનીતાની જ રાહ જોઇ રહ્યું હતું.

તેને બહુ રાહ જોવી પડી નહિ. નવેક વાગતાં વિનીતા આવી અને બારણા બહાર ઊભી ઊભી પૂછી રહી: "મે આઈ કમ ઇન ?"

"ઓહો, તમે જ છો કે ? આવો, આવો, તમારે વળી એમ રજા માંગવાનો શિષ્ટાચાર શાને કરવો જોઈએ ?"

તે અંદર આવી અને ખુરશી પર બેઠી.

વીરેંદ્રે પૂછ્યું : "તાવ કેવોક આવતો'તો ?"

"બહુ આવતો હતો, પણ..."

"રોજ આવતો હતો ?"

"હા."

વિનીતાના ત્રુટક અને ટૂંકા જવાબો પરથી વીરેંદ્રને લાગ્યું કે તેને એ વિષય ગમતો નહોતો. તુરત જ તેણે પૂછ્યું: "હવે તો કોલેજમાં ત્રણ માસની રજા પડી ને ? એટલે વિશ્રાંતિથી તબિયત સુધરી જશે."

"હા, રજાઓમાં તબિયત સુધારવા હું ખાસ યત્ન કરવાની છું. તમારા લાઠીના વર્ગમાં આવું ?"

"ના."

"એમ કેમ ?"

"હું તમને લાઠી નહિ શીખવું એમ કહેવા ઇચ્છતો નથી, પણ વર્ગમાં નહિ."

વીરેંદ્રનું એ કથન વિનીતાને ચમત્કારિક લાગ્યું; પણ તે વખતે વિનીતાને વિનોદિનીનું એક વારનું કથન સાંભર્યું કે "કેટલીક વાર પુરુષો સહજ બોલતા હોય છે, અને સ્ત્રીઓ તેનો નકામો બીજો અર્થ કરી નાંખે છે." એટલે તેણે વાતનો વિષય બદલ્યો અને કહ્યું: "વારુ, તમે જે કામ મને સોંપ્યું હતું તે વિષે આપણે વાતચીત કરીએ."

"હા, કહો."

પછી વિનીતાએ વિનોદિનીને લખેલો પત્ર અને તેનો વિનોદિની તરફથી આવેલો જવાબ, એ બધું વીરેંદ્રને સંક્ષેપમાં કહ્યું.

તે સાંભળીને વીરેંદ્ર આનંદથી બોલ્યો: "તમારો હું કેટલો આભાર માનું, તે મને સમજાતું નથી. હવે જે અરજી મોકલવાનું તમે કહો છો, તે તમે અને હું મળીને અત્યારે જ લખી નાંખીશું?"

"ભલે!"

તે તુરત જ ઊઠ્યો અને એક ફાઇલમાંથી કોરા કાગળ કાઢવા લાગ્યો. વિનીતા તેને જોઈ રહી.

વીરેંદ્ર કાગળ લાવીને ફરી તેની પાસે બેઠો અને બોલ્યો: "હં, બોલો, અરજી કેવી રીતે લખવી?"

"શું તમે કોઇ વાર અરજી લખી જ નથી?"

"ના રે, મારે અરજી શાની કરવાની હોય? બૂટ પોલીશ કરવા માટે કાંઇ લેખી અરજી થોડી જ કરવી પડે છે!"

"તે કામમાં તમને રોજ કેટલા પૈસા મળે છે?"

"રૂપિયો–સવા રૂપિયો."

"હું સમજી શકતી નથી કે એટલા પૈસામાં તમે કેવી રીતે ચલાવી શકો છો."

વીરેંદ્ર હસતો હસતો બોલ્યો: "કરી જુઓ એ ધંધો એટલે સમજાશે."

"ઉંહુંહું!"

વિનીતાનાં રોમ કંપી ગયાં હોય એવો તેના મ્હોંનો ભાવ જોઇ વીરેંદ્રે એ વાત બંધ કરી અને કાગળ ઉપર પચીસ ત્રીસ લીટીઓમાં અંગ્રેજી લખાણ કરી નાંખ્યું. કાગળ પૂરો કરીને તેણે તે વિનીતાના હાથમાં મૂકતાં કહ્યું: "વાંચી જુઓ જોઇએ, ઠીક છે ને?"

વિનીતાએ જોયું કે જેમ એ અક્ષરો સુંદર હતા, તેમ તેમાંનું અંગ્રેજી લખાણ પણ સફાઈદાર હતું; અને ભાષા તો ખૂબ ઘડાયલી

જણાઇ આવતી હતી. તે વાંચી રહીને વિનીતા બોલી: "એક સવાલ પૂછું ?"

"પૂછો."

"તમે જે નિશાળમાં બૂટ પોલીશ શીખ્યા હો, તે નિશાળનું નામ આપશો ?"

"કેમ વારુ ?"

"એ અજબ નિશાળ જોવા જેવી હોવી જોઇએ. મારે મારું અંગ્રેજી સુધારવું છે, તે માટે મારે પણ તે નિશાળમાં જવું જોઈએ એમ તમારું લખાણ વાંચતાં મને લાગે છે."

"તમે મારાં વખાણ કરી મને શરમાવો છો. આ શું બહુ સારું અંગ્રેજી કહેવાય ? વારુ, તમે તે ફરીથી બરાબર વાંચી જાઓ, એટલી વારમાં હું તમારે માટે ચાહ બનાવી લઉં...ચાહ નહિ ? ત્યારે નીચેની દુકાનમાંથી કાંઈ ઠંડું પીણું લઈ આવું ? વારુ."

એમ કહી ચંપલ પહેરી વીરેંદ્ર નીચે ચાલ્યો.

વિનીતાએ અરજીનું લખાણ ફરીથી વાંચ્યું, પણ એટલી વારમાં વીરેંદ્ર પાછો ફર્યો નહિ. તેણે કાગળ મેજ પર પાછો મૂકયો.

સહજ તેણે મેજનું ખાનું ખેંચ્યું. તે ઉઘાડું હતું. ફુરસદની ક્ષણો વિતાવવા માટે માણસ કોઇ કોઇ વાર બેઠાં બેઠાં તણખલાં તોડે છે, તેમ વિનીતાએ માત્ર કર્યું હતું. પણ ખાનું ઉઘાડતાં તેની દૃષ્ટિ એક નાના ફોટો ઉપર પડી. તે ફોટો એક વયોવૃદ્ધ યુરોપિયનનો હતો. તેની પાછળ લખ્યું હતું: "ઓકસફર્ડના મારા પરમ પ્રિય ગુરુ પ્રોફેસર ડેવીસ."

વિનીતાએ જોયું કે એ અક્ષરો અને હમણાં તેણે વાંચેલી અરજીમાંના અક્ષરો એકસરખા જ હતા.

આ બધું સહજ સહજ થઇ ગયું, પણ હવે તેને વિચાર આવ્યો. જો વીરેંદ્રનો ગુરુ આ પ્રોફેસર હોય તો તેણે જરૂર વિલાયતમાં શિક્ષણ લીધું હોવું જોઇએ.

તેને વીરેંદ્ર સંબંધી વધુ જાણવાની જિજ્ઞાસા પ્રકટી. તે આવે તે પહેલાં જ કાંઇક વધુ જાણી લેવાય તો ઠીક એવી ચોરી પણ તેના મનમાં જન્મ પામી. એ ફોટો ઉપરથી વીરેંદ્ર ખરેખર કોણ છે તેની માહિતી મળી શકતી નહોતી અને તે તે જાણી લેવા ઉત્સુક હતી. ખાનામાંના બીજા કાગળો તપાસતાં તેવી માહિતી મળવાનો સંભવ હતો. તેણે એક કાગળ ઉપાડ્યો, પણ એટલામાં દાદર ખખડ્યો. વીરેંદ્રના ચંપલનો અવાજ આવવા લાગ્યો. તેણે તુરત જ કાગળ મૂકી દીધો, ખાનું વાસી દીધું, અને પોતે સહજમાં જે કાંઇ જોયું હતું તે હવે છુપાવી રાખવાની ચૌરવૃત્તિ પ્રબળ બની. એ વૃત્તિએ તેને ભય ઊપજાવ્યો કે ખાનું બંધ થયાનો અવાજ વીરેંદ્રે સાંભળ્યો તો નહિ હોય ? તેનાં રોમ કંપી ગયાં.

વીરેંદ્ર આવ્યો. તેની સાથે હોટલનો છોકરો ડ્રીંકનો ગ્લાસ લઈને આવ્યો હતો. તે ગ્લાસ વીરેંદ્રે પોતાને હાથે ટેબલ પર મૂકતાં પૂછ્યું: "કેમ, અરજી બરાબર છે ને ?"

વિનીતાએ પીવાને માટે ગ્લાસ ઉપાડતાં માથું ધુણાવી હકાર સૂચવ્યો. ગભરાટથી તેનું ગળું સુકાતું હતું એટલે તુરત તેણે ગ્લાસ મ્હોંએ માંડ્યો.

"થોભો, થોભો"! વીરેંદ્ર એકદમ બોલ્યો: "પહેલાં બરફી ખાઓ, અને પછી પીઓ!"

"એમ? શું ખરેખર તમે બરફી લાવી રાખી છે?"

"બરફી જ નહિ, બીજુંય કાંઇક ખરું..."

"બીજું વળી શું?"

"તે હમણાં નહિ કહેવાનું!"

એમ કહી વીરેંદ્રે એક ખૂણામાં ઢાંકી રાખેલી બરફીની તાસક મેજ ઉપર લાવીને મૂકી.

તાસક તરફ જોતી તે બોલી: "આટલી બધી બરફી મારે એકલીએ જ ખાવાની? તમે મદદ નહિ કરો?"

"ખવાય તેટલી તો ખાઓ: અને હું મદદ પણ કરીશ."

વિનીતાએ માંડમાંડ એક ટુકડો ખુટાડ્યો અને પછી તે વીરેંદ્રની માફી માંગતી બોલી: "મારાથી વધુ નહિ ખવાય."

"એકાદ તો વધુ લ્યો."

"નહિ, નહિ, માફ કરો. હજી હમણાં જ મને તાવ ઊતર્યો છે, અને વળી કુપથ્ય થઇ જશે."

એમ કહીને તેણે ગ્લાસ ઊચકી કોલ્ડ ડ્રીંક પીવા માંડ્યું. તેણે ગ્લાસ ખાલી કર્યો કે તરત વીરેંદ્રે તેની સામે એક નાજૂક ફૂલનો ગજરો ધર્યો!

"ફૂલ! ગુલાબનાં ફૂલ! મને એ ફૂલ બહુ ગમે છે." તેણે ગજરો હાથમાં લીધો અને કહ્યું: "પહેલાં કહેવાની ના કહી'તી તે આ જ કે?"

વીરેંદ્ર સ્મિત કરી રહ્યો.

"આ પ્રમાણે પુષ્પોની ભેટ આપવાનો રીવાજ આપણા દેશમાં નથી, વિલાયતમાં એવો રીવાજ બહુ ચાલે છે, નહિ વારુ?"

"મને ગરીબને એવી ખબર ક્યાંથી હોય? તમે વિલાયત જઇને જોજો અને પછી મને પત્રમાં લખી જણાવજો."

"હા, હું જવાની છું. બધીમાં કઈ યુનીવર્સિટી સારી ગણાય છે? ઓક્સફર્ડને ઘણા સારી માને છે." એ શબ્દો બોલતાં વિની-તાએ વીરેંદ્ર ભણી નિરખીને જોયું પણ તેના ચહેરા પર કાંઇ વિશિષ્ટ ભાવ માલૂમ પડ્યો નહિ.

વિનીતા ગજરાની સુગંધ લેતાં બોલી: "પણ આ હું ઘેર ક્યાં લઇ જઉં? અહીં જ રાખી જઉં તો નહિ ચાલે?"

"વારુ, ભલે મૂકી જાઓ; પણ તે સુકાઇ ગયા પહેલાં તમારે અહીં ફરીથી આવવું જોઇશે."

"આવીશ. મને હમણાં રોજ-રોજ આ ભાગમાં આવવાની જરૂર પડે તેમ છે. હું એક નિબંધ લખવાની છું અને તે માટે મારે કેટલીક માહિતી એકઠી કરવાની છે."

"એમ? કેવી માહિતી?"

વિનીતાએ નિબંધ વિષેની બધી હકીકત વીરેંદ્રને કહી. તે સાંભળી રહ્યા પછી વીરેંદ્ર બોલ્યો: "એક સૂચના કરું?"

"કરો."

"તમે માહિતી માટે જે ખાનાં પાડયાં હોય તેમાં એક ખાનાનો વધારો કરો. મધ્યમ સ્થિતિની કેટલી હિંદુ સ્ત્રીઓ વ્યવસ્થિત રીતે શારીરિક શિક્ષણ લે છે, તે માટેના આંકડા પણ એકઠા કરો."

"તમારી સૂચના બહુ મજાની છે. પણ એક વાત તમને કહું. મધ્યમ સ્થિતિની સ્ત્રીઓની સમજણ એવી હોય છે કે ઘરમાં જ રોજ જે કામકાજ તેઓ કરે છે તેથી તેમને પૂરતો વ્યાયામ મળી રહે છે."

"પુરુષોએ પોતાની મતલબ માટે જ સ્ત્રીઓને આવું સમજાવ્યું હોય છે."

"નહિ, નહિ, એમ કેમ કહી શકાય?"

"ત્યારે બીજું શું? રસોઇ કરવી, કપડાં ધોવાં, દળવું–ખાંડવું એ વ્યાયામ નથી. એવું કષ્ટ પ્રમાણસર કરે તો ઠીક, પણ વધુ કરે તો શરીરનો ક્ષય થાય. અને વળી એવાં કષ્ટોથી આત્મસંરક્ષણ કરવાની વિદ્યા તો સ્ત્રીઓ કદાપિ મેળવી શકવાની નહિ."

"એ તો ખરી વાત."

પછી સ્ત્રીઓની સ્થિતિ વિષે બેઉ વચ્ચે વાતો ચાલી. તે ઉપરથી વિનીતા જોઇ શકી કે સ્ત્રીઓની ઉન્નતિ માટે વીરેંદ્ર બહુ જ લાગણી ધરાવે છે.

વિનીતા તેની રજા લઇને જવા નીકળી, ત્યારે વીરેંદ્રે પૂછયું: "હવે પાછાં કયારે આવશો?"

"ગુલાબનાં ફૂલ કેટલાં દિવસ ટકે છે?"

"બહુ તો એક દિવસ!"

"વાહ! તમે તો ધૂર્ત લાગો છો!" એમ બોલતાં તે હસી અને ઓરડીની બહાર નીકળી.



## ૩૪

# હિંદુ સ્ત્રીઓની દુર્દશાનો કૂટ પ્રશ્ન

વિનીતા સમક્ષ એક પછી એક ક્ષોભકારક પ્રશ્નો ઉપસ્થિત થવા લાગ્યા હતા. મધ્યમ સ્થિતિની હિંદુ સ્ત્રીઓની તપાસ કરતાં તેને જે જે માહિતી મળતી હતી, તે આ પ્રશ્નો ઊપજાવી રહી હતી. એમાંનો એક પ્રશ્ન તો એવો હતો કે જે તેના મનને ખૂબ ગૂંચવી રહ્યો હતો. એ પ્રશ્નનો વિચાર કરતાં કરતાં તે પોતાના મનમાં જે મતો બાંધ્યે જતી હતી, તે મતો તેને પોતાને ભીતિ પણ ઊપજાવી રહ્યા હતા.

એક દિવસ બપોરે તે પોતાની માહિતીનું ટાંચણ કાગળ ઉપર કરી રહી હતી, એટલામાં વિજયા ત્યાં આવી. વિનીતા લખવાને બદલે પેન્સીલને દાંતમાં ભરાવી સામેની બારી તરફ દષ્ટિ કરી ખૂબ ઊંડા વિચારમાં પડી હતી. વિજયાએ તેને જોઈને પૂછ્યું: "તું લખવા બેઠી છે કે વિચાર કરવા ?"

વિનીતા વિચારનિદ્રામાંથી ચમકીને જાગી અને દાંતમાંથી પેન્સીલ કાઢી લઈને બોલી: "વિચાર કર્યા વિના કાંઈ લખી શકાય છે? લખવા માટે જ વિચાર કરું છું."

"પણ આમ ઊંડા વિચારમાં પાડી દેનારું તારું લખાણ કેવું છે?"

"બા ! આ મારી આગળ પડેલા કાગળ પરના કેટલાક આંકડા એટલા ભયંકર છે કે તે મારા મનમાં વિચારનાં મોજાં ઊછળાવી રહ્યાં છે. આપણા સમાજનું બંધારણ જ તરેહ તરેહના ઢોંગ ઉપર જાણે રચવામાં ન આવ્યું હોય એવું મને લાગે છે. તેની વચ્ચેથી માર્ગ કેવી રીતે કાઢવો અને તે માર્ગ ક્યારે નીકળશે તેનો વિચાર કરતાં મારું ચિત્ત ગૂંચવાડામાં પડી જાય છે."

વિજયાએ તે સાંભળીને કશો જવાબ આપ્યો નહિ, પરન્તુ તે વિનીતાની બાજુએ પડેલી ખુરશી પર બેઠી. વિનીતા પોતાના કથનનો

કોઈ વિશેષ ખુલાસો કરે તો ઠીક, એવી જ માતાની ઇચ્છા વિનીતા સમજી, એટલે તે બોલી:

"બા! મેં એકત્ર કરેલી માહિતી ઉપરથી મેં કેટલાંક પ્રમાણો કાઢયાં છે તે સાંભળ. બાળલગ્નો ઓછાં થવા લાગ્યાં છે એમ કહીએ છીએ, પરંતુ મુંબઈના જે એક ભાગની હું તપાસ કરી રહી છું તે ભાગમાં પંદરમા વર્ષની અંદર પરણેલી સ્ત્રીઓનું પ્રમાણ સેંકડે લગભગ ૪૦ ટકા જેટલું છે. સોળમા વર્ષે જેમને માતૃત્વ પ્રાપ્ત થયું છે એવી સ્ત્રીઓની સંખ્યા સેંકડે ૬૦ થી ૬૫ જેટલી છે. જેમની ઉમર ૩૦ વર્ષની પૂરી થઈ છે તેમને સરાસરી ૫ થી ૭ બાળકો થયાં છે તેમાંનાં ૨ મરણ પામેલાં છે, ૨–૩ રોગગ્રસ્ત છે અને એકાદ બાળક માંડ નીરોગી હોય છે. એવાં કુટુંબોની સાંપત્તિક સ્થિતિ જોઇએ તો સરાસરી મહિને ૪૦–૪૨ રૂપિયા જેટલી હોય છે અને તેટલા ઉપર તેઓ નિર્વાહ ચલાવે છે. એક કુટુંબની હકીકત તો અત્યંત ખેદજનક માલૂમ પડી છે. કુટુંબનો વડીલ કે જેના ઉપર આખા કુટુંબના નિર્વાહનો આધાર છે તેને માસિક ૪૫ રૂપિયા મળે છે. બાઈની વય ૩૩ વર્ષની છે. તેને આજ સુધીમાં ૧૧ બાળકો થયાં છે જેમાંનાં ૭ હયાત છે. તે બાળકોની સ્થિતિ જોઈ ને મારાથી રડયા વિના રહેવાયું નહિ. તેમને એક ટંક પણ પૂરું ભોજન મળતું હશે કે કેમ એ શંકાભરેલું છે. મેં એ જોયું ત્યારથી મનમાં વિચાર કરી રહી છું કે કોઈ સ્ત્રીથી અનૈતિક વર્તન થઇ ગયું હોય તો આપણો સમાજ તેનો અને તેનાં બાળકોનો તિરસ્કાર કરે છે અને ભયંકર શાસન કરવા તત્પર બને છે, પણ તે પેલાં બાળકો માટે કશુંય કરવા તૈયાર હોતો નથી; કેવળ પવિત્ર અને ધર્મસંસ્કારપૂર્વક થએલા લગ્નનાં તે ફળો છે. એ બાળકોની માતા પૂર્ણ રીતે નીતિસંપન્ન છે. તો પછી એ બાળકોની દુર્દશા ઓછી કરવાને સમાજે શું પ્રયત્ન ન કરવો જોઈએ? તેમના વ્યવસ્થિત પાલન–પોષણની જવાબદારી સમાજે ન લેવી જોઇએ? પણ સમાજ તો કશું કરતો નથી! બધી

ડઝન બાળકોની એ માતાઓ–એ ધર્મપરાયણ, નીતિસંપન્ના, સતી સાવિત્રી જેવી મહા પતિવ્રતાઓ–સંકટોમાં સબડી રહી છે, અને તેમનાં પેલાં બાળકો–સમાજે ઠરાવેલા નીતિનિયમનાં ફળો–રડતાં, પડતાં, આખડતાં, મૃત્યુ મુખમાં હોમાઈ રહ્યાં છે! આપણાં ધર્મ-માર્તંડો, સનાતની મહાશયો, અગ્નિહોત્રીઓ, આર્યસંસ્કૃતિનો જયઘોષ ગજાવનારા લેખકો તથા વક્તાઓ અને એ નેતાઓની પાછળ દોડનારા હજારો–લાખો સામાન્ય સ્ત્રીપુરુષો આ ભયંકર દૃશ્ય ખુલ્લી આંખે જોઇ રહ્યાં છે! પણ કોઇ કુમારિકાને કે વિધવાને બાળક થયું હોય, તો બધાય લોકો એકદમ 'ભ્રષ્ટાચાર–ભ્રષ્ટાચાર'ની ગર્જના કરીને તેને અને તેના બાળકને જીવતાં દાટી દેવા માટે દોડાદોડ કરી મૂકે છે; જાણે સમાજનાં બધાંય બાળકોના પાલનપોષણની જવાબદારી તેઓ જ માથે લઇને ફરતા ન હોય! અને તેમના ઉપકારને પાત્ર કોણ અને અપાત્ર કોણ એ ઠરાવવાનો હક્ક તેઓ પોતે જ ધરાવી રહ્યા ન હોય! સ્ત્રીઓ પર કૃપા કરવાની સમાજને જરાએ ઇચ્છા નથી અને તેનામાં તેવી પાત્રતા પણ નથી. સ્ત્રીઓના વર્તન સામે વિરોધ ઉઠાવવાને જ માત્ર સમાજ સદા તૈયાર હોય છે! જુઓ તો આ ઢોંગ! કેવળ દુષ્ટતા જ! એ ઢોંગ અને દુષ્ટતા પર આધાર રાખતા નીતિનિયમો સ્ત્રીઓએ પાળવા જ શામાટે જોઇએ? અને તે નિયમોનો અન્યાય જાહેરમાં લાવવા માટે તેનો ખુલ્લે ખુલ્લો ભંગ કરીને સમાજને 'ચેલેંજ' કરનારી સ્ત્રી તો આપણા સમાજમાં ક્યારે અવ-તરશે તે કોણ જાણે!"

વિનીતા આટલું બોલીને પાછી સામેની બારી તરફ શૂન્ય દૃષ્ટિથી જોઇ રહી, જાણે કે આ બધું ભાષણ તેણે પોતાના મનને જ ન સંભળાવ્યું હોય! પણ તુરત જ તેનું ધ્યાન માતા તરફ ગયું અને તે વિજયા તરફ જોઇને બોલી: "બા, મારી વિચારસરણીમાં કાંઈ ભૂલ તો થતી નથી ને?"

વિજયાની મુખમુદ્રા અત્યંત ગંભીર બની ગઇ હતી. તેના

અંતરમાં કાંઈ કાંઈ વિચારો આવ્યા કરતા હતા, પરંતુ તે બધા વ્યક્ત ન કરવાનો તેનો મનોનિશ્ચય હતો. છેવટે તે બોલી: " વિનીતા! તારી વિચારસરણી મને ભૂલભરેલી લાગે એ શું શક્ય છે? જે વિચારો આજે તું દર્શાવી રહી છે, તે તો આ અંતઃકરણમાં વધુ નહિ તો વીસ વર્ષથી સળગી રહ્યા છે. આર્થિક પરતંત્રતા કરતાંય કુદરતે સ્ત્રીને જે માતૃત્વ આપ્યું છે તેની પરતંત્રતા જ સ્ત્રીઓની દુર્દશાનું વધારે મોટું કારણ છે. તેમાંથી માર્ગ કાઢવા માટે સમાજની સાથે મોટા જંગ આદરવાનો છે. તે હિંમત અને સામર્થ્ય દાખવનારી સ્ત્રી આપણા હિંદુ સમાજમાં તો જ્યારે જન્મે ત્યારે ખરી."

આ વાતચીત ચાલતી હતી, એટલામાં કોઇ બાઇ વિજયાને મળવા આવી અને તેને તુરત જવું પડયું; પણ વિનીતાના મનમાં તો એ જ વિચાર એકસરખી રીતે ઘોળાયા જ કર્યા. બીજે દિવસે તે વીરેંદ્રને ત્યાં જવા નીકળી ત્યારે પણ તેના મનમાં એ જ વિચારો આવ્યા કરતા હતા.

જે માર્ગે થઇને વિનીતા વીરેંદ્રને ત્યાં જતી હતી તે માર્ગે વીરેંદ્રની ચાલીની નજીક જ ફૂટપાથ પર ટપાલનો એક થાંભલો હતો, ત્યાં આગળ નટવર ઊભો હતો: જાણે તે વિનીતાની રાહ જોઈને જ ત્યાં ઊભો હોય, તેમ વિનીતા અને નટવરની દૃષ્ટિ મળી કે તુરત તે તેની પાસે આવ્યો, એટલે વિનીતાને જરા ઊભા રહેવું પડયું. તુરત નટવરે કહ્યું: " બહેન! મને થોડું તારું કામ છે."

" કામમાં તો બીજું શું હશે? પૈસા જોઇતા હશે, પણ મારી પાસે અત્યારે બે આનાથી વધારે પૈસા જ નથી."

" ના ના, બીજું કામ છે."

" તો પછી રેવા ફોઇની માંદગીની અને તેમને માટે ડાક્ટરની દવા માટે જોઇતા પૈસાની વાત હશે."

" વિનીતા! મારી હાંસી ન કર. હું કહું તે વાત એક વાર બરાબર સાંભળી લે."

"તો જલદી બોલ; આમ રસ્તામાં વધારે વખત ઊભા નહિ રહેવાય મારાથી."

"તો આપણે ચાલતાં ચાલતાં વાત કરીશું." એમ કહી નટવર ચાલવા લાગ્યો અને વિનીતા પણ તેની સાથે ચાલવા લાગી. બે ડગલાં ભરીને નટવર બોલ્યો: "બ્હેન, તું ભયંકર સંકટ તરફ ડગલાં ભરી રહી છે અને તને ચેતાવવી એ મારું કામ છે, તેથી જ હું તારી રાહ જોઈને ઊભો હતો. તું જાણે છે કે હું તારો મોટો ભાઇ છું."

વિનીતાએ ચિડાયા સરખું મ્હોં કરીને કહ્યું: "એ વાક્ય તું મને ફરીથી કોઇ વાર ન સંભળાવીશ."

"વારુ જવા દો. હું પૂછું છું કે અત્યારે તું ક્યાં જઈ રહી છે?"

"તે પૂછનાર તું કોણ?"

"તું ન ઇચ્છે તોપણ હું તને ફરીથી કહું છું કે હું તારો મોટો ભાઇ છું અને તેથી મારે તને ચેતાવવી પડે છે કે જે માણસને ત્યાં તું અત્યારે જઈ રહી છે તે માણસ કોણ છે તેની તને ખબર છે?"

"હા, તે ગમે તે માણસ હોય, પણ તે સારો માણસ છે એટલું તો હું જાણું છું."

"પણ ફરીથી તેને ત્યાં જવું એ તારે માટે હિતાવહ નથી."

"એ મારી મરજીની વાત છે; પણ હું જઉં ત્યારે તું આમ પહેરો ન ભરે તો બસ છે."

"વાહ! હું પહેરો કેમ ન ભરું? એ તો મારી ડ્યુટી છે—ફરજ છે."

"હાં, હાં, પિતાના મૃત્યુ પછી તું મારો વડીલ બની બેસવા માંગતો હોઈશ, ખરું ને?"

"નહિ, નહિ, હું તો એમ કહું છું કે આમ પહેરો ભરવો એ મારી નોકરીની ફરજનો એક ભાગ છે."

"શું?"

"હા, તું હજી મને ઓળખી શકી નથી. હું તારો ભાઇ તો છું જ, પણ તે સાથે છૂપી પોલીસનો માણસ છું. મેં સી. આઇ.

ડી. ખાતામાં નોકરી લીધી છે અને એ વીરેંદ્રની હીલચાલ ઉપર નજર રાખવાનું કામ મને સોંપાયું છે. આ છૂપી વાત તને મારાથી ન કહેવાય, પણ હું તારો ભાઇ અને હિતચિંતક છું, એટલે જ આમ ગુપ્ત રીતે હું તને ચેતવણી આપવા ઇચ્છું છું."

"બીજું બધું તો ઠીક, પણ છેવટે તું નોકરી કરવા લાગ્યો, એ જાણીને મને સંતોષ થયો."

"પણ મેં ચેતવણી આપી તેનું શું ? વહેલો મોડો એ વીરેંદ્ર જેલમાં ગયા વિના નહિ રહે. અને તેની સાથેનો તારો જરા પણ સંબંધ તારી પર આફતનું વાદળ લાવશે."

"તે મારે જોવાનું છે. તું તારે રસ્તે પડ." વીરેંદ્રની ચાલી આવી એટલે વિનીતાએ કહ્યું.

નટવર બબડતો ચાલ્યો ગયો અને વિનીતા સીઢી ચડવા લાગી.



## ૩૫

## "તમે ખરેખર કોણ છો ?"

પહેલાં વિનીતાએ એવું સાંભળ્યું હતું કે વીરેંદ્ર પોતે કદાચ છૂપી પોલીસનો માણસ હોય; અત્યારે નટવરે તેને એમ કહ્યું કે તેના ઉપર છૂપી પોલીસ નજર રાખી રહી છે : એ બેઉ બાબતો એવી હતી કે વીરેંદ્ર કોઇ ભેદી વ્યક્તિ હોવાનું સ્વાભાવિક રીતે જ વિનીતા માને. અને વળી તે બોલવા ચાલવામાં પોતાનું વ્યક્તિત્વ છૂપું રાખવા પ્રયત્નશીલ રહેતો હતો તે જોઈને વિનીતાનું આશ્ચર્ય વધ્યું.

પરન્તુ તે વીરેંદ્રની ઓરડીમાં ગઇ અને તેણે તેને જોયો કે તુરત જ એ વિચાર ઓસરી ગયો અને તેની સાથે તે વાતચીત કરવા લાગી. તે ઘેરથી નીકળી ત્યારે તેના મનમાં હિંદુ સ્ત્રીઓની દુર્દશાનો કૂટ પ્રશ્ન રમી રહ્યો હતો, એટલે એ જ પ્રશ્ન સંબંધી તે

વીરેંદ્ર સાથે વાતચીત કરવા લાગી અને છેવટે એ બાબતમાં તેણે વીરેંદ્રનો મત પૂછ્યો.

વીરેંદ્ર બોલ્યો: "હું માનું છું કે તમે મારા મતને નકામું મહત્ત્વ આપો છો. હું કોઈ વિદ્વાન નથી કિંવા એવા પ્રશ્નનો ઊંડો વિચાર મેં કર્યો હોય એવું પણ નથી. પણ કોઇ વાર હું મનમાં વિચાર કરું છું ત્યારે મને શું લાગે છે તે હું તમને કહું છું. સ્ત્રી અને પુરુષ એ કઇ બાબતોમાં સમાન છે અને કઈ બાબતોમાં પુરુષ સ્વતંત્ર રહે છે તથા સ્ત્રીનું શોષણ થાય છે તે આપણે જોઈએ. યૌવનમાં પ્રવેશ કરતી વખતે સ્ત્રી અને પુરુષ બેઉનાં અંતઃકરણમાં એક જ પ્રકારના ગૂઢ મનોવિકારના તરંગો ઊઠવા લાગે છે. એ બાબતમાં બેઉની સ્થિતિ સરખી જ હોય છે. તે મનોવિકારના શમન માટે સ્ત્રીએ કોઇ પણ પુરુષને અને પુરુષે કોઈ પણ સ્ત્રીને પસંદ કરવી, એ બાબતમાં પણ બેઉ સરખાં જ હોય છે. પછી એકબીજાનાં આકર્ષણની માત્રા વધવા લાગે છે, એટલે પરસ્પરના દેહમાં પણ એક પ્રકારની અભિન્નતા ઉત્પન્ન કરવા માટે કામક્રીડામાં ઉદ્યુક્ત થવાની બાબતમાં પણ બેઉની સ્થિતિ સરખી જ હોય છે. પણ તે પછી માત્ર એ સમાનતા કાયમ રહેતી નથી. દેહસમાગમથી ઉત્પન્ન થતી સંતતિ પોતાના ઉત્કટ પ્રેમના ફળ તરીકે સ્ત્રી જેટલી પુરુષને પણ કદાચ પ્રિય હશે, એટલે સ્ત્રી જેટલો જ વત્સલ પુરુષ નથી હોતો એ સમજણ કદાચ ખોટી હશે, પણ વાત્સલ્યનો પ્રશ્ન બાજુએ રાખીને પરિણામની દૃષ્ટિએ જોઈએ તો માત્ર પુરુષની અને સ્ત્રીની સ્થિતિમાં વિલક્ષણ અંતર ઉત્પન્ન થએલું આપણે જોઇએ છીએ."

વિનીતા વચ્ચે બોલી: "હું પણ એ જ કહું છું કે કુદરતે એમ સ્ત્રીઓની બાબતમાં મોટો પક્ષપાત અને અન્યાય કર્યો છે; તેથી મને કુદરત પર પણ ચીડ આવે છે."

વીરેંદ્ર ચમત્કારિક રીતે હસ્યો.

વિનીતાએ પૂછ્યું: " કેમ હસ્યા ?"

" તમને કુદરત પર ચીડ આવે છે પણ જરા ઊંડો વિચાર કરશો તો કુદરત ઉપર ચિડાવાનું કશું કારણ નથી એમ તમને જણાઇ આવશે. "

" કેવી રીતે વારુ ? "

" જુઓ; ગર્ભધારણ અને પ્રસૂતિની પીડા સ્ત્રીના ભાગમાં આવી છે ખરી, પણ કુદરતે એવી યોજના કરી રાખી છે કે એ પીડાના બદલામાં સ્ત્રીને દિવ્ય આનંદ અનુભવવાનો મળે છે, કે જે આનંદ પુરુષને મળવાનો સંભવ નથી. નાના બાળકને ધવાડતાં જે દિવ્ય પ્રેમની લહર સ્ત્રીના પ્રત્યેક અંગમાં સ્ફુરે છે તેની તુલના બીજા કોઇ આનંદ સાથે કરી શકાય તેમ નથી. કિંવા, જરા પણ દુઃખ થતાં જ ' બા ! ' કહેતું નાનું બાળક જ્યારે માતાની પાસે દોડી જઇને તેને વળગી પડે છે અને માતા તેને ચુંબીને પોતાના હૃદય સાથે દબાવે છે, ત્યારે સ્ત્રી જે અદ્વૈતાનંદનો ઉપભોગ કરે છે તે સુખનું મૂલ્ય શું કદાપિ આંકી શકાશે ? પુરુષને એ સુખ કદી મળવાનો સંભવ નથી. તેટલા માટે જ હું કહું છું કે કુદરતે સ્ત્રીના ભાગમાં મૂકેલા માતૃત્વ તરફ જ દૃષ્ટિ કરીને એમ માની લેવું કે કુદરતે સ્ત્રીને દુઃખ તથા પરતંત્રતા જ આપ્યાં છે તે બરાબર નથી. સ્ત્રીની ગુલામગીરી તો મનુષ્યે નિર્માણ કરી છે, કુદરતે નહિ ! વસ્તુતઃ જે માતૃત્વનું કાર્ય નૈતિક નથી તેમજ અનૈતિક પણ નથી, તેની ઉપર મનુષ્યે નીતિ–અનીતિનાં અસ્તર નકામાં લપેટી દીધાં છે. સ્ત્રી–પુરુષમાં ઉચ્ચતા–નીચતાની ભાવના ઉત્પન્ન થઇ છે અને સ્ત્રીઓને ગુલામગીરીમાં–પરતંત્રતામાં સબડવું પડે છે તે બધું આ માનવરચિત કૃત્રિમ બંધનનું પરિણામ છે. "

એ પ્રમાણે વીરેંદ્રે કેટલીક વાર સુધી બોલ્યા જ કર્યું. વિનીતા માત્ર તેને કૌતુકપૂર્વક સાંભળી રહી. વીરેંદ્ર ખરેખર કોણ હશે એ જાણવાની તેની આતુરતા તેના આ વિચારો જાણ્યા પછી વધવા લાગી.

વીરેંદ્ર બોલ્યો: "પણ હું ભાષણ કર્યાં કરું છું અને તમે તો કશું બોલતાં નથી, કેવળ સાંભળ્યા જ કરો છો; કાંઇક બોલો તો ખરાં! શું મારા કથનમાંથી કોઇ વાત વિરોધ કરવા જેવી પણ તમને લાગતી નથી કે જેથી તમે એકાદ પ્રશ્ન પણ પૂછતાં નથી?"

"હું સાંભળું છું તો ખરી, પણ તે કરતાંય વધારે વિચાર કરી રહી છું."

"શાનો?"

"કે તમે ખરેખર કોણ છો?"

વીરેંદ્રે અત્યારે આ પ્રશ્નની આશા રાખી નહોતી, તેથી તે ચમક્યો.

વિનીતાએ પુનઃ પૂછ્યું: "હું વિશ્વાસપાત્ર મનુષ્ય નથી એમ શું તમને લાગે છે?"

"તમારા સંબંધે મારી કેવી ભાવના છે તે તમે જાણી ચૂક્યાં છો એમ શું તમને લાગે છે?"

"એવું મોઘમ બોલો છો તે મારાથી સમજાતું નથી."

"પણ વધારે સ્પષ્ટ બોલવાની મારામાં હિંમત નથી."

એ સાંભળતાં જ વિનીતાએ દૃષ્ટિ બીજી દિશાએ ફેરવી. તેને લાગ્યું કે આ તો જુદો જ વિષય નીકળ્યો અને એ વિષય પરની વાતચીત કેવી રીતે અટકાવવી તે ન સૂઝવાથી તે જરા ગૂંચવાઇ.

વીરેંદ્રે કહ્યું: "તે દિવસે લાઠી શીખવા માટે મારા વર્ગમાં આવવાનું તમે કહ્યું હતું, તે વખતે મેં શો જવાબ આપ્યો હતો તે સાંભરે છે? ત્યારપછી તમે તે પ્રશ્ન બને બે ત્રણ વાર પૂછ્યો, અને દરેક વખતે મેં તમને તે જ જવાબ આપ્યો હતો તે તમારા ધ્યાનમાં છે?"

વિનીતા કશું બોલી નહિ.

વીરેંદ્ર આગળ બોલ્યો: "તેનું કારણ એ છે કે વિદ્યાલયમાં જે છોકરીઓ અને સ્ત્રીઓ શિક્ષણ લેવા આવે તેમના સંબંધમાં

શિક્ષકની ભૂમિકાને છાજે નહિ એવી ભાવના ન રાખવી જોઈએ એવો મારો અભિપ્રાય છે. તમારી અને મારી વચ્ચે ગુરુ-શિષ્યાના સંબંધને છાજે તેવું અંતર મારાથી રાખી શકાય તેમ નથી." એટલું બોલતાં તે એકદમ સ્તબ્ધ બની ગયો.

વિનીતા માથું ઊંચું કર્યા વિના જ સ્તબ્ધ બેસી રહી.

કેટલીક વારે વીરેંદ્ર બોલ્યો: "મારા શબ્દોથી તમને કાંઈ દુઃખ થયું હોય તો માફ કરજો. હું હમણાં જે કાંઇ બોલ્યો તે આટલી ઉતાવળે મારા મુખમાંથી બહાર પડી જશે તેની મને કલ્પના પણ નહોતી. મારા પર તમે ગુસ્સો કરશો તો મને બહુ ખરાબ લાગશે. માત્ર પવિત્ર સ્નેહ કરતાં વધારે કશું જ તમારી તરફથી મને ન મળી શકે તેમ હોય તો એ સ્નેહ પણ મને ચિરકાળ જોઇએ છે."

વિનીતામાં હવે કાંઈક ધીરજ આવી અને ધીમેથી મસ્તક ઊંચું કરીને તે બોલી: "પણ આ બધી વાત તમને જરા અસંગત નથી લાગતી?"

"એમ કેમ?"

"આપણી વચ્ચે સ્નેહ વધે એવી તમે ઇચ્છા દાખવો છો પણ તમે કોણ છો તે તો મને કહેતા જ નથી."

"સાચું કહું? તમે કોણ છો એ મેં તમને કોઇ વાર પૂછ્યું છે ખરું? અને સોગંદપૂર્વક કહું છું કે તમારા સંબંધી કોઇ પણ જાતની માહિતી મેળવવા મેં પ્રયત્ન પણ કર્યો નથી. તમારો-મારો આટલો સહવાસ થયો, તોપણ આપણાં માતાપિતાનાં નામ પણ આપણે એક બીજાને કહ્યાં નથી; અગરતો બીજી કાંઇ વાતો આપણે ગુપ્ત રાખીએ, તો તે શું સ્નેહવૃદ્ધિને માટે વિઘાતક બને? સ્નેહ અગર પ્રેમ થોડા કે ઘણા સહવાસમાં જ જણાઇ આવતા ગુણો પર અવલંબી રહે છે. પ્રેમનો સંબંધ શું જન્મતિથિ, જન્મભૂમિ, ખાનદાન કે પૂર્વ ચરિત્રની વાતો સાથે રહેલો હોય છે?"

વિનીતાએ ચમત્કારિક રીતે મસ્તક હલાવ્યું અને કહ્યું: "એ બધી વાતો બોલવા માટે સારી છે."

"એમ કેમ કહો છો વારુ?"

"મારી જિજ્ઞાસાની વાત જવા દો, પણ તમારી આ ચુપાચુપ રહેવાની પદ્ધતિથી તમારા સંબંધે લોકો કેવી કેવી ગેરસમજ ફેલાવી શકે છે તેનો તમે કાંઇ વિચાર કર્યો છે? અને લોકોની એવી ગેરસમજ મારા મનને પણ સંતાપ ઉત્પન્ન કર્યા વિના રહેતી નથી."

"સાચી વાત. એ વિચાર મને કદી જ આવ્યો નથી, તેથી મને શરમ આવે છે. મારા પર લોકો જે અપવાદ મૂકતા હોય તે પોકળ છે એવી તમારી ખાતરી કરી આપવા પૂરતી મારી હકીકત મારે તમને કહેવી જોઇએ એ વાત સાચી છે. હવે હું તે આનંદથી કહીશ. પણ તે કહેવામાંય હું ચોક્કસ હદે જઇને થોભી જઉં તો તમે મારા પર ગુસ્સો ન કરતાં, હોં!"

"કબૂલ."

"હું વીસ વર્ષની વયે એટલે લગભગ બાર વર્ષ પૂર્વે અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયો હતો. ત્યાં હું નવ વર્ષ રહ્યો, બી. એ. થયો, બેરીસ્ટર થયો અને તે ઉપરાંત પણ એક બે પરીક્ષા પસાર કરી. પછી બે–અઢી વર્ષ જર્મની, ફ્રાન્સ વગેરે દેશોમાં ફર્યો અને ત્યાંના શારીરિક શિક્ષણની ચળવળનો અભ્યાસ કર્યો. પણ વચમાં મારા ઘરની કેટલીક ગુપ્ત વાતો મારા જાણવામાં આવવા લાગી અને મને સમજાયું કે જે પૈસાથી હું વિદ્યા ઉપાર્જન કરી રહ્યો હતો અને યુરોપમાં મોજ કરતો હતો તે પૈસા અત્યંત દુષ્ટ કૃત્યથી મેળવવામાં આવેલા છે. એ સંબંધી છેવટ જ્યારે મારી પૂરી ખાતરી થઇ ત્યારે હું તાબડતોબ સ્વદેશમાં પાછો ફર્યો. હવે પછી ઘરમાંના એક પૈસાને પણ મારે સ્પર્શ કરવો નહિ એવી મેં પ્રતિજ્ઞા કરી. કુટુંબનું સ્મરણ પણ થવા પામે નહિ તેટલા માટે મેં મારું નામ બદલ્યું અને હવે પછીનું જીવન સમાજસેવામાં ગાળવાનો નિશ્ચય કરીને હું મુંબઇમાં

રહેવા લાગ્યો. મેં કોઇનો કાંઇ અપરાધ કર્યો છે તે માટે હું ગુપ્ત રીતે રહું છું એમ નથી. પણ મારે મારું ઘર અને પૂર્વ ચરિત્ર વિસરી જવું છે તેટલા માટે હું બની શકતી ગુપ્તતા જાળવવા માંગું છું."

એટલું બોલીને વીરેંદ્ર જરા થોભ્યો અને પછી જરા હસીને બોલ્યોઃ " હું કોઈ ખરાબ માણુસ નથી એવી તમારી ખાતરી માટે તો મેં કહ્યું તેટલું પૂરતું છે ને ? "

વિનીતાએ કશો ઉત્તર આપ્યો નહિ. તેણે હસવાનો યત્ન કર્યો તે પણ બરાબર પાર ઊતર્યો નહિ, કારણકે વીરેંદ્રે જે પોતાનો ટૂંકો વૃત્તાંત કહ્યો હતો તેથી તો તેની ચિત્તવૃત્તિ ખૂબ ગંભીર બની ગઈ હતી.

વીરેંદ્ર બોલ્યોઃ " મેં જે અત્યારે કહ્યું તેમાંનું એટલું જ ધ્યાનમાં રાખજો કે હું કોઇ ખરાબ માણુસ નથી. બાકીનું બધું વિસરી જજો, હોં ! લોકો મારા સંબંધે ગમે તેવો સંશય રાખ્યા કરે કે ગેરસમજ ફેલાવે, તોપણ તમે તે કશું ધ્યાનમાં લેશો નહિ. ગેરસમજ ફેલાવવામાં પણ કદાચ કોઇ મર્યાદા છોડશે તો તેની સાથે મારે કેવી રીતે કામ લેવું તે હું સારી પેઠ જાણું છું."

તેનું એ બધું કથન પોતાના ધ્યાનમાં ઊતરી ગયું છે, એવું વિનીતાએ દાખવ્યું ખરું; પછી કેટલીક વારે વીરેંદ્રની રજા લેતી વખતે તેણે અત્યંત પ્રસન્ન વૃત્તિ ધારણ કરી એ પણ ખરું; પણ સીઢી ઊતરીને તે રસ્તા પર આવી પહોંચી કે તુરત તે પુનઃ ગંભીર અને ચિંતાતુર દેખાવા લાગી.

સામેની ફૂટપાથ પર નટવર હજી ઊભો હતો ! તેની સાથે યુરોપિયન ડ્રેસમાં સજ્જ થયેલો કોઇ એક પારસી હતો. તે બેઉ માંહોમાંહે કાંઈ વાતચીત કરતા હતા.

વિનીતાને આ સારું લાગ્યું નહિ. વીરેંદ્ર જેવા સારા માણુસની પાછળ છૂપી પોલીસ પહેરો ભર્યા કરે એની ભલે વીરેંદ્રને કશી ચિંતા ન હોય, પણ વિનીતાથી એ દશ્ય સહન થયું નહિ. તેણે વિચાર્યું કે આ સંબંધે વીરેંદ્રને પોતે હવે સ્પષ્ટ રીતે કહેવું જ જોઇએ.



## ૩૬

## નફ્ફટ પત્રકારત્વ

બે-ત્રણ દિવસ વહી ગયા. એક વાર 'ઢોલ' પત્રના અંકમાં વીરેંદ્ર સંબંધી કાંઇ લખાણ આવ્યું હોવાનું વિનીતાને એક સખીએ કહ્યું તે ઉપરથી તેણે તે પત્ર મંગાવીને વાંચ્યું. તે વાંચીને તેને ક્રોધ અને વિષાદ ઉત્પન્ન થયો.

"ઢોલ" પત્રના દરેક અંકમાં "રાજાબાઈ ટાવર પરથી દૃષ્ટિપાત" એ મથાળા હેઠળ કેટલુંક લખાણ આવતું હતું. એ મથાળા હેઠળ એક પેરેગ્રાફમાં વીરેંદ્રના લાઠીવર્ગ વિષે ટુંકાણમાં લખ્યું હતું અને બીજા ત્રણ ચાર પેરેગ્રાફો વીરેંદ્રની નિંદા અને કટાક્ષકથન પાછળ વાપરવામાં આવ્યા હતા. લેખકે પોતે સનાતની પક્ષ અંગીકાર કરીને એમ જણાવ્યું હતું કે સ્ત્રીઓ પણ પુરુષોની પેઠે કચ્છ મારીને લાઠી ફેરવે અને પુરુષો સાથે હરે-ફરે એ આર્યધર્મની દૃષ્ટિએ ભ્રષ્ટાચાર સિવાય બીજું કશું નથી! લાઠી શીખવાને બહાને છૂટથી હરતી-ફરતી સ્ત્રીઓની નીતિ અને તેમની સાથે સહવાસમાં આવતા પુરુષોની નીતિ કેટલી પવિત્ર રહેશે એ વિષે તે લેખમાં શંકા પ્રદર્શિત કરી હતી. સીનેમામાં નટી તરીકેનો ધંધો કરનારી એક સ્ત્રીએ-એટલે વિનોદિનીએ-આ સંસ્થાને જમીન આપવાની ઉદારતા દર્શાવી હતી તે ઉપરથી જ વાચકોએ બધું સમજી લેવું એ પ્રમાણે મોઘમ લખીને વાચકોને શંકાશીલતાના સુંવાડ પર મૂકવામાં આવ્યા હતા. છેવટે વીરેંદ્રને આગળ ઉલાળ નહિ અને પાછળ ધરાળ નહિ એવો અજાણ્યો યુવક કહીને લખવામાં આવ્યું હતું કે આવા માણસ તરફથી ચલાવવામાં આવતી સંસ્થાને જનતાએ શામાટે ટેકો આપવો જોઇએ? લેખના ઉપસંહારમાં એમ જણાવ્યું હતું કે: "અમને અમારા છૂપા બાતમીદાર તરફથી જે ખબર મળી છે તે ઉપરથી એ વીરેંદ્ર નામધારી યુવક સંબંધે અનેક પ્રકારના તર્કો ઊઠે

છે. તે ખરેખર કોણુ છે તે અમે આજે કહી શકતા નથી. અમારા હાથમાં જે કાંઇ વધુ માહિતી આવશે તે અમે વિનાવિલંબે પ્રસિદ્ધ કરીશું. આજે તો અમારે લોકોને એટલી જ ચેતવણી આપવાની છે કે વીરેંદ્ર તરફથી ચલાવવામાં આવતો વર્ગ સંસ્કૃતિ અને નીતિની દૃષ્ટિથી પ્રશંસનીય છે કે નહિ અને એવે સ્થળે જુવાન છોકરા–છોકરીઓને જવા દેવાં એ કેટલું ઇષ્ટાનિષ્ટ છે તે લોકોએ પોતે જ વિચારપૂર્વક ઠરાવવું."

આખો લેખ વાંચતાં વિનીતાને બહુ ખરાબ લાગ્યું. વિનોદિનીના ચરિત્ર સંબંધે લેખકે જે ધ્વનિ ઉઠાવ્યો હતો તે કેટલો નિરાધાર હતો તે વિનીતા સારી પેઠે જાણુતી હતી એટલે તેને એ નર્યું જૂઠાણું વાંચીને કંપારી છૂટી. કોઇ વ્યક્તિ કે સંસ્થાની પ્રતિષ્ઠાની વિરુદ્ધ મર્યાદા છોડીને ગમે તેમ લખવું અને છાપવું એ પત્રકારત્વનું એક લાંછન છે એમ જ વિનીતા સમજતી હતી, પરન્તુ તેને હજી પૂરી ખબર નહોતી કે એ લાંછન ઉપર જીવન ગુજારનારાં પત્રો પણુ કેટલાંક હોય છે! આજે તેણે વાંચેલો લેખ તેના જ બે સ્નેહીઓને અનુલક્ષીને લખાયેલો હતો, એટલું જ નહિ પણુ જે પત્રમાં તે છપાયલો હતો, તે પત્રના કાર્યાલયમાં એક વાર નારાયણુપ્રસાદ–શ્લોકદૃષ્ટિએ વિનીતાનો પિતા નોકરી કરતો હતો. તેને લાગ્યું કે આવી હડહડતી નિંદાની સામે પોતે કાંઇક કરવું જોઇએ.

બીજે દિવસે તે બીંડી બજારમાં આવેલી "ઢોલ" પત્રની ઓફીસમાં ગઇ, અને તંત્રીની ઓરડીની અંદર દાખલ થઇ. દિવસ હતો પરંતુ ઓરડીમાં અંધારું હોવાથી બ્રાઉન–પેપરના 'શેડ' થી વેષ્ટિત વિજળીનો દીવો બળતો હતો. એ દીવાના પ્રકાશમાં તેણે એક ખુરશી પર બેઠેલા એક માણુસને જોયો. વિનીતાને જોઇને તે માણુસે પૂછ્યું: "કોનું કામ છે?"

"ઢોલ પત્રના તંત્રીનું."

"હું પોતે જ તંત્રી." નગીનદાસે કહ્યું. નારાયણપ્રસાદના અવસાન પછી પત્રના માલેકે પોતે જ તંત્રીપદ ધારણ કર્યું હતું, કારણકે લાંબો વખત "તંત્રી જોઇએ છે" ની જાહેર ખબર આપ્યા છતાં હપ્તાથી પગાર લેનારો નવો તંત્રી તેમને મળી શક્યો નહોતો! નગીનદાસે જોયું કે પોતાની મુલાકાતે આવનાર એક બાઇ છે એટલે તેણે વિનયપૂર્વક કહ્યું: "બેસોને ખુરશી પર."

વિનીતા બેઠી અને બોલી: "આપ પોતે જ તંત્રી છો ને?"

"હા, હા, તંત્રી અને માલેક બેઉ."

"પહેલાં હું મારી ઓળખાણ આપું છું. તમારે ત્યાં જે ઉપતંત્રી તરીકે નોકર હતા તે નારાયણપ્રસાદ મારા પિતાજી."

"એમ? ત્યારે તો તમારું નામ વિનીતા બહેન. તમારું નામ તો મેં સાંભળેલું, પણ તમને કોઇ વાર જોયાં નહોતાં. નટવરને હું હું સારી પેઠે ઓળખું."

વિનીતાને શંકા ઊપજી કે કદાચ નટવરે જ કાંઇ ખબર આપીને નગીનદાસ પાસે આ બધું લખાવ્યું હોય. પરંતુ તેણે એ વિચાર જતો કરીને કહ્યું: "એ બધું ઠીક પણ તમે મુંબઈની ગટરો ધોઇને એ મેલું પાણી મુંબઇના લોકો ઉપર છાંટવાનો ધંધો કયારથી શરૂ કર્યો?"

આ સાંભળતાં જ નગીનદાસ ચમકયા. પોતે 'ઢોલ' પત્રનો તંત્રી અને માલેક પણ છે એ વિનીતાને કહ્યા પછી ઊપજેલા આનંદમાં પોતે એક બીડી સળગાવવાની તૈયારીમાં હતા, પણ વિનીતાનો એ ચમત્કારિક પ્રશ્ન સાંભળીને તેમનો આનંદ અને બીડી માટે સળગાવેલી દીવાસળી બેઉ એકી સાથે હોલવાઇ ગયાં.

વિનીતા આગળ બોલી: "હું તમને એ પૂછવા માંગું છું કે આપના પત્રના છેલ્લા અંકમાં વીરેંદ્ર અને તેમના લાઠીવર્ગ સંબંધી જે લેખ આવ્યો તે તમે કઇ બાતમીને આધારે લખ્યો છે? તે

લખ્યા પહેલાં તમે ખરી માહિતી મેળવવાને કાંઇ પ્રયત્ન કર્યો હતો ખરો ? સર કંચનલાલ અને તેમના કુટુંબ વિષેની કઇ તથા કેટલી માહિતી તમે ધરાવો છો ? વિનોદિનીનો પરિચય તમે કોઇ વાર કર્યો છે ? લાડીવર્ગમાં કેવું કામ ચાલે છે તે તમે કોઇ વાર પ્રત્યક્ષ જોયું છે ? માત્ર હરકોઇ વ્યક્તિ અને સંસ્થાને માટે મનમાં આવ્યું તેવું ઘસી બાળવું, એવો શું તમારા જેવા તંત્રીપશુઓએ ઇજારો લીધો છે ? ”

બીડીને હવે આગ્રે મૂકી દઇને નગીનદાસ ગંભીર બનતા બોલ્યા: “ તમે મારી સાથે લડવા અને મને ગાળો દેવા આવ્યાં હો એમ લાગે છે. ”

“ મારે તમારી સાથે લડવું નથી કે તમને મારે ગાળો દેવી નથી; મારે માત્ર તમારી વિવેકબુદ્ધિ જાગ્રત કરવી છે. તમે આવાં લખાણો કરીને શું સિદ્ધ કરવા ઇચ્છો છો ? એથી તમે નથી સાહિત્યસેવા કરતા કે નથી સમાજસેવા કરતા. તમે માત્ર મીસ મેયોના દેશી પિત્રાઇઓ બનીને ગટરમુકાદમીનું કામ જ કર્યાં કરો છો.”

“ ગટરમુકાદમી ! ભલે તમે તેને ગમે તે નામ આપો, પણ અમારા એવા લેખો વિના ‘ ઢોલ ’ પત્ર વેચાય જ કેવી રીતે તે કહો ને ? ‘ ઢોલ ’નું પેટ એવા લેખો ઉપર રહેલું છે. જે કાંઇ તમે મને પૂછવા આવ્યાં છો, તે જ બધું તમે લોકોને જઇને પૂછો કે આ ગટરની ગંધ તમે પૈસા ખર્ચીને વેચાતી કેમ લ્યો છો ? અમારો વાંક શો છે ? લોકોને જેવું વાંચવાનું ગમે છે તેવું અમે પૂ રું પાડીએ છીએ, અને અમારો ધંધો ચલાવીએ છીએ ! આ તો બીઝનેસ છે બીઝનેસ, સમજ્યાં ને મારા ઉપતંત્રીનાં પુત્રી ? તમને એ નહિ સમજાય. અથવાતો નારાયણપ્રસાદ જીવતા હોત તો તે તમને વધારે સારી રીતે સમજાવી શકત. મારી સાથે નકામો વાદવિવાદ કરવાની તમારે તસ્દી જ લેવી જોઇતી નહોતી. ”

"વાદવિવાદ જવા દો, પણ આ વીરેંદ્ર સંબંધી જે વીગત તમે છાપી છે તે તદ્દન ખોટી છે. એ ખોટી છે એવી જો હું તમારી ખાતરી કરી આપું તો તમે તે ટીકા પાછી ખેંચી લઇને 'આવતા અંકમાં સુધારા સાથેની ખબર છાપશો કે નહિ એટલું મારે તમને ખાસ પૂછવાનું છે. તમે પોતે સાચી વાત શોધી કાઢવાની તસ્દી ન લીધી તે ભલે, પણ હું તમને સાચી વાત કહેવા તૈયાર છું તે તો તમે છાપશો ને?"

"ઉંહુંહુંહું! એ વાત જ જવા દો. સાચી વાતમાં મજા નથી હોતી! અને જેમાં મજા કે આકર્ષકતા ન હોય એનો બજારભાવ ચડતો નથી. અમારા ધંધાનાં એ મુખ્ય સૂત્રો છે."

"આ તમે શું બોલો છે? છાપાના તંત્રી થઇને તમે છાપું ચલાવવા માટે જ ખોટી ખબરો છાપવાનો આગ્રહ ધરાવો છો? આ તે કેવો અધઃપાત?"

"અધઃપાત કે ઉલ્કાપાત જે કહેવું હોય તે કહો. અમારી જે પત્રનીતિ છે, તે તમારી સમક્ષ સુરેખ રીતે મેં આલેખી બતાવી છે."

"પણ તેથી કોઇની બદનક્ષી થતી હોય તો?"

"ભલે થાય; બદનક્ષીનો કેસ થતો હોય તો વળી વધારે સારૂં; મારું પત્ર વધારે પ્રસિદ્ધિમાં આવશે અને કેસ પાછળના ખર્ચ કરતાં ચારગણો બદલો મળશે કારણકે છાપાંની વધુ નકલો ખપશે અને વધુ જાહેરખબરો મળશે."

"પણ તમારાં આવાં લખાણોથી એક સારા અને લોકપયોગી કાર્યનો નાશ થતો હોય તો?"

"મારે એ સાથે કશા લેવાદેવા નથી."

"ત્યારે એમ જ કહોને કે તમને સાનમાં લાવનાર કોઇ નથી મળતું, તેથી જ તમે આવા જવાબો આપો છો."

"હાં......આં!" નગીનદાસ હસીને બોલ્યાઃ "હવે તમે કેવું સમજી ગયાં?"

આ નફટાઇભર્યો જવાબથી વિનીતાને વધુ ચીડ ચડી; પણ બેશરમ માણસને સામો જવાબ જ શો આપવાનો હોય?

તે દિગ્મૂઢ સરખી બનીને ચુપાચુપ બે મિનિટ બેસી રહી. તેનું મુંઝાયેલું મન નગીનદાસને ગમ્મત આપી રહ્યું હતું! છેવટે વિનીતાથી ત્યાં વધુ વખત બેસી શકાયું નહિ એટલે તે ઊઠી અને ઓરડીના દ્વાર તરફ ચાલી. પણ બારણાની બહાર નીકળતાં જ કોઇએ તેનો માર્ગ રોકયો-કોઇ અંદર આવતું હતું.

તેને જોતાં જ વિનીતા ચોંકી અને બોલી: "કોણ તમે?"

તે ખુદ વીરેંદ્ર હતો. તે બોલ્યો: "તમે અહીં કયાંથી?"

શો જવાબ આપવો તે વિનીતાને એકદમ સૂઝયું નહિ; પણ તેના જવાબની રાહ જોયા વિના વીરેંદ્ર બોલ્યો: "મને 'ઢોલ'ના તંત્રી સાથે થોડું કામ છે, તે પૂરું કરીને આપણે બેઉ સાથે જ જઇશું; આવો, જરા બેસો, વાર નહિ લાગે."

એમ કહીને વીરેંદ્ર તંત્રીના ટેબલ ભણી ચાલ્યો અને વિનીતા પાછી ફરીને ધીરે ડગલે તેની પાછળ ચાલી.



## ૩૭

## નફટાઈ-નિવારક ઔષધ!

નગીનદાસના ટેબલ પાસે જઇને વીરેંદ્રે પૂછયું: "હું ધારું છું કે તમે જ 'ઢોલ' પત્રના તંત્રી છો."

નગીનદાસે હાથમાંનું છાપું અને કાતર બાજુએ મૂકીને મનમાં જ કહ્યું: "અહો, આજે તો મારો ખૂબ ભાવ પુછાવા લાગ્યો છે!" પછી તેમણે પ્રકટ રીતે કહ્યું: "હા, હા, હું જ તંત્રી અને માલેક છું."

"માલેક છો? ઠીક, તમારા પત્રમાં જે કાંઈ છપાય છે, તેનો અર્થ સમજવા જેટલું તમે ભણ્યા છો ખરા?"

નગીનદાસે કપાળ પર આંટી ચડાવીને પૂછ્યું: “ કેમ વારુ ? ”

“ આજના તમારા પત્રમાં વીરેંદ્ર નામના એક ગૃહસ્થ વિષે જે લખાણ આવ્યું છે, તે ખુલ્લી રીતે તદ્દન ખોટું અને બદનામી કરનારું છે, એ તમને હું કહું તો તે સમજવા જેટલી શક્તિ તમારામાં છે કે નહિ તે જાણવા માટે હું પૂછું છું.”

નગીનદાસે એકદમ કોપ પ્રકટ કરતાં કહ્યું: “ એટલે તમે તમારા મનમાં શું સમજો છો ? શું હું કમઅક્કલ છું ? ”

“ મેં ક્યાં કમઅક્કલ શબ્દ વાપર્યો છે કે તમને એકદમ ગુસ્સો ચડી જાય છે ? એક શબ્દથી જ જો તમે આટલા કોપાયમાન બની જાઓ છો, તો જે વીરેંદ્રના સંબંધમાં તમે કેવળ જૂઠે જૂઠું લખાણ ચીતરી નાંખ્યું છે તેને કેટલો ક્રોધ ચડ્યો હશે ? પોતાની પ્રતિષ્ઠા ઉપર તમે ગંદા છાંટા નાંખ્યા તે ધોઈ નાખવાનો વિચાર તેને થાય કે નહિ ? ”

“ તો તેને કોર્ટમાં જતાં કોણ રોકી રહ્યું છે ? ”

“ પણ ધારો કે તેને કોર્ટમાં જવું ન હોય અને તે અહીં જ આવે તો ? ”

“ અહીં આવે તો, અહીં–અહીં–તેને કોણે બોલાવ્યો છે ? ”

નગીનદાસે બીજાજમાં ને બીજાજમાં એ બોલી નાંખ્યું, પણ પછી તેની સાથે વિનીતાને જોઈને તેને એમ થયું કે એ જુવાન પોતે જ કદાચ વીરેંદ્ર હશે. એ કલ્પના આવતાં જ તેને ગભરામણ થઈ અને તે કશું બોલ્યો નહિ.

વીરેંદ્ર જરા હસીને બોલ્યો: “ હું પોતે જ વીરેંદ્ર છું. તમે જરાય ગભરાશો નહિ. જો હું ધારું તો પીવાને પાણી પણ તમે માંગી ન શકો એવી તમારી સ્થિતિ કરી નાંખું. પરન્તુ અત્યારે તો માત્ર હું તમને ચેતવણી આપવા જ આવ્યો છું કે આજ જે તમે તમારા પત્રમાં મારા સંબંધે લખ્યું છે તે કયા હેતુથી લખ્યું છે તો

તમે જાણો. એ દુષ્ટ કૃત્ય માટે તમને કોઇએ કદાચ કાંઇ પૈસા પણ આપ્યા હોય એ બનવાજોગ છે. કહો, કોણે તમને ચારો નીરીને એ લખાવ્યું છે?"

મારતા મીયાંની પેઠે વાત કરતા વીરેંદ્રથી નગીનદાસ પહેલેથી જ ગભરાયલો હતો, તે હવે બોલ્યો: "નહિ, નહિ, કોઇએ પૈસા આપ્યા નથી...સોગંદ લઉં છું...તમારી પાસે...હું જુઠું નહિ..."

તેની ગભરામણ જોઇને વિનીતાને હસવું આવ્યું. થોડી મિનિટો પહેલાં જ જેણે તેને બેપરવાઇભરેલો અને ઉદ્ધત જવાબ આપ્યો હતો, તે પત્રકારનાં હવે હાજાં ગગડતાં જોઇને તેને વિનોદ ઊપજ્યા વિના રહ્યો નહિ.

વીરેંદ્ર બોલ્યો: "અચ્છા. તમને કોઇએ પૈસા આપ્યા નથી તે તમે ખરું બોલતા હશો. પણ કેવળ વિનાકારણે પારકી નિંદા કરવાની જે ગલીચ ટેવ તમારા જેવા પત્રકારોને પડી છે તે ટેવને લીધે જ તમે આવું લખાણ લખ્યું હશે. પણ જુઓ, મારા સંબંધે એવું લખાણ તમે કરશો તે હું નહિ ચાલવા દઉં. સમાજનું કાંઈક પણ કલ્યાણ થાય તે માટે અમે અમારાથી બનતો યત્ન કરીએ, અને તમે મનમાં આવે તેવા આક્ષેપો કરો અને અમારા માર્ગમાં કાંટા વેરો તેની તમને જરાએ શરમ આવતી નથી? આપણી હિંદુ જનતા શરીરસામર્થ્યમાં કેટલી ઊતરી ગઇ છે એ તમે નથી જાણતા? આત્મસંરક્ષણની તાકાત આપણાં સ્ત્રી–પુરુષોમાં જરાએ રહી નથી એ શું તમારી આંખોને નથી દેખાતું? મુંબઇમાં કેટલાય કોમી દંગા થઇ ગયા, તેમાં મરણ પામેલા હિંદુઓના આંકડા તમે જ પ્રસિદ્ધ કરો છો, અને મેં જે કાર્ય મારી બુદ્ધિ અનુસાર હિંદુ સમાજના હિત માટે આરંભ્યું છે તેની વિરુદ્ધ પત્થર પણ તમે જ ફેંકો છો. આપણા જ ભાઈ–બહેનોની નીતિ ઉપર હુમલા કરતાં અને સનાતનીપણાનો દંભ કરતાં તમને જરાએ લાજ આવતી નથી? તેમ કર્યા વિના પેટ ન ભરાતું હોય તો પેટમાં પત્થર ભરો! લોકો શું

ચેતવણી આપવાના હતા, પણ હું જ તમને અત્યારે ચેતવણી આપું છું તે બરાબર સાંભળી લ્યો. સાંભળો છો ને ?"

"હા, ભાઈ! હા, બોલો. શું કહો છો?" તંત્રીજીએ હાંફતાં હાંફતાં કહ્યું.

"જુઓ; આવતા અંકમાં તમારા 'ચુનાબાઈ ટાવર પરથી' નામના લેખમાં જ તમારે મારી માફી માંગવાની છે અને મારા કાર્ય સંબંધી જે સાચી માહિતી તમને જોઈતી હોય તે પૂરી પાડવા હું તૈયાર છું. તે પછી મારા કાર્ય સંબંધે તમારે જે કાંઈ બે બોલ સારા લખવા હોય તે લખજો, અને ન લખવા હોય તો તમારી મરજી. તે માટે મારો કશો આગ્રહ નથી. પણ યાદ રાખજો કે ફરીથી કોઈ વાર જો મારે માટે કે મારા વર્ગમાં આવતાં સ્ત્રી-પુરુષો માટે વૃથા નિંદાનો એક પણ શબ્દ તમારા પત્રમાં આવ્યો તો હું તમારી એ ખોડ ભુલાવી દેવાને તમને બરાબર નસિયત આપીશ. સમજો છો ને? હિંદુ સ્ત્રીપુરુષોને બલિષ્ઠ કરવાના મારા યત્નો તોડી પાડવાને હિંદુઓના શત્રુઓ હમેશાં ટાંપી રહેલા છે, તેને જ તમારા જેવા હિંદુ પત્રકાર ટેકો આપવા જેવું કામ કરે, તે માટે તમને શું શરમ આવતી નથી? પણ શરમ એટલે શું તેની તમને ખબર જ નથી. એટલે તમને શરમનો પાઠ શીખવવાને અને તમે તે શીખવાની ના કહો તો તમારો કાન પકડીને શીખવવાને હું આવ્યો છું. ફરીથી જો તમારા પત્રમાં મારી નિંદા આવશે તો જિંદગીભર તમને યાદ રહે તેવી શિક્ષા હું કર્યા વિના નહિ રહું. સમજ્યા? હું લાઠીવાળો છું, સીધા સાથે સીધો અને આડે લાકડે આડો વેહ પાડનારો છું, સમજ્યા ને? હું કહું છું તે બધું કબૂલ છે ને?"

"હા, હા, કબૂલ ભાઈ, કબૂલ!"

"વારુ, તો હું હવે જઉં છું." એમ કહીને વિનીતા તરફ વળીને તે બોલ્યોઃ

"બસ, હવે મારું કામ પૂરું થયું. ચાલો આપણે જઈએ."

વિનીતા તુરત તેની સાથે ચાલી. ત્યાંથી જવાને તે ઉત્સુક જ હતી. વીરેંદ્રને 'ઢોલ' પત્રની ઓફીસમાં આવેલો જોતાં જ તેને ભય રહ્યા કરતો હતો કે કદાચ તે મારામારી કરી બેસશે. વળી તેને બીજો ભય એ હતો કે નગીનદાસને પોતે પોતાની ઓળખ પાડી હોવાથી તે કદાચ પોતા સંબંધી કાંઇ એવું બોલશે કે જેથી પોતાની ઓળખાણ વીરેંદ્રને પડી જાય. પોતા સંબંધી કશી ખબર તેણે વીરેંદ્રને પડવા દીધી નહોતી અને તે પડવા દેવા ઇચ્છતી પણ નહોતી. વીરેંદ્ર નગીનદાસની સાથે વાત કરતો હતો, ત્યારે તેના સ્વભાવમાંની અસાધારણ તેજી તે કૌતુકપૂર્વક જોઇ રહી હતી; પણ જેવી રીતે પેલા સાયકલવાળા મુસલમાન છોકરાને વીરેંદ્રે ચીસ પડાવી હતી તેવી રીતે કદાચ તે નગીનદાસને ચીસ પડાવશે એવો ભય તેને રહ્યા કરતો હતો. છેવટે એ ભય ટળ્યો અને તે દાંડ માણસો સાથે પણ વિનાકારણ ઉચ્છૃંખલ બને તેવો નથી એમ જોઇ વિનીતાને તેની પ્રત્યે વધારે માન ઊપજ્યું.

રસ્તે જતાં વીરેંદ્રે પૂછ્યું: "તમે 'ઢોલ'ની ઓફીસમાં શામાટે ગયાં હતાં?"

"મારી એક બહેનપણી વિરુદ્ધ એ પંત્રમાં ગલીચ ટીકા આવી હતી તેથી મને દુઃખ થયું હતું. મને લાગ્યું કે એ પત્રકારને સારી પેઠે ઊધડો લેવો જોઇએ; તેટલા માટે હું ગઈ હતી."

"વાહ વાહ! તમારી બહેનપણીનો પક્ષ લેવાનું તમારા ધ્યાનમાં આવ્યું અને મારા માટે તો તમને તેવું કશું ન સૂઝયું?"

"તમારો પક્ષ લઇને તેની સાથે ઝગડો કરવાની મને જરૂર જ ક્યાં હતી? તમારો કોઇ ગુન્હો કરે, તેનાં સાન-ભાન ઠેકાણે લાવવાને તમે સમર્થ છો, એ હું જાણતી હતી. અને તમારા એ સામર્થ્યનો પરિચય પણ અત્યારે થઈ ચૂકયો. નફ્ટાઇનિવારક રામબાણ ઔષધ તમારી પાસે છે. હાં! તમે બોલતા હતા ત્યારે એ નગીનદાસ કેવો ધ્રૂજી રહ્યો હતો! તેની એ દશા જોઇને હું તો હસવું ખાળી શકતી

નહોતી. આજે જો વિનોદિની અહીં હાજર હોત તો જરૂર કહેત કે એકાદ બોલપટ માટે આ સીન બહુ મજાનો હતો!"

આ રીતે બીજી દિશામાં વાતચીતનો પ્રવાહ વાળીને વિનીતાએ વીરેંદ્રને ભુલાવી દીધું કે વિનોદિનીની તેમજ તેની પોતાની તરફથી પણ વિનીતા તંત્રી સાથે ઝગડો કરવા ગઇ હતી. વીરેંદ્ર પ્રતિનો પોતાનો માનસિક પક્ષપાત તેના જાણવા દેવામાં નહિ આવવાને તે એમ સાવધ રહ્યા કરતી હતી.

ચાલતાં ચાલતાં વિનીતા સ્ટેશન તરફ વળવા લાગી. વીરેંદ્ર બોલ્યો: "મારી રૂમ પર આવ્યા વિના સીધાં જશો?"

વિનીતાએ સ્મિત કરીને માથું હલાવી નકાર સૂચવ્યો.

"ત્રણ દિવસથી તમે આવ્યાં નથી."

"મેં દિવસ ગણ્યા નથી."

"પણ મેં ગણ્યા છે ને!"

"એમ દિવસો ગણ્યા કરશો તો હું કદી નહિ આવું."

"વારુ, નહિ ગણું; અત્યારે તો ચાલો."

"અં હં!"

"નવી જગ્યામાં લાઠીવર્ગ લઇ ગયા પછી ત્યાં બે ત્રણ પતરાંના માંડવા બાંધવાના છે, તેના પ્લાન મેં તૈયાર કર્યા છે; તે મારે તમને બતાવવાના છે."

"હું કાંઇ એન્જીનિયર નથી."

"એન્જીનિયર તો હું પણ નથી. છતાં તમે જોઇને કાંઇ સુધારો કરવા જેવું હોય તો મને સૂચવી શકો."

"પણ અત્યારે નહિ. બહુ મોડું થઈ ગયું છે."

"પાંચ મિનિટથી વધારે વાર નહિ થાય."

"અત્યારે નહિ."

"તો કાલે આવશો?"

"જોઇ લેવાશે."

એમ કહીને વિનીતા સ્ટેશન તરફ ચાલવા લાગી.

વિનીતાએ પોતાનું અંતઃકરણ કેમ આટલું બધું આકર્ષ્યું છે તેની વીરેંદ્રને પોતાને પણ સમજણ પડતી નહોતી. વિલાયતમાં જ્યારે તે હતો ત્યારે તેને કેટલીએ જુવાન બાળાઓનો સહવાસ થતો હતો. તેમાંની કેટલીક સુંદર, કેટલીક વિદુષી, કેટલીક ચંચળ પણ હતી; તેઓમાંની કેટલીક તો વીરેંદ્ર ઉપર પ્રકટ રીતે પ્રેમ પણ દર્શાવતી હતી. તે બધીની સાથે તે ન્યૂન કે અધિક લાગણીપૂર્વક વર્તતો હતો. પરંતુ તેઓમાંની એકેક તરફ વીરેંદ્રનું મન જેટલું આકર્ષાયું નહોતું, તેટલું વિનીતા તરફ પહેલેથી જ આકર્ષાયું હતું અને હવે તો આકર્ષણ મર્યાદાની પાળ તોડવા લાગતું હતું. પૂર્વે કોઇ પણ તરુણી તેને જેટલી સુંદર લાગી નહોતી, તેટલી વિનીતા સુંદર લાગતી હતી. તે જ્યારે આવેશપૂર્વક બોલતી, ત્યારે તેનાં ચમકતાં નેત્રોમાં જાણે કાંઇ જાદૂ ભર્યો હોય એમ તેને લાગતું. આજસુધી કોઇ પણ સ્ત્રીના સાન્નિધ્યમાં તેના અંતઃકરણમાં ઉદ્ભવ્યા નહોતા તેવા અનેક અસ્પષ્ટ સુખદાયક-દુઃખદાયક વિચારો વિનીતાના સાન્નિધ્યમાં તે અનુભવતો હતો.

અને આ બધા અનુભવો માટે તેને આશ્ચર્ય થતું હતું.

નાનપણથી જ વીરેંદ્રને બીજી કોઈ વાત કરતાં પરાક્રમ કરી બતાવવામાં ખૂબ રસ હતો. તેથી જ વિલાયતમાં તે નવ-દસ વર્ષ રહ્યો હોવા છતાં તેની ચિત્તવૃત્તિને સ્ત્રીના આકર્ષણનો પાશ બાંધી શક્યો નહોતો, અને તેને પોતા માટે ઘણી વાર આશ્ચર્ય ઊપજતું હતું. પરન્તુ વિનીતાના સહવાસમાં આવતાં તે બધું એકદમ પલટાઈ ગયું. એકાંતમાં તેના સંબંધમાં વિચાર કરતાં તે મનમાં ને મનમાં બોલતોઃ "આ દુબળી-પાતળી છોકરીએ આજસુધી સ્વતંત્ર રહેલા મારા મનનું સામર્થ્ય જ જાણે હરી લીધું ! ખરેખર, આશ્ચર્યજનક ઘટના છે !" અત્યારે પોતાની ઓરડી તરફ જતાં પણ તેના મનમાં એ જ વિચાર ઊભરાયો.



# ૩૮

# વિનીતા માર્ફત વીરેંદ્રને સંદેશો

પાંચ–સાત દિવસ વીતી ગયા. હવે વિનીતા નિબંધલેખનના કામમાં મચી ગઈ હતી. અઠવાડિયાથી તે મુંબઇ બીલકુલ ગઇ નહિ, તેથી વિજયાએ સહજ પૂછ્યું: "હમણાં તું મુંબઇ બીલકુલ ગઇ નથી, તો તારા નિબંધ માટેની માહિતી મેળવવાનું કામ પૂરું થઈ ગયું કે શું?"

"હા બા, પૂરું થઇ ગયું છે. હવે માત્ર લખવાનું કામ જ બાકી છે. તે માટે મુંબઇ જવાની શી જરૂર?"

વિનીતાએ એ જવાબ આપ્યો ખરો, પરન્તુ તે જાણતી હતી કે પોતે હડહડતું જૂઠું બોલી હતી. તેને હજી મુંબઇ જવાની જરૂર હતી, પરંતુ તે ઇરાદાપૂર્વક જતી નહોતી. તે ઇચ્છતી હતી કે બનતાંસુધી વીરેંદ્રની મુલાકાત ટાળવી અને મુંબઇ જવાથી કદાચ તે મળી જાય તો? તેનો પોતા પર પ્રેમ હતો, એમ વિનીતા તેના ઉદ્‌ગારો ઉપરથી કળી ગઈ હતી, અને તેથી જ તેને તેની મુલાકાતે જતાં એક પ્રકારનો ભય લાગવા માંડ્યો હતો.

પોતાના મનમાંનો પ્રેમ વીરેંદ્રે જે દિવસે સૌથી પહેલાં બોલી બતાવ્યો, તે દિવસે જ વિનીતાને ભીતિનો પહેલો અનુભવ થયો હતો. પછી ઉત્તરોત્તર અધિક સ્પષ્ટ શબ્દોમાં વીરેંદ્ર પોતાનો પ્રેમભાવ વ્યક્ત કરવા લાગ્યો, એટલે વિનીતાનું મન વધારે ને વધારે ભયભીત થવા લાગ્યું.

વિનીતાને કોઇ કોઇ વાર આ ભીતિ માટે આશ્ચર્ય પણ થતું. તે મનમાં બોલતી: "વીરેંદ્ર મારા પર પ્રેમ ધરાવતો હોય, તો તેમાં મારે બ્હીવાનું શું કારણ છે? પુરુષના પ્રેમથી સ્ત્રીને બહુધા ભય લાગે છે તે શું વિચિત્ર નથી? પ્રેમ તો એક દિવ્ય ભાવના છે; તો પછી સ્ત્રીઓએ તેથી બ્હીવાનું શું કારણ? આ ભય કુદરતી હશે કે

સ્ત્રીઓની વિનયની અને શીલની ખોટી કલ્પનાએ નિર્માણ કરેલો હશે ?" આ પ્રશ્નનો ઉકેલ વિનીતા કરી શકતી નહિ.

તેને જ્યારે એકાંત સાંપડતી ત્યારે તે ઘણી વાર વિચાર કરતી: "વીરેંદ્ર માટે મારો મનોભાવ કેવો છે વારુ ?"

વીરેંદ્ર માટે વિનીતાના મનમાં જરા પણ પ્રણયભાવના નહોતી તેવી તેને ખાતરી હતી. પોતાની સમસ્ત પ્રેમભાવનાનું સિંચન તેણે એકવાર એક પુરુષ પર કર્યું હતું અને તેના અંતઃકરણમાંનો ભાવનાનો ઝરો સુકાઇ ગયો હતો. છતાં કોણ જાણે શાથી વીરેન્દ્ર તેને બહુ જ ગમતો હતો.

એક વ્યક્તિ પર પોતે પ્રેમભાવ ધરાવે અને તે વ્યક્તિ પોતાને ગમે, એ બેઉ જુદી જુદી બાબતો છે. એક વ્યક્તિની ગમે તેટલી વાતો આપણને પસંદ ન હોય, છતાં તેના પર પોતાની દૃઢ પ્રીતિ જડાયલી હોઇ શકે છે; તેથી ઊલટું એક વ્યક્તિ માટે આપણા મનમાં જરાએ પ્રેમભાવ ન હોવા છતાં તે આપણને ગમતી હોય એ શક્ય પણ છે: એ ન્યાયે વીરેન્દ્ર પોતાને બહુ જ ગમતો હતો. તેનું શૌર્ય, તેનું ગંભીર બોલવું, તેનો સ્વાર્થત્યાગ, તેની ધ્યેયનિષ્ઠા, એટલું જ નહિ પણ તેનું શરીરસૌંદર્ય અત્યંત મોહક હતું; એ પોતાના મનમાં કબૂલ કરતાં વિનીતાને સંકોચ થતો નહોતો.

અને પોતાને જેમ વીરેંદ્ર ફક્ત ગમતો હતો, તે જ પ્રમાણે તેને પણ માત્ર એ જ ગમતી હતી; તેથી જ્યારે વીરેંદ્રની પ્રણયભાવના તેના લક્ષમાં આવી ત્યારે વિનીતા ચમકી ગઇ અને અત્યંત ભયભીત પણ થઈ ગઇ.

તે પોતાના મનમાં પોતાના એ વિચિત્ર ભયનું પૃથક્કરણ કરી જોતી. પુરુષોનો પ્રેમ સ્ત્રીઓને ભયપ્રદ કેમ લાગતો હશે? પુરુષો પ્રેમ કરે છે ત્યારે તેમને શું જોઇતું હોય છે?

વિનીતાને ચંદ્રપ્રસાદના પ્રેમનો અનુભવ હતો. પણ ચંદ્રપ્રસાદે પોતા પર પ્રેમ કર્યો, ત્યારે તેને પોતાની પાસેથી ખરેખર શું જોઇતું

હતું તે વિનીતા નક્કી કરી શકતી નહોતી. તેણે એક વાર વિનીતાને બાહુપાશમાં ભીડીને બળાત્કારે ચુંબન લીધું હતું, એટલી વાત તો બીજી બધી વાતો કરતાં વિનીતાને વધારે સ્પષ્ટ રીતે સાંભરતી હતી. જ્યારે એ પ્રસંગ તેને સાંભરતો ત્યારે તેના મનમાં એમ આવતું કે પુરુષો પ્રેમ કરતા હશે તે શું આટલા માટે જ? પ્રેમના વ્યવહારમાં આલિંગન અને ચુંબન એટલી જ વાતો સાચી? ઉપભોગ એ જ શું તેનું અંતિમ સાધ્ય? અને બાકી બધુંય કવિતાજાળ જેવું અને ભાવનાવિલાસ એ માત્ર સાધન?

આવી કલ્પનાનો જોરદાર પ્રવાહ જ્યારે વિનીતાના મનમાં વહેવા લાગતો, ત્યારે તેને લાગતું કે આવી બાબતનો પોતે જોઈએ તે કરતાં વધુ પડતો વિચાર કર્યા કરે એ ઠીક નહિ. આમ તે આ બાબતનું પૃથક્કરણ અધૂરું જ રહેવા દેતી છતાં ધીરે ધીરે તેની ભયવૃત્તિ દૃઢ બનતી ગઈ હતી. વીરેંદ્રનો સહવાસ જો વધ્યા કરશે તો તેનું સારું પરિણામ આવશે નહિ એવો ભય તેને રહ્યા જ કરતો હતો. આથી જ હમણાં હમણાં તેણે મુંબઈ જવાનું છોડી દીધું હતું.

પણ એક દિવસ સર કંચનલાલનો તેની ઉપર સંદેશો આવ્યો અને તેથી તેને જવું પડ્યું. તે તેમની પાસે ગઈ એટલે સર કંચનલાલે કહ્યું: "મારો એક સંદેશો તમે વીરેંદ્રને પહોંચાડશો?"

આ પ્રશ્ન સાંભળીને વિનીતાને કાંઈ કાંઈ થઈ ગયું. વીરેંદ્રને કાંઈ કહેવડાવવું હોય તો તે પોતે તેને ન કહેતાં તે માટે પોતાને સાધન બનાવવાની સર કંચનલાલને શાથી જરૂર પડી હશે તે વિનીતાને સમજાયું નહિ. તેણે ધીરેથી પૂછ્યું: "મારે બદલે આપ જ તેમને બોલાવીને કાંઈ કહેવું હોય તે કહો એ શું વધારે સારું નથી?"

કંચનલાલે સ્મિત કરીને કહ્યું: "મારા કરતાં તમારું કહેવું તે વધારે માનશે એમ હું ધારું છું."

આ સાંભળીને વિનીતા ગુંચવાઈ. તેણે કંચનલાલ સામે જોવાનું છોડી દઈને ટેબલ પર એક પુસ્તક પડ્યું હતું તેનાં પાનાં ફેરવવા માંડ્યાં.

કંચનલાલે કહ્યું: "વીરેંદ્રને જરા સમજાવીને શાંતિથી થોડું કહેવાની જરૂર છે."

વિનીતાએ એકદમ મસ્તક ઊંચું કરીને કંચનલાલની સામે જોયું જાણે તે એમ પૂછી રહી હોય કે "તમે શું કહેવા માંગો છો ?"

સર સાહેબ બોલ્યા: "વાત એમ છે કે હમણાં વીરેંદ્રે એક–બે ઠેકાણે જાહેર ભાષણ આપ્યાં છે તે ભાષણોમાં વીરેંદ્ર કેટલુંક હદબહાર બોલી ગયો જણાય છે. તેને શારીરિક શિક્ષણનું કાર્ય કરવું છે તો તે પોતાના મતનો પ્રચાર કરવાને ભલે જાહેર ભાષણો આપે, પણ તેમ કરતાં ભાવનાવશ બની જઇને તે ભળતું જ બોલી નાંખે તો તેના કાર્યને નુકસાન થયા વિના ન રહે. એક ભાષણમાં તેણે બોલતાં બોલતાં એવું કહી નાંખ્યું કે 'પ્રત્યેક હિંદુએ સશક્ત જ નહિ, પણ વાસ્તવિક રીતે સશસ્ત્ર પણ થવું જોઈએ. સશસ્ત્ર થવાની આડે સરકારનો કાયદો આવતો હોય તો તે કાયદો પણ આપણે બદલાવવો જોઇએ; કારણકે આત્મસંરક્ષણ માટે શસ્ત્ર રાખવું એ પ્રત્યેક નાગરિકનો જન્મસિદ્ધ હક્ક છે.' આ મુદ્દો વીરેંદ્રે પોતાનાં બેઉ ભાષણોમાં પ્રધાન રીતે રજુ કર્યો હોય એમ લાગે છે; કારણકે નહિતો વાત આટલી બધી વધી જાય નહિ."

"કઈ વાત ?"

"વીરેંદ્રના ભાષણનો રિપોર્ટ છૂપી પોલીસે લીધો હશે અને તે રિપોર્ટથી ઉપરી અધિકારી ગુસ્સે થઇ ગયા જણાય છે. ખરું જોતાં હિંદનો હથિયારોને લગતો કાયદો બદલાવી લેવો એમ પ્રતિપાદન કરવું એ કાંઇ ગુન્હો થઇ શકતો નથી. હું વડી ધારાસભામાં ચુંટાઇને જઉં અને જો ધારું તો હથિયારોનો જૂનો કાયદો રદ કરીને નવો–નાગરિકોને શસ્ત્ર ધારણ કરવાનો હક્ક આપનારો–કાયદાનો ખરડો ખુલ્લી રીતે રજુ કરી શકું; પણ—"

કંચનલાલ આગળ બોલતાં થોભી ગયા. પોતે આગળ જે કહેવા માંગે છે તે વિનીતાના ધ્યાનમાં સહજ આવી જાય તેવું છે

એમ સમજીને જ તે થોભ્યા હતા, પરન્તુ વિનીતાની ચર્ચા ઉપરથી એમ જણાયું નહિ કે તે બધું સમજી હોય. એટલે તે આગળ બોલ્યાઃ “વિનીતા ! એકની એક જ વાત જુદા જુદા માણસોના મ્હોંમાંથી નીકળતાં તેનો જુદો જુદો અર્થ થાય છે. હથિયારોને લગતા કાયદા સંબંધે મારા જેવો માણસ બોલે તેનો અર્થ જુદો થાય અને વીરેંદ્ર જેવો માણસ બોલે તેનો અર્થ જુદો થાય. તેની ઉપર છૂપી પોલીસની નજર છે. ક્રાન્તિકારીઓ અને અરાજકતાવાળાઓ સાથે તેનો કાંઇક સંબંધ હોવો જોઇએ એવી કલ્પનાથી પોલીસ ખાતું તેને જુએ છે. એવી સ્થિતિમાં વીરેંદ્રના કેવળ સાદા શબ્દોનો અર્થ પણ ગંભીર અને ભયંકર પ્રકારનો થવાનો સંભવ છે. અરે, સંભવ જ શા માટે ? તેવું થોડુ–ઘણું થયું છે પણ ખરું, એટલે જ મેં તમને બોલાવ્યાં.”

કંચનલાલના શબ્દો સાંભળીને વિનીતા ગભરાટમાં પડી. તેણે એકદમ પૂછ્યુંઃ “થોડુંઘણું થયું છે એમ કહો છો, તો શું થયું છે? વીરેંદ્રને પકડવામાં આવ્યો છે કે શું ?”

“ના, તેવું કશું નથી; પણ વીરેંદ્ર હથિયારોને લગતા કાયદા સંબંધે જાહેરમાં બોલવાનું બંધ નહિ કરે તો તેમ થતાં વાર લાગશે નહિ. કાલે મારી પાસે એક અમલદાર આવ્યો હતો. વીરેંદ્રની સંસ્થાને મારો ટેકો છે અને વિનોદિનીએ એ સંસ્થાને જમીન ભેટ આપી છે તે વિષે તેને ખબર છે. એટલા માટે એ સંસ્થા પર કાંઇ મુશ્કેલી આવી ન પડે તેવું તે ઇચ્છે છે. પણ તે એમ કહેતો હતો કે વીરેંદ્ર હથિયારોના કાયદા વિષે બોલવાનું ચાલુ રાખશે તો જેવી રીતે બીજી જાહેર સંસ્થાઓને સરકારે ઓર્ડીનન્સ કાઢીને ગેરકાયદેસર ઠરાવી છે તેવી રીતે આ સંસ્થાને પણ ગેરકાયદેસર ઠરાવવામાં આવશે. તેની વિરુદ્ધ છૂપી પોલીસખાતામાં કાંઈ ગંભીર રિપોર્ટો ગયા હોવા જોઇએ એમ મને લાગે છે. એવે વખતે તેણે પોતાના અને સંસ્થાના હિતને માટે બહુ સંભાળીને વર્તવું જોઇએ. હું તેને કહેવા જઇશ તો તે મારી સાથે વાદવિવાદમાં ઊતરી પડશે.

એક વાર મારી ને તેની વચ્ચે કાંઈ વાતચીત ચાલતી હતી તેવામાં તે હથિયારોના કાયદાની વાત પર ઊતરી પડ્યો અને મને કહેવા લાગ્યો કે એ વિષેનો વર્તમાન કાયદો રદ કરાવવાને મારે જ અગ્રેસર થવું જોઈએ. હું રહ્યો સરકારી ખિતાબધારી; મારાથી એ કેમ બને? ત્યારથી મેં ગાંઠ વાળી કે એ ભાઈસાહેબને મારે તો સીધી રીતે કાંઈ કહેવું જ નહિ! તમે તેને બધી વાત બરાબર સમજાવી દેજો; તે તમારી વાત બરાબર સાંભળશે. તે તમારી સાથે વાદવિવાદમાં બહુ નહિ ઊતરે એ તો નક્કી."

કંચનલાલના એવા હાસ્યનો વિનીતાને સારી પેઠે પરિચય હતો. પોતે જ્યારે એમ સમજતા હોય કે પોતે કાંઈક વિનોદ કર્યો છે, ત્યારે તે એવું જ હસતા. કેટલીક વાર એમ પણ બનતું કે સાંભળનારને કશો વિનોદ ન લાગે પણ તેમને પોતાને તેમાં વિનોદ લાગે, તો પછી સાંભળનાર હસે કે ન હસે પણ કંચનલાલ તો જરૂર હસતા. અત્યારે પણ વિનીતા ન હસી, છતાં તે હસ્યા; અને વિનીતા વિચારવા લાગી કે સર સાહેબના છેલ્લા વાક્યમાં તેમણે કેવો વિનોદ કલ્પ્યો હશે?

"તે તમારી વાત બરાબર સાંભળશે" એમ કહેવામાં "તેનો તમારી પર પ્રેમ છે, એ હું જાણું છું" એમ સૂચવવાનો સર સાહેબનો હેતુ હશે? એવી કલ્પના વિનીતાના મનમાં આવીને પસાર થઈ ગઈ. તેને કંચનલાલ ઉપર થોડો ગુસ્સો પણ ચડ્યો, તેથી તેણે કંચનલાલનું કથન સાંભળી લીધા પછી કેટલીક વાર સુધી જવાબ ન આપ્યો.

છેવટે તેમણે વિનીતાને કહ્યું: "મેં કહ્યું તે તમારા ધ્યાનમાં આવ્યું ને? મને વીરેંદ્રના સંબંધમાં ખરેખર ભય લાગવા માંડ્યો છે. તમારે તાબડતોડ તેની પાસે જવાની જરૂર છે, સમજ્યાં? અત્યારે ને અત્યારે મારી મોટર લઈને ત્યાં જાવ."

વિનીતા કાંઈક વિચારમગ્ન થયેલી જણાઇ. કંચનલાલનો સંદેશો વીરેંદ્રને કેવી યુક્તિથી કહેવો અને તે વાદવિવાદમાં ઊતરે તો તેની સાથે કેવી રીતે બોલવું તે સંબંધી વિચાર તેના મનમાં ચાલી રહ્યો હતો.

તુરત જ તે ભાનમાં આવીને બોલી: "આજે નહિ, પણ કાલે સવારે હું તેમની પાસે જઈશ."



## ૩૯

## પ્રેમાતુરતા

બીજે દિવસે સવારે વિનીતા વીરેંદ્રને ત્યાં જઇ પહોંચી.

સીઢી ચડતાં તેની નજર રસ્તાની સામી બાજુએ આવેલા મકાન તરફ ગયા વિના રહી નહિ. ત્યાં નટવર તો તેના જોવામાં આવ્યો નહિ, પણ નટવરની સાથેનો પેલો પારસી ત્યાં ઊભો હતો અને તેની સાથે એક એંગ્લોઇંડિયન જુવાન હતો, તેને તે કાંઇ કહેતો હતો. તેમને જોતાં જ વિનીતાનું હૃદય ધડકવા લાગ્યું. વીરેંદ્ર ઉપર આવતા સંકટની છાયા વધારે ગાઢ થશે તો...

વીરેંદ્ર પોતે તો રોજની પેઠે ઉલ્લાસમાં અને આનંદમાં જ હતો. પાંચ–છ દિવસ સુધી મ્હોં પણ નહિ બતાવનારી વિનીતા આજે આવી હતી તે જોઇને તેની વદનચર્યા વધારે ઉલ્લસિત થઇ. તે હસતો હસતો બોલ્યો: "હું તમારી પર ખૂબ જ ગુસ્સે થયો છું હોં!"

"એમ કે? ત્યારે તો મને કદાચ ઓરડીમાં પગ નહિ મૂકવા દો! મે આઇ કમ ઇન સર?"

તેના શબ્દો સાંભળીને વીરેંદ્રને ખૂબ જ હસવું આવ્યું. તે બોલ્યો: "વાહ, વાહ! તમે અંદર આવવાની પરવાનગી માંગો છો? પણ જો મારો ગુસ્સો શાંત કરવો હોય તો અત્યારે અહીં બેસીને મારી સાથે ખૂબ ખૂબ વાતો કરો!"

"હા, ખૂબ વાતો કરવા જ હું અત્યારે આવી છું. માત્ર જે વાતો કહેવાની છે, તે અત્યંત ગંભીર પ્રકારની છે. આપણી વાતો કોઇ અહીં સાંભળતું નથી, તેની તમને ખાતરી છે ને?"

વિનીતાની મુખમુદ્રા અત્યંત વિચારમગ્ન અને ચિંતામગ્ન થએલી વીરેંદ્રે જોઇ. તેણે પૂછ્યું: "એવું કેમ પૂછો છો?"

વિનીતા કેટલીક વાર સુધી કશું બોલી નહિ; પણ પછી એકદમ તેણે વીરેંદ્રની સામે જોઇને પૂછ્યું: "હું એક પ્રશ્ન પૂછું, તેનો તમે સાચો જવાબ આપશો?"

"જરૂર આપીશ."

"ઇશ્વરના સોગંદ ખાઈને કહો."

"પણ ઇશ્વરને હું માનતો જ નથી તે તમે જાણો છો."

"તો બીજા કોઈના સોગંદ લ્યો. જે વસ્તુ તમને અત્યંત પ્રિય અને પવિત્ર લાગતી હોય તેના સોગંદ લ્યો."

"વિનીતા જેટલી કોઇ પ્રિય અને પવિત્ર વસ્તુ મને નથી, તેના સોગંદ લઉં છું."

એમ બોલતાં તે જરા હસ્યો અને વિનીતાનો હાથ પકડવા માટે તેણે પોતાનો હાથ લંબાવ્યો.

વિનીતાએ કંપ અનુભવ્યો. અત્યારની વાતચીતમાં પ્રેમના શબ્દો બહાર આવશે એવી તેને જરાએ કલ્પના નહોતી. તેણે પોતાનો હાથ પાછો ખેંચી લઈને કહ્યું: "એવી વાતો જવા દો. હું પૂછું છું કે તમારે મારી વાત સાંભળવી છે કે નહિ? હું જે કહેવા માંગું છું તે બહુ જ મહત્ત્વનું છે."

તેના એ શબ્દો સાંભળીને વીરેંદ્ર ખિન્ન થયો. તેણે લંબાવેલો હાથ પાછો ખેંચી લઇને ખમીસનું બટન ભીડતાં કહ્યું: "વારુ, સાંભળું છું. બોલો, શું કહો છો?"

"કહેતાં પહેલાં હું તમને એક બે સવાલ પૂછવાની છું, અને તેના મને સીધા તથા સાચા જવાબો જોઇએ છે."

"વારુ, કશુંય છુપાવ્યા વગર સાચા જવાબો આપીશ. પૂછો."

"ક્રાન્તિકારીઓ સાથે તમારો કશો સંબંધ છે ખરો?"

"સંબંધ એટલે? હું જર્મનીમાં હતો ત્યારે નિખિલ બાબુ સાથે અને ઓળખાણ થઈ હતી. હું અહીં આવ્યા પછી તેમના એક–બે પત્રો પણ મને ગુપ્ત માર્ગે મળેલા છે. પણ ક્રાન્તિકારી ચળવળ સાથે મારો કશો સંબંધ નથી. નિખિલ બાબુના જે પત્રો મારા પર આવ્યા છે તેમાં પણ ચળવળનો જરાએ ઉલ્લેખ નથી. કલકત્તામાં તેમની એક બહેન છે, તેમના ખુશી ખબર માત્ર તેમણે પુછાવ્યા હતા."

"તે પત્રોનો તમે નાશ કરી નાંખ્યો છે ને?"

"ના. કેમ વારુ?"

"મારું સાંભળશો કે નહિ? તે પત્રો અત્યારે ને અત્યારે કાઢો અને મારા દેખતાં તેનો નાશ કરી નાંખો."

"પણ તેનું કારણ શું?"

સર કંચનલાલ સાથે થએલી બધી વાત વિનીતાએ વીરેંદ્રને કહી સંભળાવી અને છેવટે કહ્યું: "હવે આવ્યું તમારા ધ્યાનમાં કે તમારા ઉપર કેવા પ્રકારનું સંકટ લટકી રહ્યું છે? સર સાહેબની વાત સાંભળ્યા પછી હું કેટલી ગભરાઇ ગઇ હતી તેની તમને કલ્પના નથી. તમારે એ બાબુજીના પત્રોનો અત્યારે ને અત્યારે નાશ કરવો જ જોઇશે, અને હથિયારોના કાયદા સંબંધે જાહેર સભામાં બોલવાનું પણ બંધ કરવું જોઇશે. સમજ્યા? ઝટપટ હા કહો અને મને વચન આપો."

જવાબ આપવાને બદલે વીરેંદ્રે વિનીતાને નિરખીને જોયા કર્યું. છેવટે તે વિચિત્ર રીતે હસ્યો અને બોલ્યો: "કેવી બ્હીકણ છે તું?"

વીરેંદ્રે 'તમે' ને બદલે 'તું'નો પ્રયોગ કર્યો, તે વિનીતાના લક્ષમાં આવ્યા વિના રહ્યો નહિ. પણ તે બાબત તરફ વધારે લક્ષ આપવાનો આ વખત નહોતો. તે બોલી: "ભલે હું બ્હીકણ હોઉં, પણ તમારે મારી વાત માનવી તો પડશે જ, એટલું સાચું."

"અને મારી વાત તું કાંઇ નહિ સાંભળે?"

તેના તે પ્રશ્નમાં સમાએલો ભાવાર્થ વિનીતા બરાબર કળી ગઇ; પણ પ્રેમની ભાષા મનને ગમતી હોવા છતાં તેને કેવળ જુદું જ વલણ આપવાની ચતુરાઇ સ્ત્રીઓમાં હોય છે. તે બોલી: "કેમ વારુ? મેં કાંઇ તમારી વાતો થોડી સાંભળી છે? તમે તમારા પૂર્વ ચરિત્રની જેટલી વાતો કહી તેટલા પર જ મારે સંતુષ્ટ રહેવું એમ મને કહ્યું તે હું સાંભળી રહી. મને લાઠીની કવાયત શીખવાની ઇચ્છા હોવા છતાં મારે તમારા લાઠીવર્ગમાં આવવું નહિ એમ તમે કહ્યું તે પણ મારે સાંભળવું અને માન્ય રાખવું પડયું. તેમ જ..."

આ બોલતી વખતે વિનીતા હસતી પણ જતી હતી. છેવટે તેની પેઠે વીરેંદ્રે પણ હસવા માંડયું, એટલે વાકય પૂરું કરવાની જવાબદારી હવે પોતા પર રહેતી નથી એમ વિનીતાએ માની લીધું.

પણ તત્કાળ વીરેંદ્રની વદનચર્યા ગંભીર બની ગઇ અને તે બોલ્યો: "વિનીતા! એ વાત હવે જવા દે. આજસુધી મેં તને એકકે સીધો પ્રશ્ન પૂછ્યો નથી અને તેનો જવાબ આપવાની સખ્તાઇ મેં તારા પર કરી નથી. તે પ્રશ્ન હું કોઇ વખતે તને પૂછીશ એ તું ચતુરાઇપૂર્વક સમજી લઇશ એમ માનીને હું કાંઇ અધું-પધું બોલ્યો પણ હોઇશ. તે મારું બોલવું તને કેટલું ગમ્યું છે તે હું અત્યારે નક્કી કહી શકતો નથી, અને તેથી જ આજે કટલાક દિવસથી મારા મનમાં એકસરખી રીતે અગ્નિ પ્રજળી રહ્યો છે. મશ્કરી છોડીને એ માનસિક આગ આજે તું બુઝાવીશ કે નહિ?"

આ સીધા પ્રશ્નને હવે ઉડાવી દઇ શકાય તેમ નહોતું એ વિનીતા સમજી ગઇ. હવે વીરેંદ્રને તેનો શો જવાબ આપવો તે તેને સૂઝતું નહોતું. તેને જોઇતા શબ્દો પણ યાદ આવતા નહોતા, પણ જે કાંઇ બોલવું હોય તે બોલતી વખતે વદનચર્યા કેવી રાખવી એટલું જ નહિ પણ કેમ વર્તવું તે પણ તેને સૂઝતું નહોતું.

જે માણુસ પોતાને ગમતો હોય, તેના મન ઉપર ઘા કરવાનો પ્રત્યક્ષ પ્રસંગ જ્યારે આવી પડે છે, ત્યારે માણુસ એ જ રીતે ગૂંચવાઇ જાય છે. વિનીતાએ માથું નીચું ઢાળીને દાંત વડે ઓઠ ચાવવા માંડ્યો.

વીરેંદ્ર બોલ્યોઃ " વિનીતા ! તારા માટે મારા મનમાં લાગણી છે તે કેવળ સ્પષ્ટ શબ્દોમાં મારે બોલવાની જરૂર છે શું? તે બોલવું, તદ્દન સહેલું છે એમ મને આજસુધી લાગતું હતું; પણ અત્યારે તે બોલવાનો વખત આવતાં મારું મન બહુ જ ગૂંચવાઇ ગયું છે. મને બોલતાં આવડતું નથી. વાણીનો વિલાસ મેં માણ્યો નથી કે એ કસબ આવડતો પણ નથી. મારે જે પૂછવું છે તે તદ્દન નીરસ શબ્દોમાં જ મારે પૂછવું કે શું કરવું તે મને સમજાતું નથી. હું તને માત્ર એટલું જ પૂછું છું કે મારા પ્રેમનો જો તું સ્વીકાર કરીશ તો..."

બોલતાં બોલતાં તે એકદમ અચકાઇ ગયો.

વિનીતાએ મસ્તક બીજી બાજુએ ફેરવીને ડાબા હાથમાંના રુમાલ વડે આંખો લૂછી. તે પોતાના ઓઠને પણ બળપૂર્વક દાબી રહી હતી એમ વીરેંદ્રે જોયું.

તે બોલ્યોઃ " મારા આ શબ્દોથી તારા મનને શું દુઃખ થાય છે? તેં હમણાં કહ્યું કે મારા પર તત્કાળમાં જ મોટું સંકટ આવી પડવાનું છે. પણ ખરું કહું? એવા સંકટને સમયે હું ધીરજથી વર્તીશ તો તારા પર પ્રેમ ધરાવવાને કાંઈક અંશે પાત્ર બનીશ એવી મને આશા છે. મેં તને કહેલું જ છે કે ક્રાન્તિકારી ચળવળ સાથે મારો કશો જ સંબંધ નથી, પણ કોઇ એવો સંબંધ જોડવા ઈચ્છતું હોય, તો ભલે તે તેમ કરી લે. હથિયારો ધારણ કરવાં એ પ્રત્યેક નાગરિકનો જન્મસિદ્ધ *હક્ક છે એવો મારો પ્રામાણિક મત છે, અને તે માટે મને સજા થવાની હોય તો ભલે થાય. મારા પ્રેમનો તું સ્વીકાર કરીશ, તો તે આનંદની પાસે મને હરકોઈ સંકટ તુચ્છ જ જણાશે એવી મારી ખાતરી છે. વિનીતા! કહે, કહે, મારી આશાને કોઇ પણ સ્થાન છે ખરું?"

વીરેંદ્રે વિનીતાનો જમણો હાથ ધીમેથી પોતાના હાથમાં લીધો. તે છોડાવી લેવાનો વિનીતાએ પ્રયત્ન કર્યો નહિ. વિનીતા કાંઇક પણ બોલશે એવી આશાથી તે કેટલીક વાર સુધી ચૂપ બેસી રહ્યો.

પણ તે કશુંય ન બોલી. માત્ર તેણે આંખો પરથી રુમાલ દૂર કર્યો હતો અને દાબેલા હોઠને મુક્ત કર્યા હતા એટલું જ. તેની આંખોની પાંપણો સ્થિર થઇ અને દૂર દૂરની ક્ષિતિજની રેષા પર દૃષ્ટિ ટેકવીને તે કાંઇ નિહાળી રહી હોય એવી તેની વદનચર્યા બની.

વિનીતાનો સુકુમાર મૃદુલ હાથ પોતાના હાથમાં છે, પણ તે પોતે દૂર દૂર જઇ બેઠી છે એવો વીરેંદ્રને આભાસ થયો. એ આભાસ પર પણ જીવનભર સંતુષ્ટ રહેવાને વીરેંદ્ર આનંદથી તૈયાર થયો હોત!

પણ એટલામાં વિનીતાની શૂન્ય દૃષ્ટિ એકદમ બદલાઇ. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો અને મોહનિદ્રામાંથી માણસ પાછો જાગૃતિમાં આવે તે પ્રમાણે સ્વસ્થ બનીને વીરેંદ્રના હાથમાંથી પોતાનો હાથ તેણે પાછો ખેંચી લેવા માંડ્યો.

પણ તે ન છોડતાં વીરેંદ્રે પૂછ્યું: "વિનીતા! પ્રેમના એક જ શબ્દ માટે હું અધીરો થયો છું. એક જ શબ્દ તારા મુખમાંથી હું સાંભળું..."

વિનીતાએ બોલવાનો પ્રયત્ન કર્યો; જાણે કોઇ ઊંડા જખમની પીડા થઇ રહી હોય તેમ તે ઉચ્ચરી: "પ્રેમ ! પ્રેમ—"

તે વખતે તેના શરીરમાં જે વિલક્ષણ કંપ સ્ફુર્યો, તેની લહરિ વીરેંદ્રના હાથમાં પણ પ્રવિષ્ટ થઇ. તે લહરિમાં વિનીતાના અંતઃકરણનો કયો ભાવ વ્યકત થયો તે વીરેંદ્રને સમજાયું નહિ.

એકદમ એક નવીન કલ્પના તેના મનમાં આવી અને તે બોલ્યો: "વિનીતા! મારા સિવાય બીજા કોઈ પણ પુરુષને તેં તારો પ્રેમ અર્પણ કર્યો છે શું?"

વિનીતાએ ફક્ત 'હં'કારમાં માથું ધુણાવ્યું અને એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

તે ક્ષણે પોતાના હાથમાંનો વિનીતાનો હાથ તદ્દન નિર્જીવ થઇ ગયા જેવો વીરેંદ્રને લાગ્યો, જાણે એ હાથ એમ જ કહી રહ્યો હતો કે બેઉ હૈયાનું સંમિલન થવું અશક્ય છે તો દેહસ્પર્શની બાબતમાં પણ બેઉ વચ્ચે અંતર રહેવું જ જોઇએ.



## ૪૦

## અગોચર ભાવના

વિનીતા વીરેંદ્રને ત્યાંથી ઘેર પાછી ફરી ત્યારે તેના મનની સ્થિતિ અત્યંત વિલક્ષણ બની ગઇ હતી. પોતા પર વીરેંદ્રનો ખૂબ પ્રેમ જડાયો હતો અને એ પ્રેમનો સ્વીકાર કરવાનું પોતા માટે અશક્ય હતું એથી તેને બહુ વિષાદ થવા લાગ્યો. તેણે પોતાના હૈયાને ઊલટાવી–સુલટાવી તપાસી જોયું, પણ તેમાં વીરેંદ્ર માટેની પ્રણય-ભાવના તેને બીલકુલ માલૂમ પડી નહિ. પૂર્વે એક વાર પોતે એક-પુરુષ પર પોતાનો પ્રેમ ઢોળ્યો હતો તેથી બીજા પુરુષ પર પોતે પ્રેમ ઢોળી શકે નહિ એવી લાગણીશીલતાવાળી વિનીતા નહોતી. જુદે જૂદે પ્રસંગે જુદી જુદી વ્યક્તિઓ પર મનુષ્યનો પ્રેમ ઢોળાય–ખરે-ખરો પ્રેમ ઢોળાય–એ શક્ય છે અને એવી રીતે પ્રેમ ઢોળવાથી મનુષ્યે કોઇ મોટો ગુન્હો કરી નાંખ્યો હોય એમ માનવાનું કશું કારણ નથી એવો વિનીતાનો મત હતો. એટલે વીરેંદ્ર ઉપર પ્રેમ ધરાવવો એ ઠીક નથી એવા વિવેકથી તેણે પોતાના મનને વારી રાખ્યું હતું એવું બીલકુલ નહોતું. કેટલીક પુષ્પલતાઓ એવી હોય છે કે તેને એક વાર ફૂલ આવી જાય છે એટલે પછી ફરીથી આવતાં નથી. તે લતા જીવતી રહે છે પરન્તુ વસંત ઋતુની કશી સુભગ અસર તેના પર થતી નથી, અને સાધારણ ઘાસના જેવી સ્થિતિમાં જ તે જીવન પૂરું કરે છે. એવી પુષ્પલતા જેવી પોતાની સ્થિતિ થએલી વિનીતા સ્પષ્ટ રીતે જોઈ શકતી હતી. વીરેંદ્ર ઉપર થોડો પણ પ્રેમ ધરાવ-

વાનું પોતા માટે શક્ય હોત તો ઠીક હતું, એમ તેના મનમાં વારંવાર થયા કરતું હતું, પણ એ સંબંધે પોતે નાઇલાજ હતી એ પણ તેને સ્પષ્ટ ભાસતું હતું. આ કારણની વીરેંદ્ર ઉપર ગુસ્સો કરવાને બદલે તેને પરિસ્થિતિની વિચિત્રતા ઉપર જ ગુસ્સો આવતો હતો. વીરેંદ્રની તો તેને માત્ર દયા જ આવતી હતી.

વીરેંદ્રને ત્યાંથી તે નીકળી ત્યારે પણ તેને માટે વિનીતાના મનમાં દયાની લાગણી જ હતી. તેણે પ્રેમ દાખવ્યો અને પોતાના મનની વિરુદ્ધ કેટલોક સમય તેણે પોતાનો હાથ પકડી રાખ્યો તેમાં પણ તેણે પોતાના ગુસ્સાને પાત્ર કશો અપરાધ કર્યો હોય તેમ વિનીતાને લાગ્યું નહિ.

તે રાત્રે તે બિછાનામાં પડી, ત્યારે પણ જે વિચાર તેના મનમાં આવ્યા હતા તે ખરેખર વિચિત્ર હતા. વીરેંદ્ર સાથે હવે પોતે વધારે સંબંધમાં આવવું નહિ એવું તેણે અઠવાડિયા પૂર્વે પોતાના મનમાં ઠરાવ્યું હતું, પણ હવે તેને તેમ લાગતું નહોતું. તેના પર કાંઇ પણ સંકટ આવી પડશે એમ તેને ખાતરીપૂર્વક લાગતું હતું તેથી તે તેને વિનાવિલંબે મળવા ગઈ હતી, અને હવે પછી પણ પોતે તેને વારંવાર મળતા રહેવું જોઈએ, તેને બનતે યત્ને સંકટમાંથી બચાવી લેવો જોઇએ, એમ તેને લાગતું હતું. પ્રેમિકાના સંબંધથી તેની સાથે વર્તવું તેને માટે શક્ય નહોતું, પણ સ્નેહી તરીકેના સંબંધથી તેની નિકટ રહેવું એ શક્ય જ નહિ પણ આવશ્યક હતું એમ તેને લાગતું હતું. જો પરિસ્થિતિ જુદી હોત, તો વીરેંદ્રે પ્રેમનો પ્રશ્ન સ્પષ્ટ રીતે કર્યો પછી તેની પાસે જવું-આવવું બીલકુલ બંધ કરવું એ બેઉને માટે હિતકારક હતું; પણ આજે તો વીરેંદ્રનું અને તેની સંસ્થાનું રક્ષણ કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો; તેની પર ગુસ્સો કરી બેસવાનો કશો અર્થ નહોતો. ઊલટું વિનીતા વિષેની તેની મૃદુ ભાવનાની સહાયથી તેની ઉપર નિયંત્રણ રાખવાનું કાર્ય સુશક્ય અને અગત્યનું હતું. તેના પ્રેમનો સ્વીકાર વિનીતા કરી શકે તેમ નહોતું પણ તેનું સંર-

ક્ષણ કરવાનું તો તેને મન થયાં કરતું હતું. કદાચ એ અગોચર ભાવના એક પ્રકારની વત્સલતાનું સ્વરૂપ હોય એમ પણ વિનીતાને લાગતું હતું. કોઈની ઉપર વાત્સલ્યની વૃષ્ટિ કર્યાં વિના સ્ત્રીનું અંતઃકરણ નથી રહી શકતું એ શું કુદરતનું જ નિર્માણ હશે?

આવે વખતે વિનોદિની પોતાની પાસે હોય તો પોતાને ગૂંચવતા અનેક પ્રશ્નોનો ઉકેલ તે કરી આપે એમ તેને લાગ્યું પણ તે તો સેંકડો માઈલ દૂર જઈને બેઠી હતી.

પણ સવારમાં તે ઊઠી, ત્યાં જ વિનોદિનીની ફીલમ કંપનીનો માલેક તેને મળવા આવ્યો. તે વિનીતાને વિનોદિની પાસે તેડી જવા આવ્યો હતો. વિનોદિનીએ ખાસ આગ્રહપૂર્વક તેને બોલાવી હતી એમ તેના હસ્તાક્ષરની ચિઠ્ઠી વાંચીને વિનીતા જોઈ શકી. એ ચિઠ્ઠીમાંનો આગ્રહ તેના મનની દ્વિધા સ્થિતિ કરનારો નીવડ્યો. વીરેંદ્રને ભયમાં છોડીને મુંબઈથી દૂર જવાનો વિચાર તે સહન કરી શકતી નહોતી. બીજી બાજુએ વિનોદિનીને ઘણા વખતથી તે મળી નહોતી એટલે તેની સાથે ખૂબ ખૂબ વાતો કરવાની ઇચ્છા રહ્યા કરતી હતી. છેવટે તેણે લાંબો વિચાર કરીને કંપનીના માલેકને જવાબ આપ્યોઃ "હમણાં મારાથી મુંબઈ છોડી શકાય તેમ નથી એમ વિનોદિનીને કહેજો, પણ સગવડ મળતાં જરૂર આવીશ."

"પણ વિનોદિની બહેન મને જરૂર ઠપકો આપશે. તેમનો સ્વભાવ કેવો છે તે તમે જાણો છો. તે એમ જ કહેશે કે મારી સખીને લીધા વિના તમે પાછા આવ્યા જ કેમ?"

વિનીતા હસી. તે બોલીઃ "તેનો સ્વભાવ હું જાણું છું."

"અરે, એમના સ્વભાવની વાત જ ન કરો. જેટલો તેમનો મિજાજ ગરમ છે, તેટલો જ તે માયાળુ પણ છે. ડાયરેક્ટરથી માંડીને દરવાન સુધીના બધાય એમની જ આંખે જુએ છે; એટલું જ નહિ પણ સ્ટેશનના પોર્ટરો સુદ્ધાં તેમનાં મ્હોંફાટ વખાણ કરે છે. તમે

આવશો તો તમને પણ આશ્ચર્ય થશે કે આટલા દૂર દેશમાં પણ તેમણે પોતાનો મીઠો પ્રભાવ કેવો પ્રસાર્યો છે !"

"પણ મારાથી અત્યારે આવી શકાય તેમ નથી એટલે દિલગીર છું. હું વિનોદિનીને વિસ્તૃત પત્ર લખીશ એટલે તમારો દોષ તે નહિ કાઢે."

કંપનીનો માલીક નિરાશ થઈ ને ચાલ્યો ગયો. વિનીતાએ બીજે દિવસે વિનોદિનીને પત્ર લખવાનું ઠરાવ્યું.

પણ બીજે દિવસે ઓચિંતો એક વિલક્ષણ બનાવ બન્યો.

કામાટીપુરામાં હિંદુ–મુસલમાનોનું એક નાનું સરખું તોફાન થયું, અને તેમાં પકડાયલા એક ઇસમે પોતાની કેફિયતમાં એવું જણાવ્યું કે "હું વીરેંદ્રનો શિષ્ય છું અને તક મળે ત્યારે મુસલમાનો વિરુદ્ધ દંગો મચાવવો એ હિંદુઓનું કર્તવ્ય છે, એવું તેણે લાડીવર્ગમાંના બધા વિદ્યાર્થીઓને શીખવ્યું છે."

આ ખબર છાપામાં વાંચતાં જ વિનીતા ગભરાઇ. તે તુરત જ સર કંચનલાલ પાસે ગઇ. કંચનલાલે પણ છાપામાં એ ખબર વાંચી હતી. તેમણે કહ્યું: "તમે કેમ આવ્યાં છો તે હું જાણું છું."

વિનીતાએ ખુરશીમાં બેઠા પૂર્વે જ એકદમ પૂછ્યું: "તો હવે શું કરવું ?"

"શું કરવું તે મેં વિચારી રાખ્યું છે. તમે બીલકુલ ગભરાશો નહિ. જે માણસે વીરેંદ્રના સંબંધમાં કેફિયત કરી છે, તેને કોઇએ એવું શીખવી રાખ્યું હોય એમ લાગે છે. મેજીસ્ટ્રેટ સમક્ષ તેને ઊભો કરવામાં આવશે ત્યારે તે કદાચ ખરું બોલશે. વીરેંદ્રનું કાર્ય કોઇની પણ આંખોમાં ખૂંચતું હોય એમ લાગે છે. જેને તે ખૂંચતું હશે તેનું જ એ કારસ્થાન હશે."

"પણ હવે વીરેંદ્રને કદાચ પકડવામાં આવશે." વિનીતાના વદન ઉપર ખૂબ ચિંતા તરી રહી હતી.

" તેમ થવાનો સંભવ છે, પણ તેમ ન થવા દેવાને હું જરૂરી યત્ન કરવાનો છું. હું અત્યારે પોલીસ કમિશનરની મુલાકાતે જઉં છું, તમે આવો છો ?"

" ના, ના, હું તો ઘેર જઈશ."

" કેમ ? એમાં ગભરાવા જેવું કશું નથી."

" હું ગભરાતી નથી, પણ ત્યાં હું નહિ આવું."

" તો ભલે." કંચનલાલ જરા હસ્યા અને બોલ્યા: " પણ મારી સાથે સ્ટેશન સુધી તો આવશો ને ?"

વિનીતા સર કંચનલાલની સાથે તેમની મોટરમાં બેઠી. સ્ટેશન પાસે મોટરમાંથી ઊતરતાં તેણે પૂછ્યું: " પણ આપની અને પોલીસ કમિશનરની વચ્ચે શી વાતચીત થઈ તે હું કેવી રીતે જાણી શકીશ ?"

" હું ત્યાંથી નીકળીને તમને મળવા તમારે ઘેર આવીશ. પછી શી ફીકર છે ?"

વિનીતા ઘેર ગઈ. બપોરના ત્રણ વાગી ગયા પણ કંચનલાલ આવ્યા નહિ, કે તેમની તરફથી કશી ખબર પણ આવી નહિ. હવે વિનીતાને વધારે ચિંતા થવા લાગી. તેના મનમાં તરેહતરેહની કલ્પનાઓ ઊછળવા લાગી અને એ કલ્પનાઓએ તેને ગભરાવી મૂકી.

છેવટે ચાર વાગતાં સર કંચનલાલ તરફથી ચિઠ્ઠી લઈને તેમનો શોફર આવ્યો. ચિઠ્ઠીમાં લખ્યું હતું: " પોલીસ કમિશનરને કહેવા જેવી બધી વિગત મેં કહી છે. અત્યારે ચિંતા રાખવાનું કશું કારણ નથી. કેફિયત કરનારા પેલા ઇસમે પોતાની કેફિયતમાં પાછો ફેરફાર કર્યો છે. હવે કેટલાક દિવસ વીરેંદ્રે બહુ સાવધાનતાથી વર્તવાની જરૂર છે. હું તેને મળીને આવ્યો છું, પણ બને તો આજે ને આજે તમે તેમને જરૂર મળીને સમજાવજો."

આ ચિઠ્ઠી વાંચતાં વિનીતાથી સ્થિર બેસી રહી શકાયું નહિ. તે તુરત જ ઊઠીને વીરેંદ્ર પાસે ગઈ.

તે દિવસે લાઠીવર્ગમાં રજા હતી, એટલે વીરેંદ્ર ઘેર હતો. વિનીતાને જોતાં જ તેણે કાંઇક વસ્તુ એકદમ ટેબલના ખાનામાં મૂકી દીધી અને તેને કહ્યું: "હું એમ ધારતો હતો કે તું હવે કોઈ દિવસ મારું મ્હોં પણ જોઇશ નહિ."

"કેમ વારુ? તે દિવસે તમે મારી પાસે પ્રેમનો પ્રશ્ન કર્યો, તે ઉપરથી?"

"હા."

"વાહ!"

"ખરેખર, મને એમ જ લાગતું હતું."

"એમાં શું? તમારા પ્રશ્નનો જે ઉત્તર મારે આપવો હતો તે મેં આપ્યો. પણ તે ઉપરથી મારે કે તમારે પરસ્પર ગુસ્સે થવાનું શું કારણ? પ્રેમ સિવાય બીજી કોઇ ભાવના સ્ત્રીપુરુષમાં હોઈ શકતી જ નહિ હોય શું?"

"હોઈ શકે છે. પણ તારે માટે મારા મનમાં એક વાર ગાઢ પ્રેમ ઉદ્દભવ્યા પછી બીજી ભાવનાને હવે સ્થાન જ રહ્યું નથી. તે દિવસે તું અહીંથી ગઇ, ત્યારથી મેં એ બાબત સંબંધે પુષ્કળ વિચાર કરી જોયો છે. મારા મનનું સમાધાન મને શક્ય દેખાતું નથી. મારા પોતાના અને સંસ્થાના સંરક્ષણ માટે મારે જરા સાવધાનતાથી વર્તવું એવું તે દિવસે તેં કહ્યું, ત્યારે મને ક્ષણભર એમ લાગ્યું હતું કે મારો પ્રેમ જો તું સ્વીકારીશ તો તારા સમાધાન માટે મારું કથન માનવામાં પણ એક પ્રકારનું સુખ રહેલું છે; પણ મારો પ્રેમ વ્યર્થ છે એવું મેં જાણ્યું ત્યારથી મને એક પ્રકારનો ઉદ્વેગ થવા માંડ્યો છે. મારે સાવધાનતાથી વર્તવું પણ શામાટે અને કોને માટે? મારી જે પ્રામાણિક માન્યતાઓ છે તે જાહેર રીતે બોલી બતાવવામાં જ મને એક પ્રકારનો સંતોષ મળે છે. તે સંતોષ હું છોડી દઉં, પણ તે બીજા કયા સંતોષના લોભથી છોડું? મારાં ભાષણોથી સજા ભોગવવાનો વખત આવે, કિંવા ઉત્સાહભેર કાઢેલી મારી

સંસ્થા પર સંકટ આવે, તો તેથી શી મોટી હાનિ થઇ જવાની છે? ઊલટું, તેમ થશે તો મારી માન્યતાઓ તરફ લોકોનું ધ્યાન વધારે આકર્ષાશે અને જે જાગૃતિ મારે કરવી છે તે આપોઆપ થવા લાગશે. તેથી જ હવે પછી એક પ્રકારની સાહસિક વૃત્તિથી વર્તવાનું મેં ઠરાવ્યું છે."

તે વખતની વીરેંદ્રની મુખમુદ્રા જોઇને વિનીતા બ્હી ગઇ અને એકદમ બોલી: "નહિ, નહિ, હું તમને એવી રીતે વર્તવા દેવાની નથી. તમારી આસપાસ કેવાં સંકટો ઘેરાવા લાગ્યાં છે તેની તમને કલ્પના છે ખરી?"

"હા, સર સાહેબે મને બધુંય કહ્યું છે, પણ એવાં સંકટો ટાળવા માટે હું મારા મનને ગૂંગળાવી મારવા તૈયાર નથી. વિનીતા! તું ચતુર છે અને તારે સમજવું જોઇએ કે પુરુષને આ સંસારમાં બે પ્રકારના આનંદ જોઇએ છે. એક પરાક્રમનો આનંદ અને બીજો પ્રણયનો આનંદ. એ બેઉ પ્રકારના આનંદ મેળવવાને પ્રત્યેક પુરુષ દોડધામ કરે છે અને જે ભાગ્યશાળી હોય છે તે બેઉ પ્રકારના આનંદ પ્રાપ્ત કરે છે. હું એવો ભાગ્યશાળી હોઇશ એવા ભ્રમમાં હું ઘણા દિવસથી ભ્રમ્યા કરતો હતો. દરેક મનુષ્ય એવો ભ્રમ કેટલોક સમય સેવતો જ હોય છે. પણ મારો તે ભ્રમ દૂર થયો, એટલે જે આનંદ મારા નસીબમાં નથી તેની આશા છોડીને બાકી રહેલા બીજા આનંદમાં જીવનની ઇતિકર્તવ્યતા માનવાને હું તૈયાર થયો છું. એટલે હવે વિવેકનું કોઇ પણ બંધન રાખવા હું તૈયાર નથી. ગુસ્સે ન થઇશ; મારી આવી સ્થિતિ તેં જ કરી છે."

વિનીતાથી વીરેંદ્રની તે સમયની દૃષ્ટિ સહન થઇ શકી નહિ. તેણે દૃષ્ટિને નીચી ઢાળીને ધીરે સ્વરે કહ્યું: "મારા જેવી એક સાધારણ સ્ત્રીનું આટલું બધું મહત્ત્વ માની લેવું એ તમને શોભતું નથી."

વીરેંદ્રની આંખોમાંથી હાસ્ય સ્ફુર્યું. તે બોલ્યો: "સાધારણ સ્ત્રી? તું મને કેટલી મહાન સ્ત્રી લાગે છે તે હું કેવી રીતે બોલી

બતાવું ? અને જો વિચારી જોઇએ, તો જગતમાં બધાં મનુષ્યો શું સાધારણ નથી હોતાં ? પણ ખરી મહત્તા વ્યક્તિની નથી, તેના વ્યક્તિત્વને લીધે જે ભાવના આપણા હૃદયમાં ઉત્પન્ન થાય છે તે ભાવનાની છે. પ્રેમ એ આ જગતમાંની સર્વથી મહાન, દિવ્ય અને પ્રભાવયુક્ત ભાવના છે, અને એ ભાવનાનું તેજોવલય આપણે આપણા મનથી કોઇ એક વ્યક્તિની આસપાસ નિર્માણ કરીએ છીએ, ત્યારે તે વ્યક્તિ આપણને મહાન જણાવા લાગે છે. તું ગમે તેમ કહે, પણ મારા મનથી તો તું સદૈવ મહાન જ રહેવાની, અને મારે મન તારી કેટલી મહત્તા છે તે તને બતાવી આપવાની તક પણ મને મળશે. માફ કર, હું તને ફરીથી પૂછું છું કે મારી આશાને શું બીલકુલ સ્થાન નથી ?"

એ બોલતી વખતે વીરેંદ્ર વિનીતાની નજીક એટલો આવ્યો હતો કે તેનો ઉષ્ણ શ્વાસ વિનીતાના મસ્તકને સ્પર્શતો હતો. તે નીચું જોઇ રહી હતી, પણ કલ્પનાથી તે સમજી શકતી હતી કે તે ક્ષણે વીરેંદ્રની મુખમુદ્રા કેવી બની ગઇ હશે. તેનું હૃદય વીરેંદ્ર પ્રતિની અનુકંપાથી છલાછલ ભરાઇ ગયું. એક બાજુએ તેના અંતઃકરણનું દુઃખ દૂર કરવાની તીવ્ર ઇચ્છા તેને થઇ, પણ બીજી બાજુએ જે પ્રેમોદ્ગાર વીરેંદ્રને તેના મુખમાંથી સાંભળવાની ઇચ્છા હતી તે ઉદ્ગારને જન્મ આપનારી ભાવના પોતાના હૈયાના એક ખૂણામાં પણ નથી એમ વિનીતા સ્પષ્ટ રીતે જોઇ શકતી હતી.

આ ક્ષણ અત્યંત ચમત્કારિક છે, એવું લાગવાથી તે વીરેંદ્ર પાસેથી ચાલી જવાને ઊઠી. પણ વીરેંદ્રે ધીરેથી તેના ખભા પર હાથ મૂકીને કહ્યું: "એમ જવાને કેમ તૈયાર થાય છે? હું કાંઇ અવિચારી વર્તન કરી બેસીશ, એવો ભય તને લાગે છે શું ?"

વિનીતાએ માથું ઊંચું કરીને તેની તરફ જોયું અને ખિન્નતા-પૂર્વક કહ્યું: "ના, તમારો ભય મને લાગવાનો નથી. પણ અત્યારે કાંઇક પણ ભય તો મને લાગે છે જ; કોણ જાણે શાથી !"

પણ એટલામાં બહાર રસ્તા પર કાંઇ ભારે બૂમાબૂમ થવા લાગી, અને એ શાની બૂમાબૂમ છે તે જોવાને વીરેંદ્ર એકદમ ઓરડીનું બારણું ઉઘાડીને ગેલેરીમાં ગયો.



## ૪૧

## અણુધારી ઘટનાઓનો પ્રવાહ

કેટલીક વાર સુધી વીરેંદ્ર ગેલેરીમાંથી ઓરડીમાં પાછો આવ્યો નહિ. બહાર ચાલી રહેલી બૂમાબૂમ વધતી જતી હોય એમ વિનીતાને લાગ્યું. લોકોની ગીર્દી જામી હોવી જોઇએ, મારામારી થતી હોવી જોઈએ અને દંગા જેવી ધમાલમાં લોકો બૂમાબૂમ કરી રહ્યા હોવા જોઈએ, એમ વિનીતાને ઓરડીમાં બેઠાં બેઠાં સંભળાતા અવાજો પરથી લાગ્યું.

શું થયું હશે તે નહિ સમજવાથી વિનીતા ગભરાઇ. વીરેંદ્ર પાછો આવ્યો નહિ, તેથી તો તે બહુ જ ભયભીત થઈ. સાંજ પડવાથી ઓરડીમાં અંધકાર પ્રસરતો હતો. દીવો સળગાવવાને વિનીતા જરા ઊઠી.

એટલામાં વીરેંદ્ર દોડતો ઓરડીમાં આવ્યો અને ટેબલ પાસે જઇને તેનું ખાનું ઉઘાડવા લાગ્યો. તેનો ચહેરો વિલક્ષણ, ઉશ્કેરાયલો અને ગંભીર બની ગએલો વિનીતાએ જોયો. તેણે પૂછ્યું: "શું થયું છે?"

વીરેંદ્રે વિનીતા તરફ એવી વિચિત્ર દૃષ્ટિથી જોયું કે જાણે વિનીતા ઓરડીમાં છે એનું ભાન જ વીરેંદ્રને રહ્યું ન હોય. તે જાણે મનમાં જ બોલી રહ્યો: "વારુ; તું અહીં જ છે કે?" એવી માનસિક સ્થિતિમાં તેના વદન પર ચિંતાની રેખાઓ ઊમટી આવી.

તેના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે તે બોલ્યો: "તું હવે એમાં સંડોવાવાની! અહ! આ તો કાંઈનું કાંઇ બની ગયું!"

"એટલે? શું થયું છે? સ્પષ્ટ વાત તો કરો!"

"આ ભાગમાં હિંદુ-મુસલમાનોનો મોટો દંગો શરુ થયો છે. પહેલાં થએલા કામાટીપુરાના દંગાનું આ પરિણામ હશે. આખા રસ્તા પર બધેય ગરબડ મચી રહી છે. તું હવે અહીંથી કેવી રીતે જઇ શકીશ, એ પ્રશ્ન છે. કદાચ રાત્રે અહીં જ રહેવું પડશે. અત્યારે મારી સ્થિતિ ખૂબ વિચિત્ર બની ગઇ છે. રસ્તા પર હિંદુઓ માર ખાઇ રહ્યા છે તે મારાથી જોઈ રહેવાતું નથી. તેમને મદદ કરવાને હું જો ત્યાં ન જઇ પહોંચું, તો ભીરુતાનું શલ્ય મારા મનમાં જીવનભર ખૂંચ્યા કરશે. પણ તને એકલીને અહીં મૂકીને મારે કેવી રીતે જવું તે મને સમજાતું નથી. ઓરડી બંધ કરીને બહાર તાળું લગાવીને જઉં તો તું ધીરજથી અંદર કેટલોક વખત રહી શકીશ? બનતી ઉતાવળે હું પાછો આવી પહોંચીશ, હોં!"

એમ કહીને, જાણે વિનીતા તરફથી 'હ' કારમાં જવાબ મળી ગયો હોય એમ માની તેણે એકદમ ટેબલનું ખાનું ઉઘાડયું અને તેમાંની કોઇ વસ્તુ હાથમાં લઈને તે તુરત બારણા ભણી વળ્યો—બહાર જવા માટે.

વિનીતાએ જોયું કે તેના હાથમાં પિસ્તોલ હતી! જયારે વિનીતા આવી હતી ત્યારે વીરેંદ્રે એકદમ ટેબલના ખાનામાં કાંઇક મૂકી દીધું હતું તે વસ્તુ પિસ્તોલ જ હોવી જોઇએ!

અને અત્યારે જાગેલા કોમી દંગામાં વીરેંદ્ર પીસ્તોલ લઇને જતો હતો! વિનીતા કંપી ઊઠી. તેણે બેઉ હાથે વીરેંદ્રનું કાંડું જોરથી પકડયું અને કહ્યું: "તમે ભાનમાં છો કે નહિ? આ તમે શું લઇને જાઓ છો?"

"શું એટલે? આત્મસંરક્ષણનું સાધન! વેરીઓને હરાવવાનું સાધન! આત્મસંરક્ષણાર્થે જેનો ઉપયોગ કરવાનો પ્રત્યેક નાગરિકનો જન્મસિદ્ધ હક્ક છે-હું તેમ માનું છું અને દરેક માણસ તેમ માનતો જ હોવો જોઇએ-તે જ આ સાધન!"

તે સમયની વીરેંદ્રની વદનચર્યા તેના હાથમાંના હથિયાર કરતાં

પણ વિનીતાને વધારે ભયંકર લાગી. તેનું કાંડું વધારે જોરથી પકડીને તે બોલી: "મારા ગળાના સોગંદ છે તમને, એ પિસ્તોલ મને આપી દો."

"વિનીતા! તું ગાંડી તો થઇ નથી? બહાર મારા જાતભાઇઓ છરા અને ચપ્પાનો ભોગ થઈને લોહીલોહાણ થઇ રહ્યા છે, તે શું ખુલ્લી આંખે જોતો હું બેસી રહું?"

"અત્યારે હું તમારા એ પ્રશ્નનો કશો ઉત્તર આપી શકતી નથી. તમે દંગામાં ન જાઓ એમ પણ હું તમને કહેતી નથી. તમે પાછા ફરો, ત્યાંસુધી હું અહીં એકલી બેસી રહીશ. સ્વભાવે કરીને, તમારા સહવાસના પરિણામે કરીને કે વખત આવ્યે બીકણ માણસ પણ હિંમતવાન બને છે તેથી કરીને–ગમે તે કારણે–અહીં એકલી બેસી રહેવાની હિંમત મારામાં છે; પણ આ હથિયાર લઈને હું તમને બહાર જવા દેવાની તો નથી."

વિનીતાના સ્વરમાં ભયનો કંપ હતો અને નિશ્ચયની સ્ફુટતા પણ હતી. વીરેંદ્રના કાંડા પરના તેના હાથ પરસેવાથી તરબોળ બની ગયા હતા અને એકસરખી રીતે કંપી રહ્યા હતા. એ જોઇને વીરેંદ્ર કિંચિત્ હસ્યો અને બોલ્યો: "વિનીતા! મારા પર તારો પ્રેમ નથી એમ તું કહે છે તે તદ્દન ખોટું છે, મારા રક્ષણ માટે તારું અંતઃકરણ કેટલું દ્રવી રહ્યું છે તે તારા આ પ્રસ્વેદ નીતરતા હાથ મને સ્પષ્ટ કહી રહ્યા છે."

વિનીતાએ ક્ષણભર તેની નજર ચુકાવી અને પછી હવે જે બોલવાનું છે તે એકદમ બોલી નાંખવું જોઇએ એવા વિચારથી મસ્તક ઊંચું કરીને તે કિંચિત્ હસીને બોલી: "વારુ, ભલે તેમ હોય, પણ એ પિસ્તોલ મને સોંપી દો."

વીરેંદ્રે પિસ્તોલ વિનીતાના હાથમાં આપી દીધી, અને તેના ધ્યાનમાં આવે તે પહેલાં તો તેણે વિનીતાના કપાળ પર ચુંબન લીધું!

"હું બનતી ઉતાવળે પાછો ફરીશ, ગભરાઇશ નહિ." એમ

બોલતો તે બહાર નીકળ્યો અને બારણુંને તાળું વાસી તેણે કુંચી અંદર નાખી; પણ વિનીતાને તેની ખબર પડી નહિ.

વીરેંદ્રના ઓઠનો વિનીતાના કપાળને સ્પર્શ થતાં જ જાણે પોતાને કોઈએ કૂવાના કાંઠા પરથી કૂવામાં ફેંકી દીધી હોય તેવું તેને લાગ્યું. નાક–કાનમાં પાણી જવાથી જેમ માણસ ગૂંગળાઇ જાય તેવી ગૂંગળામણનો તેના જીવને અનુભવ થયો.

કેટલીક વારે તેણે જાણે કૂવાના ઊંડા પાણીમાંથી માથું બહાર કાઢયું અને આજુબાજુ દૃષ્ટિ ફેરવી. તેને ભાન થયું કે પોતે કૂવામાં પડી નથી, પણ વીરેંદ્રની ઓરડીમાં છે.

તેણે જોયું કે પોતાના હાથમાં પિસ્તોલ છે, પોતાના પગ પાસે ઓરડીના તાળાની કુંચી પડેલી છે, ઓરડીમાં દીવો બળે છે, પણ પ્રકાશ વાંકોચુંકો વહી રહ્યો છે કેમ?

તેના પગ પાણી પાણી થવા લાગ્યા અને પોતે બેભાન બની જશે એમ લાગવાથી તે જેમ તેમ કરી ખુરશી પર બેસી ગઇ.

* * *

વીરેંદ્ર પાછો ફર્યો ત્યારે રાતના દસ વાગી ગયા હતા. તેણે દંગાનો વૃત્તાંત વિનીતાને કહી સંભળાવ્યો તે રોમાંચનો અનુભવ કરાવે તેવો હતો.

તોફાનીઓને વિખેરી નાંખીને પોલીસે બંદોબસ્ત સ્થાપ્યો હતો ખરો, પણ ફરી પાછો દંગો કયાં અને કયારે જાગશે તે કોઇ કહી શકે તેમ નહોતું. આગ હોલવાઇ ગએલી દેખાતી હતી પણ અંગારા સળગતા જ હતા અને તેને પવન લાગતાં આગ ભડકી ઊઠશે એમ લાગતું હતું.

એવી સ્થિતિમાં વિનીતા ઘેર કેવી રીતે જઇ શકે? વીરેંદ્રે તેને પૂછયું: "તારું ઘર કયાં છે? હજી પણ તેં મને તે કહ્યું નથી."

વિનીતા હસી અને બોલી: "આપણી વચ્ચે કરાર થયો છે તે ધ્યાનમાં છે ને? એકે બીજાને કશું પૂછવું નહિ એનો આપણો કરાર

છે. આપોઆપ જેટલું જાણવામાં આવે તેટલા ઉપર જ આપણે સંતુષ્ટ રહેવાનું છે."

"બરાબર; એ તો હું વિસરી ગયો હતો. તને પૂછયું એ મારી ભૂલ થઇ; પણ હવે કરવું શું ? સવારસુધી તારે અહીં રહેવું પડશે."

આ વિચિત્ર પરિસ્થિતિથી વિનીતા મનમાં અત્યંત ચિંતાતુર બની ગઇ હતી. પોતે સવાર પડતાંસુધી ઘેર જાય નહિ અને મુંબઇમાં પોતે સુખરૂપ છે એવો સંદેશો પણ માતાને પહોંચાડવામાં આવે નહિ, તો માતાની મનઃસ્થિતિ કેવી થાય તે તેના ખયાલમાં આવ્યું. પણ મનની એ ચિંતા જરાએ ન બતાવતાં તે બોલી: "કશી ફીકર નહિ. રાત્રે હું અહીં જ રહીશ. તમારા જેવા વીરપુરુષને આશ્રયે રહેવામાં ભય શાનો ? તમે તમારા અજાણ્યા જાતિભાઇઓના રક્ષણાર્થે દોડી ગયા હતા, તો શું એક બહેનનું રક્ષણ કરવામાં ખામી રહેવા દેવાના છો ?"

"બહેનનું" એ શબ્દ સાંભળીને વીરેંદ્ર ચમકયો. વિનીતાએ તે શબ્દ ઇરાદાપૂર્વક ઉચ્ચાર્યો હતો, એ સ્પષ્ટ જ હતું. જ્યારે વીરેંદ્રે વિનીતાના કપાળ પર ચુંબન લીધું ત્યારે વિનીતાએ તેનો જે પ્રતિકાર કરવો જોઇતો હતો તે તેણે આ વખતે કર્યો, એમ વીરેંદ્ર સમજી ગયો. વિષય બદલીને તે બોલ્યો: "વારુ. તું અહીં રાત્રિ ગાળવાની છે, તો મારાથી બને તેટલી મહેમાનગીરી કરવી જોઇએ. તને ભૂખ લાગી છે કે નહિ ? મને તો ખૂબ લાગી છે પણ અત્યારે રસ્તા પરની એકકે દુકાન ઉઘાડી નથી. થોડી પૂરીઓ અને પાંચ–સાત કેળાં માત્ર અત્યારે હાજર છે. થોડી કોફી બનાવી લઇશું, એટલે આપણી મીજબાની ઊકલી જશે, નહિ વારુ ?"

અત્યારસુધી બેઉની મનોવૃત્તિ જે ખેંચાણ અનુભવી રહી હતી, તે વીરેંદ્રના એ શબ્દોથી દૂર થયું.

પછી વીરેંદ્રે પૂરીઓ કાઢી અને કેળાં હાજર કર્યાં. વિનીતાએ કોફી બનાવી. એ મીજબાનીને ઇન્સાફ આપતી વખતે બેઉ ખૂબ

આનંદમાં હતાં. ખાવાની રીત વિષે થોડી ચેષ્ટા અને હાંસી પણ એકબીજાં કરી ચૂક્યાં.

ભોજન પૂરું થયું એટલે વીરેંદ્રે વિનીતા માટે બિછાનું કર્યું અને કહ્યું: "હું બહાર ગેલેરીમાં સૂઇ રહીશ."

વિનીતાએ તેમાં સંમતિ આપી, અને તે બહાર ગયો એટલે તે બિછાનામાં પડી.

આખા દિવસના થાકને લીધે તેને તુરત જ ઊંઘ આવી ગઇ.

મધરાત્રે કોણ જાણે શાથી, તે એકાએક જાગી ગઇ. ઓરડીમાં દીવો બળતો હતો. તેણે આંખો ઉઘાડીને જોયું તો વીરેંદ્ર દ્વાર ઉઘાડીને અંદર આવ્યો!

વિનીતાએ માન્યું કે ઓરડીમાંની કાંઇ ચીજ તેને જોઇતી હશે અથવા તો પાણી પીવું હશે પણ તે વિનીતાના બિછાના તરફ જ વળ્યો અને હળવે ડગલે તેની પાસે આવ્યો. વિનીતાએ આશ્ચર્યપૂર્વક વીરેંદ્રની મુખમુદ્રા ભણી જોયું. તે હસતો હતો!

તેણે વિનીતાનો હાથ પકડ્યા અને કહ્યું: "વિનીતા!"

તે પોતાનો હાથ તેના હાથમાંથી છોડાવવા લાગી, તો તેણે તેનો બીજો હાથ પણ પકડ્યો અને તેના કાનની પાસે મ્હોં લાવીને તે બોલ્યો. તેના શબ્દો સાંભળતાં જ વિનીતાના શરીરમાં ભયથી કંપારી વછૂટી અને સંતાપથી જાણે તે બળવા લાગી!

તેણે વિનીતાને કહ્યું: "ગાંડી! બીહે છે શામાટે? પ્રેમની સુકુમાર શય્યા પર અંગ મૂકતાં એમ બ્હીવાનું હોય?—"

વસંતની વાયુલહરિથી ખીલી નીકળેલી સપુષ્પ લતાઓની કુંજમાં પ્રેમિકો જેવી મધુર વાતો કરતાં હોય તેવા શબ્દોમાં તે બોલ્યો હતો, પણ તે શબ્દોએ પોતાના શરીરને અંગે અંગે જખમો કર્યાં હોય તેવી વેદના વિનીતાને થવા લાગી.

મોટેથી બૂમ પાડવાનો વિનીતાએ વિચાર કર્યો, પણ તેનું મ્હોં વીરેંદ્રના ઓષ્ઠસંપુટથી જાણે બંધ થઇ ગએલું હતું!

અને પછી પોતાની કાયા સર્વથૈવ તેના તાબામાં ગઇ એવું જે ક્ષણે તેના ધ્યાનમાં આવ્યું, તે ક્ષણે તો તે શુદ્ધિમાં જ રહી શકી નહિ. શરીરની સમતોલતા ગુમાવીને ખૂબ ઊંચેથી ઊંડી ગુફામાં તૂટી પડતાં માણસ જેમ ભાન ભૂલી જાય છે અને તેને માત્ર એટલું જ સાંભરે છે કે પોતાના ભાનની છેલ્લી અવસ્થામાં માત્ર સુંવાળા ઘાસને પોતાના પગ સ્પર્શ કરી રહ્યા હતા અને બીજું કશું સાંભરતું નથી; તે પ્રમાણે વીરેંદ્ર અને વિનીતાના દેહમાંના જીવનરસોની લહરો એક બીજા સાથે અથડાવાથી અનુભવાતા અવર્ણનીય પણ અસહ્ય સુખનું જ માત્ર તેને સ્મરણ રહ્યું અને પછી ચોમેર અંધકાર વિસ્તરી ગયો. તેને ભાસ્યું કે પોતે ક્યાંક ઊંડે ને ઊંડે જઇને પડી છે!

* * *

એ મૂર્છામાંથી તે જાગી, ત્યારે પોતે જીવંત છે એ જોઇને તેને આશ્ચર્ય થયું. પ્રાતઃકાળનો સુકોમળ પ્રકાશ ઓરડીમાં પ્રવેશતો તેણે જોયો, પણ તે તેને ખરો લાગતો નહોતો. તે પ્રકાશથી તગતગતા અરીસા પર પણ તેને વિશ્વાસ આવ્યો નહિ. તે જાણે ભૂલી પડી ગઈ હોય એમ તેને ભાસવા લાગ્યું. તેણે આંખો ચોળીને પુનઃ ઉઘાડી ચોમેર જોવા માંડ્યું.

પછી તેને એકદમ કશાકનું સ્મરણ થઈ આવ્યું.

પોતાના પડખામાં હજી પણ વીરેંદ્ર સૂઇ રહેલો હશે એવું તેને લાગ્યું. તેણે માથું બાજુએ ફેરવીને જોયું. વીરેંદ્ર ત્યાં નહોતો.

બહારની ગેલેરીમાં કઠેરા પર અઢેલીને તે રસ્તા પર કાંઇ જોતો ઊભો હતો. વિનીતાએ તેને જોયો.

દુષ્ટ! નરપશુ! રાત્રે તેણે કેવું ઘોર કર્મ કર્યું હતું તેનો જાણે તેને ખયાલ પણ નહોતો! બગીચામાંથી પસાર થતાં થતાં એક ફૂલ તોડી સુંઘીને બેદરકારીથી ફેંકી દેનાર કઠોર મનુષ્ય જેવો તે વિનીતાને લાગ્યો.

વિનીતાના મનમાં આવ્યું કે આ તે કેવો નિષ્ઠુર પુરુષ ! જેવો તે કામી, ઉતાવળો, તેવો જ તે શું કૃતઘ્ન પણ હશે?

આખી પુરુષજાતિ ઉપર વિનીતાને તિરસ્કાર આવ્યો.

તે બિછાનામાંથી બેઠી થઈ. તેણે પોતાના વીંખાઈ ગએલા કેશ જેમ તેમ સમારી લીધા. અરીસામાં જોવાની પણ દરકાર કરી નહિ. સાડી જેમ તેમ ઉતાવળે સમી કરી લીધી અને ચંપલ પહેરીને તે એકદમ નીકળી.

તેનો પગરવ સાંભળતાં જ વીરેંદ્ર ઓરડામાં આવ્યો અને બોલ્યો: " આટલી બધી ઉતાવળ કેમ ? હજી બહાર નીકળવામાં જોખમ છે. "

વિનીતાએ તેની તરફ અત્યંત સંતપ્ત નજરે જોયું. તેની એવી દૃષ્ટિ વીરેંદ્રે કોઇ પણ વાર જોઈ નહોતી. તેણે ધાર્યું કે રાત્રે તેને બરાબર ઊંઘ નહિ આવી હોય તેથી આંખોમાં આટલી લાલાશ દેખાય છે.

તેની તરફ સ્થિર દૃષ્ટિથી જોઇને વિનીતા બોલી : " જોખમ ! હવે મને બીજું કયું મોટું જોખમ નડવાનું છે ? પ્રાણથી પણ વિશેષ જેનું મારે રક્ષણ કરવાનું હતું તેનું જ તમે નિર્લજ્જપણે હરણ કરી ચૂક્યા છો : હવે—"

તે એટલી બધી ઉશ્કેરાઇ ગઇ હતી કે તે આગળ બોલી શકી નહિ.

વીરેંદ્રે પૂછ્યું : " વિનીતા ! આ તું શું કહે છે ? હું કશું સમજી શકતો નથી. "

તેના એ શબ્દો સાંભળતાં તો વિનીતા ખૂબ જ ઉશ્કેરાઇ ગઈ. તે બોલી : " હા ! તમને એ કયાંથી સમજાય ? એટલી અક્કલ પણ તમારી પાસે કયાંથી હોય ? લાજ અને વિવેકને તિલાંજલિ દેનારમાં વળી અક્કલ કયાંથી ? અત્યારે તમને એ કશું નહિ સમજાય. મારા જીવનને માટીમાં મેળવનાર નિર્લજ્જ ! પશુ ! રાક્ષસ ! હવે તું મારા પરના જોખમની ચિંતા બતાવવાનો ઢોંગ કરે છે ? "

વિનીતા થરથર કંપતી હતી. તે કદાચ પડી જશે એમ જોઇને તેને ટેકો આપવાને વીરેંદ્ર આગળ આવ્યો.

એકદમ આઘે ખસી જઇને તે બરાડી ઊઠીઃ “ ખબરદાર, મને સ્પર્શ પણ કર્યો છે તો! દૂર થા, અને મને મારે માર્ગે જવા દે.”

તેના મગજમાં એકદમ ઘેલછા પ્રવેશી છે કે શું થયું છે તે વીરેંદ્ર સમજી શક્યો નહિ.

“ વિનીતા—” એટલું બોલતાં તેણે તેનો હાથ પકડવાને પોતાનો હાથ લંબાવ્યો.

પણ વિનીતાએ તે પહેલાં જ પોતાનો હાથ ઊંચકીને વીરેંદ્રના ગાલ પર તમાચો ચોડી દીધો!

“ બસ, હવે હું તારા જેવા પશુનું મ્હોં પણ ફરીથી જોવાની નથી.” એમ કહીને તે જાણે દોડતી જ ઓરડીની બહાર નીકળી ગઇ.

વીરેંદ્ર તેને “ વિનીતા ! વિનીતા ! ” કહીને બોલાવી રહ્યો, પણ તે સાંભળ્યા છતાં તેણે પાછું વાળીને પણ ન જોતાં ચાલવા જ માંડ્યું.

રસ્તો કેવળ નિર્જન હતોઃ વિનીતાને લાગ્યું કે જાણે પોતે શ્મશાનમાંથી પસાર થાય છે!



## ૪૨

## વ્યાકુળતા

પૂર્વ પ્રકરણમાં વર્ણવેલી ઘટનાઓ પછીના અઠવાડીઆમાં વિનીતાની જે માનસિક દુરવસ્થા થઇ તેનું વર્ણન કરવાનું કાર્ય ખરેખર મુશ્કેલ છે. એ આંતર વ્યથા વર્ણનાતીત છે એમ કહીએ તો ચાલે. એ વ્યથા ખરેખરી વ્યથા હતી પરન્તુ તેનું પૃથક્કરણ કરતાં વિનીતા પોતે જ મુંઝાઈ જતી હતી. મનુષ્ય ઉપર જ્યારે કોઇ

દુઃખનો પ્રસંગ આવી પડે છે, ત્યારે તે દુઃખિત થાય છે ખરો, પરંતુ તે દુઃખનું સ્વરૂપ નક્કી કરી શકતો નથી અને જ્યારે તે નક્કી કરવા બેસે છે, ત્યારે તેના ચિત્ત ઉપર ચોમેરથી એવા એવા વિચારો ધસારો કરે છે કે તે પોતાના દુઃખના સ્વરૂપનું નિરાકરણ કર્યાં વિના જ વિચારમૂર્છા જેવી દશાનો અનુભવ કરે છે.

વિનીતા દુઃખવિહ્વળ થઈ હતી, પરંતુ પોતાના દુઃખનું સ્વરૂપ તેને સ્પષ્ટ રીતે સમજાતું નહોતું. તેની બુદ્ધિ જ એટલી કુંઠિત થઇ ગઇ હતી કે તે એ સ્વરૂપને કળી શકતી નહોતી. ઉશ્કેરાયલી ચિત્તસ્થિતિમાં વીરેંદ્રને તમાચો લગાવીને અને તેનો તિરસ્કાર કરીને જ્યારે તે ઘેર આવી, ત્યારથી તે જાણે મૂર્છિત મનુષ્યની દશા જ અનુભવતી હતી. તે ઊઠતી-બેસતી, ખાતી-ફરતી, વાંચતી-લખતી, પણ તે વિચારમૂર્છિત દશામાં જ. એક ક્ષણ જેટલો સમય પણ એ વિચાર તેના મનથી વેગળો જતો નહોતો ! પોતે દુઃખ ઉપર દુઃખનાં આક્રમણો જ વેઠવાને જાણે જન્મ ધર્યો હોય એવી નિરાશા જ, કોઇ કોઈવાર જ્યારે તે પોતાની વિચારમૂર્છાનો કૃત્રિમ અંત લાવવા મથતી ત્યારે, તેના ચિત્તમાં પ્રવર્તતી.

ચંદ્રપ્રસાદ સાથેનો પ્રેમસહવાસ અલ્પકાલીન નીવડ્યો હતો, અને તેનો અંત એ પ્રેમના નાશમાં જ જાણે આવી ચૂક્યો હતો. પોતાની માતા તરીકે તે જેને માનતી હતી તે તો પોતાની બાળવયમાં જ મરણ પામી હતી; અને ફોઇને તે માતાવત્ માની ભક્તિ ધરાવતી હતી; સદ્‌ભાગ્યે જ તે પોતાની માતા નીકળી. પરંતુ એ સદ્‌ભાગ્ય કરતાંએ ભારે દુર્ભાગ્ય એ હતું કે પોતે લોકોના સાંભળતાં તેને માતા કહી શકે એવી સ્થિતિ રહી નહોતી ! આ કારણથી માતા અને પુત્રી વચ્ચે પણ એક પ્રકારનું સૂક્ષ્મ અંતર ઉત્પન્ન થવા પામ્યું હતું. વિનોદિનીના સખ્યથી તેને નિર્મળ મૈત્રીનો લ્હાવો મળતો હતો, પણ તે તો એવી ધંધાદાર બની ગઈ હતી કે તેનો સહવાસ કેટલો રહે અને કેટલો ન રહે તે કહી શકાય તેમ નહોતું; અને

આજે તો તે ઘણે દૂર જઇને બેઠી હતી. છેવટે વીરેંદ્ર પ્રતિની સ્નેહભાવનામાં તે પોતાના ચિત્તને રમાડી રહી હતી, અને તેને એ સ્નેહશીલતા રુચતી પણ હતી, પરંતુ એ સ્નેહ તો ભડકતી આગ કરતાં પણ વધારે દાહક નીવડ્યો હોવાનો તેને અનુભવ મળ્યો હતો. ભક્તિ, મૈત્રી, પ્રણય, સ્નેહ, વાત્સલ્ય એ પ્રકારનાં વિધવિધ પ્રેમબંધનોમાં તેણે પોતાના મનને ગૂંથવા યત્નો કર્યા હતા, પરંતુ તે બધાના અનુભવો તેને ક્લેશ પમાડનારા જ નીવડ્યા હતા. કેવું દુર્ભાગ્ય !

અને વીરેંદ્રની પશુતાએ તો એ દુર્ભાગ્યપરંપરાની છેલ્લી સીમા આણી હતી એમ વિનીતાને લાગતું હતું.

વીરેંદ્ર ઉપર તેનો પ્રણયભાવ ન હતો એ ખરું, પરંતુ અનેક સદ્‌ગુણોથી ઉપેત એ જુવાનનો સહવાસ તેને ગમતો હતો. એક આદર્શ જુવાન તરીકે તેની મૂર્તિ તેની આંખો સામે નિરંતર રહ્યા કરતી હતી. પરંતુ જેને તે આદર્શ માનતી હતી, તેને જ હસ્તે તેના પર અત્યંત નિંદ્ય બળાત્કાર થયો હતો અને તેથી જ વિનીતાને એ દુઃખપ્રસંગ અત્યંત તીવ્ર લાગતો હતો. દુષ્ટ માણસ દુષ્ટતા દાખવે, તેથી મનુષ્યને એટલું દુઃખ થતું નથી કે જેટલું દુઃખ પોતે જેને સજ્જન માનતો હોય તે પણ દુષ્ટતા દાખવે તેથી થાય છે. સજ્જન રૂપ દેખાતા મનુષ્યની દુષ્ટતાનો આઘાત સામા મનુષ્યને ખરેખર અસહ્ય લાગે છે. એ અસહ્ય ઉદ્વેગનો ભોગ આજે બિચારી વિનીતા થઇ હતી.

વિનીતાની સ્થિતિ ખરેખર દયાજનક થઇ પડી હતી. માતાને પોતાના માનસિક દુઃખની શંકા પણ ન આવે એવી ખબરદારી તેને રાખવાની હતી. આથી તેના અંતઃકરણ પરનો દુઃખભાર વધારે અસહ્ય થઇ પડ્યો હતો. જમવું, વાંચવું, લખવું, ફરવું, માતા સાથે વાતચીત કરવી, એ કશા વ્યાપારમાં તેનું ચિત્ત ચોંટતું નહોતું. એ કશું તેને રુચતું નહોતું, છતાં માતાના જોવામાં એ અરુચિ ન આવે તે માટેની

દક્ષતા રાખવામાં તેને પરાણે સાવધાનતા રાખવી પડતી હતી. કોઇ વાર વિનોદિનીનો પત્ર આવે તો વિનીતા અત્યંત ઉલ્લસિત બની જતી, કેટલીએ વાર એ પત્ર તે વાંચતી, છતાં તે ધરાતી નહિ. પણ હમણાં વિનોદિની તરફથી એક પત્ર આવ્યો હતો, તે તેણે બે દિવસ થયા છતાં ફોડચો પણ નહિ, અને જ્યારે ફોડચો ત્યારે ઉપર ઉપરથી નજર ફેરવીને મેજના ખાનામાં મૂકી દીધો; તેમાં શું લખ્યું હતું તે વાંચ્યા છતાં તેના ચિત્તમાં તે પ્રવેશ્યું જ નહિ ! છેવટે ચાર-પાંચ દિવસ પછી વિનોદિનીનો તાર આવ્યો કે " તારા ખુશી ખબર કેમ નથી ? " ત્યારે તેણે " હું ખુશીમાં છું, અને પત્ર લખું છું " એવો વળતો તાર કર્યો; પરન્તુ તુરત વળતો પત્ર લખવાનું તેને સાંભર્યું પણ નહિ !

બે દિવસથી તે એક ભયંકર શંકાનો ભોગ થઇ પડી હતી; અને એ શંકાનો પ્રથમ સ્પર્શ થતાં તેનું આખું શરીર ભય તથા વ્યાકુળતાથી પરસેવે ન્હાઇ ગયું હતું !

પોતાના ઉદરમાં ગર્ભ છે એમ તેને લાગવા માંડયું હતું, અને તે સંબંધે જેમ જેમ તે વધુ વિચાર કરતી હતી તેમ તેમ તેને એમ જણાતું હતું કે એ ભયાનક શંકા કદાચ ખરી પડશે.

એક દિવસે સવારે તેને બકારી થવા લાગી અને જીવ ચુંથાવા લાગ્યો, પણ તેને તેણે ગણકાર્યું નહિ. પછી રોજ સવારે જ્યારે તેને તેવું જ થવા લાગ્યું ત્યારે તે ગભરાઇ, અને પોતાને જે શંકા આવી રહી છે તે જ શંકા જો માતાને આવશે તો શું થશે એ કલ્પનાથી તો તે બહુ જ બ્હી ગઇ. જ્યારે જ્યારે તેને બકારી થવા જેવું લાગતું, ત્યારે ત્યારે તે ન્હાવાની ઓરડીમાં પેસી જતી અને બારણું બરાબર બંધ કરી દેતી કે જેથી બકારીનો અવાજ બહાર માતાના સાંભળવામાં આવે નહિ; છતાં તેને શંકા તો રહેતી જ કે કદાચ માતાએ અવાજ સાંભળ્યો હશે અને પૂછશે કે ' તને રોજ રોજ વાયુ કેમ વર્તાય છે ' તો પોતે શો જવાબ આપશે ? આ શંકા

તેનું કાળજું કોર્યા કરતી હતી અને ઓરડીમાંથી બહાર નીકળીને માતા પાસે જવાને બદલે સૂવાના ઓરડામાં જઈને જ તે કેટલીક વાર સુધી પડી રહેતી.

રોજ સવારે આમ તેનો જીવ ચુંથાતો. કોઈ વાર લાંબો વખત બેસી રહીને ઊઠતાં આળસ મરડતી વખતે આંખે અંધારાં આવતાં. ચાલતાં-ફરતાં પગ પાણી પાણી થતા હોય એવો અનુભવ થતો. કોઈ પ્રકારની તીવ્ર ગંધ નાકને સ્પર્શતી હોય અને તે પોતાથી વેઠાતી ન હોય, તેવો વારંવાર અનુભવ થતો. તેને પોતાનો સ્તન-ભાર વધતો લાગતો હતો. ન્હાતી વખતે તેને રોજ રોજ સ્તનાગ્રો વધારે કાળા પડતા જતા ભાસતા હતા. શરીરમાં વધતી જતી સુસ્તીથી સવારે મોડે સુધી બિછાનામાં પડી રહેવાની તેને ઇચ્છા થયા કરતી હતી; પરન્તુ પોતાની તબિયત બગડી હોવાની શંકા માતાના મનમાં ઊપજશે એવી બીતિથી તે ખબરદારીપૂર્વક વહેલી ઊઠતી.

આ ચિહ્નો જોઈને વિનીતા વધારે ગભરાવા લાગી, અને પોતાના મનમાં આવેલી ભયંકર શંકા ખરી હશે કે ખોટી તે ગુપ્ત રીતે નક્કી કરવાને તે અધીરી થવા લાગી.

એક વાર તે પોતાની બેઠકમાં બેઠી હતી અને તેની નજર સામે ઉઘાડું પુસ્તક હતું. તેની આંખો પુસ્તકનાં પાનાં પર ફરતી હતી પણ ખરેખર તે વાંચતી નહોતી. એટલામાં ત્યાં તેની ચાકરડી આવી, અને પોતાના ઘરની કાંઇ કાંઈ વાતો કરવા લાગી. પાંચેક મિનિટ સુધી વિમનસ્ક રીતે તેની વાતો સાંભળીને વિનીતા એકદમ બોલી: “ એ બધો તારો કકળાટ છોડ, મારે તારી વાતો નથી સાંભળવી. ”

“ પણ બહેન ! મારાં સુખ-દુઃખની વાતો તમને ન કહું તો બીજા કોને કહેવા જઉં ? ”

“ એટલે શું ? મેં તારી વાતો સાંભળવાનો કાંઇ ઇજારો-બીજારો લીધો છે ? ”

"ઇજારો તો નહિ, પણ કોણ જાણે શાથી, તમારી પાસે મારી વાતો કહ્યા પછી મારું મન હળવું થાય છે. એ તો કાંઇ આગલા ભવની મમતા જ હશે ને?"

"મને તારી મમતાની જરૂર નથી. હું સાફ કહું છું કે તારે મને હવે એવી વાતોથી પજવવી નહિ!"

"કોઈ દિવસ નહિ, ને આજે આવું કેમ બોલો છો બહેન? તબિયત સારી નથી કે શું?" એમ કહીને ચાકરડી જરા આગળ વધી. વિનીતાને તાવ આવ્યો છે કે શું, તે જાણવાને તેણે તેના કપાળને પોતાનો હાથ લગાડ્યો. વિનીતાથી એ સ્પર્શ સહન થઇ શકયો નહિ. તે તેના હાથને એકદમ તરછોડતી બરાડી ઊઠી: "જતી રહે અહીંથી, મને પજવ ના."

ચાકરડી આશ્ચર્ય પામતી પણ નિરાશ થતી ચાલી ગઈ.

પાછળથી વિનીતાને વિચાર થયો કે તેના પર પોતે નકામી–સહેજમાં ચિડાઇ ગઇ હતી.

એ ત્રણ દિવસ પછી માતા ઉપર પણ તે વાતવાતમાં એવી જ રીતે ચિડાઇ ગઇ.

વિનીતાએ સાંભળ્યું હતું કે ગર્ભવતી સ્ત્રીઓ એમ ઘણી વાર ચિડાઇ જાય છે. કશા કારણ વિના–અમસ્થાં ચિડાઇ જવું, ખિન્ન થવું, ઉલ્લસિત થવું એ બધાં ગર્ભધારણનાં લક્ષણો છે.

પોતાના મનને ડંસી રહેલી શંકા ખોટી હોવી જોઇએ, એવી ધીરજ આપનારી એક જ વાત તેના ધ્યાનમાં આવતી હતી, અને તે એ કે તેનું માસિક રજોદર્શન બંધ થયું નહોતું. પણ એ એક જ ચિહ્ન ઉપર કેટલો વિશ્વાસ રાખવો તે તે સમજી શકતી નહોતી. ગર્ભવતી સ્ત્રીઓનાં સંપૂર્ણ લક્ષણોની તેને કાંઇ માહિતી નહોતી.

આ માહિતી મેળવવાને તે વિષયને લગતાં કાંઇ પુસ્તકો જોઇ જવાં જોઇએ, એમ તેના ધ્યાનમાં આવ્યું. એક વાર બપોરે તે મુંબઇ ગઇ અને એક લાયબ્રેરીમાં જઈને ત્યાંનાં વૈદ્યક તથા આરો-

ચ્યનાં પુસ્તકોની વહી તપાસવા માંડી. તેમાંથી પ્રસૂતિશાસ્ત્રનું એક પુસ્તક તેણે શોધી કાઢયું અને લાયબ્રેરીઅન પાસે માગ્યું. એ જ લાયબ્રેરીમાં તે પહેલાં ઘણી વાર ગઈ હતી એટલે લાયબ્રેરીઅન તેને જોયે પિછાણતો હતો. પુસ્તકનું નામ સાંભળીને તે ચમકયો અને તે વખતે તેણે વિનીતા તરફ જે દૃષ્ટિથી જોયું, તે દૃષ્ટિ વિનીતાના ધ્યાન બહાર રહી નહિ. તે વખતે તેને એમ થયું કે આ લજ્જાજનકતાની વચ્ચે જીવવા કરતાં પૃથ્વી માર્ગ આપે તો તેમાં સમાઇ જવું શું ખોટું?



૪૩

## મૂંઝવણમાંથી છૂટવાનો એક જ માર્ગ!

પુસ્તક હાથમાં આવતાં જ વિનીતાએ અનુક્રમણિકા જોઇને "ગર્ભધારણકાળનાં શારીરિક લક્ષણો" વાળું પ્રકરણ શોધી કાઢયું. ખરેખર, એ પ્રકરણમાં જે જે લક્ષણોનું નિદર્શન કરવામાં આવ્યું હતું તે બધાં લક્ષણો પોતામાં ભાસતાં હતાં એવું જ વિનીતાને લાગ્યું! અરીસામાં જ્યારે જ્યારે તેણે પોતાનું મ્હોં જોયું હતું, ત્યારે ત્યારે તેને જણાયું હતું કે પોતાની આંખોના નીચેનાં પોપચાં હેઠળ ગોળ કાળા ડાઘ પડતા જતા હતા, અને તેના વદનમંડળમાં ઘેરી છાયા પ્રતીત થતી જતી હતી. ગર્ભધારણના કાળે ચહેરા ઉપર ઘેરો રંગ જામતો જાય છે અને પોપચાં હેઠળ ડાઘ દેખાવા લાગે છે તેનું કારણ એ પ્રકરણમાં રુધિરાભિસરણની મંદતા હોવાનું દર્શાવ્યું હતું. દુર્ભાગ્યે અત્યારે તેની પાસે અરીસો નહોતો. કેટલીક છોકરીઓ પોતાની બેગમાં અરીસો, કાંસકો, પાઉડર અને 'ટોઇલેટ'નાં બીજાં સાધનો સાથે લઇને ફરે છે, તેવી વિનીતાને ટેવ ન હતી, નહિતો અત્યારે અરીસો કેવો ઉપયોગી થાત! છતાં તે અત્યારે પોતાનું મ્હોં જોવાની કોઈ વસ્તુ તરફ ધ્યાન દોડાવ્યા વિના રહી શકી નહિ. પાણીનું પ્યાલું

હાજર હોત, તો તેમાં તે મ્હોં જોઇ શકત, પણ તે ત્યાં ક્યાંથી હોય? પરંતુ લાયબ્રેરીમાંના કાચના કબાટ ઉપર તેનું ધ્યાન ગયું કે તુરત તે ઊઠી. કાચ પારદર્શક હતો, પરંતુ તેમાં ઝાંખું પ્રતિબિંબ જોઇ શકાતું હતું. કબાટમાંની ચોપડીઓનાં નામ વાંચવાનું મિષ કરીને તે તેમાં જોવા લાગી, તો એ આછા પ્રતિબિંબમાં પણ તેણે પોતાના વદન પરનાં જે ચિહ્નો જોયાં તે જ પેલા પ્રકરણમાં દર્શાવ્યાં હતાં!

લાયબ્રેરીઅને પૂછયું: "એમાંનું કોઇ પુસ્તક તમને જોઇએ છે?"

"ના, ના, હું તો અમસ્થી જોઉં છું." એમ કહીને જરા લજ્જાઇ તે પાછી ફરી ખુરશી પર બેઠી.

રજોદર્શન બંધ ન થયું હોય, તોપણ ગર્ભધારણ થતું હશે કે કેમ તે તેને હજી જોવું હતું. તેણે એ વિષેનું પ્રકરણ વાંચવા માંડયું, તો તેને માલૂમ પડયું કે સામાન્ય રીતે તો ગર્ભધારણના કાળમાં રજોદર્શન બંધ જ થઈ જાય છે, છતાં એ કાળમાં રજોદર્શન ચાલુ રહેલું હોવાના અસાધારણ દાખલા પણ ડાકટરોના જોવામાં આવેલા છે. એક ડાકટર એને રજોદર્શનમાંનું રજઃ માનવાની ના કહેતો, પણ એક જુદા જ પ્રકારનો એ સ્રાવ હોવાની તેની માન્યતા હતી. તોપણ એક અમેરિકન ડાકટરની એક દર્દી સ્ત્રી એવી હતી કે જેને ગર્ભધારણના કાળે જ રજોદર્શન થતું હતું!

"ઓ પ્રભુ!" એવો અશ્રાવ્ય નિઃશ્વાસ નાંખતી વિનીતા પુસ્તક બંધ કરીને થોડી વાર એમ ને એમ બેસી રહી. તેની આંખોની સમીપે જાણે અંધકાર છવાઇ ગયો હતો. તેને સૂઝ પડતી નહોતી કે પોતે ખરેખર કેવી સ્થિતિ ધરાવે છે.

તે લાયબ્રેરીમાંથી ઊઠીને પાછી ફરવા લાગી ત્યારે તે પરસેવાથી નહાઇ ગઇ. તેના પગમાં જાણે ચલવાનીએ શક્તિ રહેલી નહોતી. તે ગાડીમાં બેસીને સ્ટેશન પર આવી અને ટ્રેનમાં બેસી ઘેર પહોંચી.

રાત્રે તેને એવો વિચાર આવ્યો કે કેવળ પોતાની મેળે જ તર્કપરંપરા લડાવીને નિશ્ચય ઉપર આવવું એ શા કામનું? તે માટે

કોઇ અનુભવી ડાકટરની સલાહ લેવી જોઈએ. પોતાની માતાની એક બહેનપણી ડાકટર હતી અને તે જેવી રીતે માતાને મદદગાર થઈ હતી, તેવી બહેનપણી તેને કોઇ નહોતી. અને આવી સ્થિતિમાં ઓળખીતી ડાકટર સ્ત્રીને પૂછવામાંય તેને સંકોચ થાય તેમ હતું. તે માટે તો કોઇ અજાણી લેડી ડાકટર પાસે જ શરીર તપાસાવવું એ વધારે ઠીક એવો તેણે નિશ્ચય કર્યો.

તેણે એક વાર એક પારસી સ્ત્રી ડાકટરના નામનું પાટિયું કોટમાં વાંચ્યું હતું, તે તેને બરાબર સાંભરતું ન હતું પણ તે પાટિયું તેણે ક્યાં વાંચ્યું હતું તે તેને બરાબર યાદ હતું.

બીજે દિવસે તે એ સ્ત્રી ડાકટર પાસે ગઇ. તેના દવાખાનામાં પ્રવેશ કરતાં તેને ભય લાગવા માંડ્યો કે કદાચ ત્યાં કોઇ ઓળખીતું એઠું હશે તો? પણ સદ્‌ભાગ્યે ડાકટરની એક નર્સ અને એક કોમ્પાઉંડર સિવાય બીજું કોઇ નહોતું. તેને કાંઇક ધીરજ મળી, પણ ડાકટરને શું કહેવું અને કેવી રીતે કહેવું તેનો વિચાર આવતાં વળી તે મુંઝાવા લાગી.

"આવો બહેન!" કહી ડાકટરે ઊઠી કનસલ્ટિંગ રૂમમાં પ્રવેશ કર્યો અને વિનીતાને પોતાની પાછળ આવવા સૂચવ્યું. તેનાથી એકદમ ઊઠી શકાયું નહિ. હજી પણ અહીંથી નાસી જઇ શકાય તો ઠીક એવું તેના મનમાં થતું હતું.

પરન્તુ આટલે સુધી આગળ વધ્યા પછી પાછાં ફરવું મુશ્કેલ હતું. તે ઊઠીને ડાકટરની પાછળ પાછળ ગઈ. એ કનસલ્ટિંગ રૂમ, તેમાંનાં ચકચકતાં યંત્રો અને ઓજારો, એક પ્રકારની તીવ્ર ગંધ, એ બધાંથી વિનીતાને જે મૂંઝવણ થતી હતી, તે કરતાંય તેને વિશેષ મૂંઝવણ એ થતી હતી કે આ બાઇ ડાકટર પોતાની હકીકત દિલસોજીપૂર્વક સાંભળશે કે માત્ર ફી પડાવવાની જ લટપટ કરશે?

મીસ નાલીએરવાળાના વદન ઉપર ગંભીરતા અને રુઆબ હતાં. તેના જ્ઞાન અને અનુભવની ઉંડાણનું માપ એ ઉપરથી જો લેવામાં

આવે તો એમ જ કહી શકાય કે આખા મુંબઇમાં તેના જેવી બીજી કોઇ નિષ્ણાત બાઇ ડાકટર નહિ જ હોય.

વિનીતા એક સોફા પર બેઠી અને તેની સામેની ખુરશી પર મીસ નાલીયેરવાળાએ બેઠક લેતાં પૂછ્યું: "તમારે શરીર તપાસાવવું છે?"

વિનીતાએ જવાબમાં ડોકું ધુણાવી હકાર સૂચવ્યો.

"મારી ફી દસ રૂપિયા છે."

વિનીતાએ યંત્રવત્ દસ રૂપિયાની નોટ કાઢી ડાકટરના હાથમાં મૂકી, કે તુરત જ જે ગુણો અત્યારસુધી ડાકટરમાં વિનીતાને દેખાતા નહોતા તે એકદમ ઊભરાઈ આવ્યા. તેના વદન ઉપર દિલસોજી, મમતા, નમ્રતા, હિતાકાંક્ષાનાં સામટાં ચિહ્નો ઊભરાઇ આવ્યાં અને તેથી વિનીતાનો સંકોચ નાશ પામ્યો. અત્યંત મધુર સ્વરે તેણે કહ્યું: "તો જરા ઊઠીને આ ટેબલ પર તમે સૂઈ જશો ?"

વિનીતાએ સૂચના સ્વીકારી લીધી. તેનું શરીર તપાસતાં તપાસતાં ડાકટરે પ્રશ્નાવલિ શરુ કરી અને વિનીતા તેના જવાબ આપવા લાગી. શરીર તપાસી લીધા પછી ડાકટરે હાથ ધોતાં ધોતાં તેને ઊઠી જવા કહ્યું અને વિનીતા પાછી સોફા પર જઈને બેઠી.

"તમને શું લાગે છે ડાકટર ?" તુરત જ વિનીતાએ પૂછ્યું.

ટુવાલ વડે હાથ લૂછતાં ડાકટરે પૂછ્યું: "તમારું લગ્ન થયું છે ને ?"

વિનીતાએ બધી હિંમત એકઠી કરીને જવાબ આપ્યો: "હા."

"તો પછી તમને બાળક થાય, તો તેમાં શી હરકત છે ? તમારા જેવાં જુવાન અને તંદુરસ્ત બહેનને એકાદ સુંદર બાળક હોય એ તો સારી વાત."

વિનીતાના કાળજામાં કાંઈ કાંઇ થવા લાગ્યું. તે બોલી શકી નહિ.

ડાકટરે આગળ ચલાવ્યું: "આજકાલ લોકો બર્થકોન્ટ્રોલની ચળવળ કરે છે, અને સંતતિનિયમનની વાતો કરે છે, એ મારા અભિપ્રાય મુજબ સારું નથી, બહેન !"

વિનીતા ધીમેથી બોલી: "પણ અમે ગરીબ છીએ. મારા પતિ બેકાર છે અને હું નાના પગારની નોકરી એક શાળામાં કરીને માંડ માંડ ઘર ચલાવું છું. મને લાંબા વખતની રજા મળે તેવો સંભવ નથી અને નોકરીની આવક જતી કરવાની મારી સ્થિતિ નથી. બે-ત્રણ વર્ષ સુધી તો મને બાળક ન જ થાય એવી મારી ઇચ્છા છે; પણ ખરેખર, મને દિવસ ચડ્યા છે એવું તમને લાગે છે ડાક્ટર?"

વિનીતાના પ્રત્યેક શબ્દમાં અને તેના સમગ્ર મુખમંડળમાં લાચારી દેખાઇ આવતી હતી. જીવન-મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતા દર્દીની ગભરામણ ડાક્ટરની જાણ બહાર પણ રહી નહિ, પરન્તુ અનેક દર્દીઓનાં દર્દ-દુઃખના ફુત્કાર અને મૃત્યુને આઘું હડસેલવા માટેની અધીરાઇથી ભરેલી દીનતાનો ડાક્ટરોને જેટલો પરિચય હોય છે તેટલો બીજા કોઈને હોતો નથી. આથી મીસ નાલીયેરવાળાના મન ઉપર કાંઇ ખાસ અસર થતી જણાઇ નહિ. બીજાં દર્દીઓના જેવી આ પણ તેની એક દર્દી બાઇ હતી. તોપણ દર્દીને સંતોષવા કેળવેલા પ્રેમાળ સ્વરનો ઉપયોગ કરીને તેણે કહ્યું: "તમારા શરીરની પરીક્ષા ઉપરથી તમને કશું નક્કીપણે કહી શકાય તેમ નથી, કારણકે ગર્ભની પ્રાથમિક સ્થિતિમાં ડાક્ટરથી કશું નિશ્ચિત નિદાન થઈ શકતું નથી. ફરી એક મહિના પછી તમે મારી પાસે આવશો, તો હું કદાચ તમને કાંઇક ખાતરીપૂર્વક કહી શકીશ. તમે જે ચિહ્નો થતાં હોવાનું કહો છો, તે ઉપરથી તો તમારા ઉદરમાં ગર્ભ છે એમ લાગે છે. પણ તે ચોક્કસ ન કહી શકાય. કેટલીક વાર એવાં લક્ષણો ખોટાં પણ નીવડે છે. એવાં ચિહ્નો સ્ત્રીઓને કોઈ વાર ભ્રમને કારણે પણ થાય છે. તમને પણ જો ખરેખર ભ્રમ હશે, તો એક માસમાં ઘણું કરીને તેની ચોખવટ થઇ જશે. આજે તો ગર્ભ છે એમ માનીને જ શરીરની સંભાળ રાખવી એ વધારે સલાહભરેલું છે. એકંદરે કહેવાનું એ કે તમને દિવસ ચડ્યા હોય કે ન હોય તે બાબત......"

ત્યારપછી ડાક્ટરે શું કહ્યું તે ઉપર વિનીતાનું લક્ષ સ્થિર રહ્યું

નહિ. પોતાના મનની અનિશ્ચિતતા ટળી નહિ. હજી એક મહિના સુધી એ જ સ્થિતિમાં પોતાને દિવસ ગાળવા પડશે, એ સિવાય બીજો કશો ડાકટરની સલાહનો સાર નહોતો. વિનીતા નિરાશા અનુભવતી ચુપચુપ ત્યાંથી ચાલી નીકળી.

રાત્રે તેની આંખો સમીપે અનેક પ્રકારનાં દશ્યો નાચવા લાગ્યાં. તે એક રસ્તા પર ઊભી ઊભી ડાકટરોનાં નામનાં પાટિયાં વાંચતી હતી. અનેક પાટિયાં લટકી રહ્યાં હતાં. એટલામાં સખ્ત પવન ફુંકાવા લાગ્યો અને બધાં પાટિયાં તૂટીને પડવા લાગ્યાં. એક ઓરડીમાં કોઈ તેને ઊંચકી ગયું. તેમાં સફેદ કપડાંવાળી બાઈઓ આમતેમ ફરતી જોવામાં આવતી હતી. બધી મીસ નાલીયેરવાળા જેવી દેખાતી હતી. ચોમેર ઇસ્પિતાલની જ ગંધ વાતાવરણમાં પ્રસરી રહી હતી. વિનીતા ત્યાંથી નાસી જવા લાગી, પણ ત્યાંથી નીકળીને બીજે જતી તો ત્યાં પણ એવી જ ઇસ્પિતાલ અને એવો જ ઓરડો તેના જોવામાં આવતો હતો. તેનું આખું શરીર એકાએક દુઃખવા લાગ્યું, કાળજામાં ગભરામણ થવા લાગી, પેટમાં અનનુભૂત દર્દ થતું લાગ્યું, નર્સો તેની આસપાસ એકઠી થઇ કાંઇ ઝીણી ઝીણી વાતો કરવા લાગી, છેવટે બાળકના રડવાનો અવાજ તેના કાને આવ્યો અને……

તત્ક્ષણ વિનીતા જાગી ગઇ. તે પરસેવે તરબોળ થઈ રહી હતી. તેનું આખું શરીર કંપી રહ્યું હતું. એ ક્ષણે તેને વીરેંદ્ર એકાએક સાંભરી આવ્યો.

આજસુધી તેણે વીરેંદ્રને ભાગ્યે જ કોઈ વાર સંભાર્યો હશે. પોતાની સ્થિતિના વિચારાવેગમાં જ તેને કદાચ તે નહિ સાંભર્યો હોય કિંવા તેની પ્રત્યેના વિનીતાના તિરસ્કારે તેનું સ્મરણ નહિ થવા દીધું હોય.

પણ અત્યારે વીરેંદ્રના સ્મરણથી તેને તેની પ્રત્યે તિરસ્કાર ન આવ્યો, દુઃખ પણ ન થયું ! એક વાત તેનું મન તેને વારંવાર કહી

રહ્યું હતુંઃ "વીરેંદ્ર ગમે તેવો હોય, તોપણ તેનું શરણુ શોધ્યા વિના હવે તારો છૂટકો નથી. તારા પોતાને માટે નહિ, પણ તારા ઉદરમાં જે બાળક છે તેના ભાવિ માટે તારે તેની પત્ની થવું જ જોઇશે!"

બીજે દિવસે સવારે જ તેણે વીરેંદ્રને મળવા જવાનો નિશ્ચય કર્યો. નાહી, કપડાં પહેરીને તે ઘેરથી નીકળી પડી.

સ્ટેશન પર સવારનાં વર્તમાનપત્રો વેચનારા છોકરાઓની આસપાસ ખૂબ ઘરાકો વીંટળાયલાં હતાં. એક છોકરાના હાથમાંના પોસ્ટરમાં મોટે અક્ષરે છપાયલું વિનીતાએ વાંચ્યુંઃ "વીરેંદ્રની ધરપકડ!"



## ૪૪

# માર્ગમાં આવી ઊભેલું વિઘ્ન

વિનીતાએ એક ફેરીઆ પાસેથી છાપું ખરીદી સ્ટેશનની બાજુએ એકાંતમાં જઇ વાંચવા માંડયું:

"ગામદેવીમાં હિંદુ સ્ત્રી-પુરુષો માટે લાઠી ચલાવવાનું શિક્ષણ આપનારો વર્ગ ચલાવનાર અને બૂટ પોલીશનો ધંધો કરીને પોતાની આજીવિકા ચલાવનાર શ્રી. વીરેંદ્રરાયની ધરપકડ ગઇ કાલે રાત્રે મુંબઈની પોલીસે કરી છે. પોલીસ જ્યારે તેમની ઓરડી પર ગઈ ત્યારે શ્રી. વીરેંદ્રરાય લાઠીવર્ગનું કામ પૂરું કરીને તુરતમાં જ ઘેર આવેલા હતા અને કાંઇક લખતા હતા.

"છેલ્લા કેટલાક દિવસથી શહેરમાં હિંદુ-મુસલમાનો વચ્ચે જે અશાંત વાતાવરણ ચાલી રહેલું છે, તે દૂર કરવાના હેતુથી પોલીસે બેઉ કોમોના કેટલાક માણસોને પકડીને અટકમાં રાખવાનું ઠરાવ્યું હોય એમ લાગે છે. વીરેંદ્રરાયની ધરપકડનું પણ એ જ કારણ હોવું જોઇએ એમ માનવામાં આવે છે.

"અમારો બાતમીદાર એવી પણ ખબર લાવ્યો છે કે પોલીસે વીરેંદ્રરાયની ઓરડીની જડતી વોરંટને આધારે કરી હતી. જડતીનું કામ બે કલાક સુધી ચાલ્યું હતું અને પોલીસે કેટલાક કાગળ–પત્રો અને એક પિસ્તોલ પોતાને કબ્જે લીધાં છે. જર્મનીમાં વસતા પ્રસિદ્ધ હિંદી ક્રાન્તિકાર નિખિલબાબુના હાથના લખેલા કેટલાક કાગળપત્રો પણ એ જડતીમાં પોલીસને હાથ લાગ્યા છે એમ કહેવાય છે. વીરેંદ્રરાય પાસેથી જે પિસ્તોલ હાથ લાગી છે તેના પરવાનાની મુદત પૂરી થઇ છે પણ વીરેંદ્રરાયે કાયદા મુજબ એ મુદત લંબાવરાવી નથી એમ માલૂમ પડયું છે.

"વીરેંદ્રરાયને મેજીસ્ટ્રેટ સમક્ષ ખડા કરવામાં આવ્યા હતા અને પાંચ હજાર રૂપિયાના જાતમુચરકા ઉપર તેમને છોડવાની મેજીસ્ટ્રેટે તૈયારી બતાવી હતી, પરંતુ વીરેંદ્રરાયે એવો જવાબ આપ્યો હતો કે 'બૂટ પોલીશ કરીને પેટ ભરનારો હું એક ગરીબ માણુસ છું, એટલે હું જામીન આપી શકું તેમ નથી; મારી પ્રામાણિકતા ઉપર વિશ્વાસ રાખીને આપ મને છૂટો કરો તો આભાર.' પરન્તુ મેજીસ્ટ્રેટે એવી રીતે તેમને છોડવાની ના કહી હતી.

"વગર પરવાને હથિયાર રાખવાનો આરોપ પોલીસે તેમની ઉપર મૂકયો છે. પરન્તુ એ આરોપ બદ્દલનો કેસ તુરતમાં સુનાવણી પર આવે એવો સંભવ જણાતો નથી, કારણકે ક્રાન્તિકારક ચળવળ સાથે તેમનો સંબંધ હોવાનો પોલીસને શક છે અને તેટલા માટે પૂરતી તપાસ કરવા સારુ પોલીસે અઠવાડિયાની મુદત માંગી છે. અત્યારે વીરેંદ્રરાયને કાચી જેલમાં રાખવામાં આવ્યા છે અને ત્યાં તે મોજમાં છે. આ ધરપકડથી આસપાસના ભાગમાં સનસનાટી ફેલાઇ ગઇ છે."

આ સમાચાર વાંચતાં વિનીતાના મનની સ્થિતિ અત્યંત વિલક્ષણ થઈ પડી. ઘેરથી નીકળતી વખતે તેણે વીરેંદ્ર પાસે જવાનો અને તેની સાથે લગ્ન કરવાને પોતે સંમત છે એવું તેને કહેવાનો નિશ્ચય કર્યો હતો. પોતાના ઉદરમાં રહેલા બાળકના ભાવિ માટે

પ્રેમની વાત બાજુએ મૂકીને પરણી લેવાનો તેણે પોતાના મન સાથે ઠરાવ કર્યો હતો. વીરેંદ્રના નિંદ્ય કૃત્યથી તેની શીલવિષયક ભાવના ઉપર સખ્ત આઘાત થયો હતો અને વીરેંદ્ર માટે તેને તિરસ્કાર પણ હતો પરંતુ હવે એ બધું મનને કઠોર બનાવીને ભૂલી જવામાં જ તેને સર્વ વાતનો સાર જણાતો હતો. અવિવાહિત કુમારી અને માતા એ બેઉ સ્થિતિની વચ્ચે કેટલું અંતર રહેલું છે તે તેને ગઇ રાત્રે એકાએક સમજાઇ ગયું હતું. અવિવાહિત કુમારી સ્વતંત્ર હોય છે, પોતાના સુખદુઃખના વિચાર સમક્ષ બીજી કોઈ પણ વાત નહિ માનવાને પણ તે તૈયાર થઇ શકે છે, કાર્યાકાર્યનો વિચાર તે સ્વતંત્ર રીતે કરી શકે છે અને કેવળ પોતાની આંતર પ્રેરણાને જ પ્રમાણ માનીને વર્તવામાં તેને જે સુખ ભાસે છે તે તે મરજી મુજબ અનુભવી શકે છે. પરંતુ માતાની સ્થિતિ કેવળ જુદી જ હોય છે. તેના ઉદરમાં બીજો એક જીવ વૃદ્ધિ પામતો હોય છે અને માતાના પોતાના જીવનરસનું પાન કરવા ઉપર તેની વૃદ્ધિ અવલંબી રહી હોય છે. કેવળ માતાનો દેહ જ નહિ, પણ તેનું મન, તેના વિચાર, તેની ભાવના, એ બધાંનું પ્રાશન કરીને તેના ઉદરમાંનો જીવ નાનેથી મોટો થાય છે અને છેવટે આ જગતમાં પ્રકટ થાય છે. એટલે જે ક્ષણે સ્ત્રીના ઉદરમાં ગર્ભ સ્થાન પામે છે, તે જ ક્ષણથી સ્ત્રીનું પોતાનું સ્વાતંત્ર્ય ઘણે અંશે નાશ પામે છે. પોતાનાં માનાપમાન, પોતાના રાગદ્વેષ, પોતાનાં સુખ-દુઃખ એ બધાંની કિંમત તેના મનમાં તે ક્ષણથી ઊતરી જાય છે અને પેલા ઉદરસ્થ જીવનું કલ્યાણ કેવી રીતે થાય એટલો જ વિચાર તેને કરવો પડે છે. એ વિચારને અનુસરીને જે માર્ગ મોકળો હોય તે જ માર્ગે વિનીતાને પણ જવું પડે ને ?

ગઇ રાત્રે આવા જ બધા વિચારો વિનીતાના મનમાં આવ્યા કર્યા હતા, અને તેથી જ તે સવારે ઊઠતાં વેંત વીરેંદ્રની પાસે જવા તૈયાર થઇ હતી. પોતાના દુઃખનો અંત આણવાનો એ જ એક માર્ગ હતો અને તે માર્ગનું અવલંબન કરવાનો તેનો મનોનિશ્ચય હતો.

પણ હવે તો એ માર્ગે જવામાં પણ તેની આડે વિઘ્ન આવીને ઊભું રહ્યું હતું! છાપું વાંચી રહ્યા પછી વિનીતા તે જ સ્થળે કિંકર્તવ્યમૂઢ બનીને સ્થિર ઊભી રહી.

તેની દૃષ્ટિ સમીપે જગતની ઘટમાળ એકસરખી ફરી રહી હતી. એ જ ઉતારુઓની ધમાલ, એ જ મોટરની દોડધામ, એ જ લોકોનો કકળાટ અને એ જ યંત્રવત્ ફરતી માનવ દુનિયા! કોઇને વિચાર કરવાનો જાણે આવકાશ જ ન હતો. સૌ પોતાના કામમાં મશગુલ, સૌ પોતાની દોડધામમાં લીન; ઇતર કોઇ ઉપર દૃષ્ટિપાત કરવાની ફુરસદ જ કોઈને નહિ. વિનીતાએ ઘણાં ઉતારુઓના હાથમાં છાપાં જોયાં. એ બધાંમાં વીરેંદ્રની ખબર હતી. કોઇ કોઇને તો વીરેંદ્ર સંબંધી વાતચીત કરતાં પણ તેણે સાંભળ્યાં. વીરેંદ્રને કારણે જ સ્તબ્ધ થઇ ગએલું એક હૃદય એક બાજુએ જડવત્ ઊભું છે, તેની ખબર કોઈને ક્યાંથી હોય?

વિનીતા ખિન્ન બની ગઈ હતી. તે વિચાર કરવા લાગી કે હવે શું કરવું? જે હેતુથી તે ઘેરથી નીકળી હતી તે હેતુ પાર પડે એવું હવે રહ્યું નહોતું. વીરેંદ્રને જે વાત તે કહેવા ઇચ્છતી હતી તે વાત તેને કાચી જેલમાં મળવા જઈને ટુંકાણમાં શું ન કહી શકાય? તેની ઉપરનો કેસ પૂરો થાય ત્યાંસુધી હવે થોભ્યા સિવાય વિનીતાનો છૂટકો નહોતો; પણ ધારો કે તે ગુન્હેગાર ઠર્યો અને તેને લાંબા વખતની કેદની સજા થઇ તો?

તો બીજું શું? બાપ વિનાના સંતાનને જન્મ આપવાનું પાપ, દુઃખ અને લોકાપવાદ કાયમને માટે વેઠ્યા વિના તેનો છૂટકો નહોતો! જે કરુણ સ્થિતિમાં તેની માતા આવી પડી હતી, તે જ કરુણ સ્થિતિમાં, તે જ લોકાપવાદની ખાડમાં તેની જ પુત્રી કાયમને માટે પછડાવાની હતી!

ખરેખર, વીરેંદ્રની મુક્તિ પર જ વિનીતાની પોતાની અનુકંપનીય સ્થિતિમાંથી મુકિત થવાનો હવે એકલ આધાર રહ્યો હતો. તેનો

તુરંગવાસ એ વિનીતાને કપાળે લખાયલો જીવનભરનો વનવાસ જ હતો ને?

એટલામાં એ સામસામી બાજુએથી આવતી ટ્રેનો ધડધડાટ કરતી પસાર થઇ ગઇ. વિનીતાની વિચારમાળા એ કોલાહલમાં જાણે ગુમ બની ગઇ.

શાંતિ પ્રસરી ત્યારે વિનીતાની વિચારમાળા પુનઃ ફરવા લાગી. તેને તત્ક્ષણ સર કંચનલાલનું સ્મરણ થયું. અત્યારે વિનીતાના ગૂંચવાઇ ગએલા મનને કોઇકની મદદની જરૂર હતી અને કંચનલાલ સિવાય બીજું કોઈ તેના ધ્યાનમાં આવ્યું નહિ.

બીજી ગાડી આવતાં સુધી તે થોભી અને પછી તુરત તે ગાડીમાં બેસીને સર કંચનલાલને ત્યાં પહોંચી.

સર કંચનલાલ સોલીસીટર હતા, એટલે વીરેંદ્રની પરિસ્થિતિ અને તેમાંથી તેનો છૂટકો કરવાની વિચારસરણી તેમણે અણીશુદ્ધ રીતે નક્કી કરી રાખી હતી. વિનીતા તેમની પાસે પહોંચી અને વીરેંદ્રને છોડાવવાને હવે શું કરવું જોઈએ તે વિષે વાતચીત નીકળતાં તેમણે પોતાની વિચારસરણી વિનીતા પાસે સાધક બાધક કારણોની સ્પષ્ટતા સાથે રજુ કરી.

"જુઓ, વીરેંદ્ર ઉપર બે સંકટો આવ્યાં છે. પહેલું એ કે હિંદુ-મુસ્લીમ તોફાન શમાવવા માટે તેને કેટલાક દિવસ અટકમાં રાખવો જોઇએ, એમ સરકાર માને છે. એ સંકટમાંથી તેને છોડાવવાનું કામ કેટલેક અંશે મારા હાથમાં છે, કારણકે એ સંબંધે સરકાર તેના ઉપર કોઈ જાતનો કેસ કરવાની નથી; કિંવા કાયદાની કોઈ કલમનો તેને માટે આધાર નથી. કોઈ માણસને અમુક શહેરની હદમાંથી કાઢી મૂકવો કે તેને અટકમાં રાખવો, કિંવા તેને મુદત ઠરાવ્યા વિના દેખરેખ હેઠળ રાખવો, એ પ્રકારની સત્તા સરકાર ધરાવે છે, અને વીરેંદ્રની બાબતમાં સરકાર પોતાની એ ખાસ સત્તાનો ઉપયોગ કરવા ઇચ્છતી હોય એમ લાગે છે. સરકાર કહી શકે છે

કે આ માણુસને વધુ વખત છૂટો રાખવાથી કાયદો અને વ્યવસ્થા જાળવવામાં હરકત આવશે, અને એ રીતે તે તેને અટકમાં રાખી શકે છે. એ બધો સરકારની માન્યતાનો પ્રશ્ન છે. કોઇ કારણે સરકારની ગેરસમજ થઇ હોય તો આપણે તે દૂર કરી શકીએ અને એ રીતે વીરેંદ્ર ઉપરની એ આફત તો ટળી જઈ શકે. હું ધારું છું કે એ કામ હું કરી શકીશ. પણુ વીરેંદ્ર ઉપર જે બીજું સંકટ આવ્યું છે તે જુદા જ પ્રકારનું છે અને એ કેવી રીતે ટાળવું તેની મને કાંઇ સમજ પડતી નથી."

કંચનલાલ ચૂપ બનીને હાથમાંની પેન્સીલ રમાડતા રમાડતા કાંઈ વિચારમાં પડ્યા. વિનીતા પણુ સ્તબ્ધ બનીને બેસી રહી.

વિચારવશ સ્થિતિમાં પેન્સીલ વડે કાગળ ઉપર લીંટાં કાઢતાં કંચનલાલે કહ્યું: "આ બીજું સંકટ વિશેષ ગંભીર પ્રકારનું છે. વગરે પરવાને હથિયાર રાખવું એ મોટો ગુન્હો છે અને જો મેજીસ્ટ્રેટને તેમાં બહુ ગંભીરતા લાગે તો કદાચ ત્રણુ વર્ષની સજા પણુ ઠોકી દે."

આ શબ્દો સાંભળતાં જ વિનીતાને જાણે તમ્મર આવ્યા જેવું થયું અને શરીરે પરસેવો વળી ગયો. તેની આંખે ચિત્રવિચિત્ર દશ્યો દેખાવા લાગ્યાં. કેદીના પોશાકમાં પત્થર ફોડતો વીરેંદ્ર તેને દેખાયો. સુકાઇને હાડપિંજર બનેલો પોતાનો દેહ તેની નજરે પડ્યો. એક સુકુમાર બાળક તેને ગળે વળગીને દીન સ્વરે કાંઇ પૂછી રહેલું હોય તેવું દશ્ય તેણે જોયું. તેની એ વિચારમૂર્છિત સ્થિતિમાંથી તેને સર કંચનલાલના શબ્દોએ જાગ્રત કરી: "સમજ્યાં? નકામાં ગભરાઇ ગયે કશું વળે તેમ નથી. આપણે પ્રયત્ન તો કરવો જ જોઇએ. હું તેને એક સારો વકીલ રોકી આપીશ, પછી તો જે થવાનું હોય તે થાય......"

વિનીતા કેટલીક વાર સુધી અવાચ્ય જ બેસી રહી અને પછી ઘેર જવા માટે ઊઠી. બારણા સુધી જઇને પાછી ફરીને તે કંચન-

લાલ પાસે આવી અને તેમના ટેબલ નજીક જઇને ધીમેથી બોલીઃ "જેલમાં વીરેંદ્રની મુલાકાત લઇ શકાશે?"

"હા, હા, લઈ શકાશે, એટલું જ નહિ પણ આપણે તેની મુલાકાત લેવી જ જોઇએ. આપણને વકીલને સાથે લઇને તેની પાસે જવું જોઇશે, તે વિના કેસમાં બચાવ કેવી રીતે થઇ શકે?"

"હું બીજું પૂછું છું...હું એકલી તેમની મુલાકાત માટે જઇ શકું?"

એ શબ્દો બોલતાં પોતાનું કાળજું ચુંથાઈ જતું હોય એવો વિનીતાને અનુભવ થયો. ગળે ડૂમો ભરાયો અને તે વધુ બોલી શકી નહિ. આંસુ વહાવીને ડૂમો બેસાડી દેવાનું તેને માટે શક્ય નહોતું, નહિતો તેણે તેમ જ કર્યું હોત. તે નીચું જોઇ રહી હતી, પણ તેને શંકા આવી કે સર કંચનલાલ પોતાને વહેમભરી વિચિત્ર નજરે જોઇ રહ્યા હોવા જોઇએ.

તેમણે કહ્યું: "હા, તમે એકલાં પણ જઈ શકશો. હું તે માટેની ગોઠવણ કરી આપીશ."

પણ એટલામાં વિનીતાના મનમાં કોણ જાણે શું આવ્યું; તેણે કહ્યું: "ના, ના, કશી જરૂર નથી. તેમને મળીને પણ હું બીજું શું કહેવાની હતી? આ કેસમાંથી તે છૂટશે ત્યારે જ મળીશ."

એમ કહીને તે ચાલતી થઈ ગઇ. તેનું એ બોલવું અને એક-દમ ચાલતાં થવું કંચનલાલને વિચિત્ર તો લાગ્યું, પણ તે વિષે તેમણે બહુ વિચાર કર્યો નહિ. તેમનું ધ્યાન તો વીરેંદ્રના છૂટકા માટે કાયદાની બારીકીઓ શોધવામાં જ વધારે લાગી રહ્યું હતું.



# ૪૫

# વીરેંદ્ર અદાલતમાં

વિનીતા પોતે વીરેંદ્રને મળવા ગઈ નહિ, પરંતુ તેના સંબંધમાં રોજ રોજ થોડી-ઘણી માહિતી સર કંચનલાલ તરફથી વિનીતાને મળ્યા કરતી હતી. પોતા પર આવી પડેલાં સંકટોથી તે જરાએ ગભરાયો નહોતો અને રોજની પેઠે આનંદમાં જ રહેતો હતો એવી વાતો સાંભળીને વિનીતાને ખૂબ આશ્ચર્ય થતું હતું. સર કંચનલાલે ગણતરી કર્યા પ્રમાણે પહેલા આરોપમાંથી સરકારે તેને મુક્ત કર્યો, એટલે કે તેને એક શકદાર તરીકે અટકમાં રાખવાનો વિચાર સરકારે છોડી દીધો, તે ખબર વિનીતાએ જે દિવસે સર કંચનલાલને મુખેથી સાંભળી તે દિવસે તેને ખૂબ આનંદ થયો. પરન્તુ સર કંચનલાલે વીરેંદ્રને જેલમાં એ ખબર આપી તે વખતે વીરેંદ્રે જે કાંઇ કહ્યું તે કંચનલાલને મુખેથી સાંભળીને વિનીતાના આનંદમાં ઓટ આવ્યા જેવું થયું

વીરેંદ્રે કંચનલાલને તે વખતે કહ્યું હતું: "સર સાહેબ! આપ મારે માટે આટલી બધી મહેનત ઉઠાવો છો તે માટે હું આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. પણ ખરું કહું? મારે માટે આપ આટલી બધી દોડધામ કરો અને સરકાર પાસે દયાની ભિક્ષા માંગો તેથી મારા મનને તો કાંઇ કાંઈ થઇ જાય છે. ખરું કહું તો હું આમાંથી છૂટું એવું મને બહુ લાગતું જ નથી. મારા મનની ખરી સ્થિતિ આપને હું સ્પષ્ટ રીતે કહી શકું તેમ નથી. માત્ર એટલું જ કહું છું કે એક પ્રકારનો વિચિત્ર ઉદ્વેગ અત્યારે મારા અંતઃકરણમાં વ્યાપી ગયો છે, અને તેથી મને ત્રણ-ચાર વર્ષની કેદની સજા થાય તોપણ મને કશું લાગવાનું નથી."

વીરેંદ્રનું આ કથન કંચનલાલ પાસેથી સાંભળતાં જ વિનીતાને સાંભર્યું કે એક વાર આવું જ કાંઈ વીરેંદ્રે પોતાને પણ તેની મુલાકાત

વખતે એકાંતમાં કહ્યું હતું. પોતાની જે મનઃસ્થિતિ વીરેંદ્ર સર સાહેબ પાસે સ્પષ્ટ રીતે કહી શકયો નહોતો તે મનઃસ્થિતિની વિનીતાને ખબર હતી. તે દિવસે પોતાના માનસિક ઉદ્વેગના સંબંધમાં બોલતાં પણ વીરેંદ્રે વિનીતાને એવું જ કહ્યું હતું; અને પછી તે જ રાત્રે તેણે વિનીતા ઉપર ઊંઘમાં દુષ્ટ કૃત્ય ગુજાર્યું હતું.

વિનીતા માનતી હતી કે પોતે વીરેંદ્રનો તિરસ્કાર કરીને ચાલી નીકળી હતી તેને મહીનો–સવા મહીનો વીતી ગયો હોવાથી હવે તે પોતાને ભૂલી ગયો હશે. પુરુષોનો એવો સ્વભાવ જ હોય છે. કોઇ સ્ત્રી પોતાને પ્રાપ્ત થવાની આશા જ્યાંસુધી પુરુષને હોય છે ત્યાંસુધી તેનામાં સારી પેઠે મૃદુ ભાવના હોય છે, પરંતુ એ આશા નષ્ટ થતાં જ તેની એ વિષેની કોમળ ભાવના તુરત ઓસરી જાય છે એવું વિનીતા માનતી હતી. તેમાં પણ અપવાદો હોય છે, એવો વિનીતાને ખયાલ ન હતો. એવી સ્ત્રીની સ્મૃતિ હમેશને છોડતાં પુરુષને બહુ મૂંઝવણ થતી નથી એમ વિનીતા સમજતી હતી. જેટલી ત્વરાથી પુરુષ પ્રેમમાર્ગે દોડે છે તેટલી જ ત્વરાથી તે વખત આવ્યે પાછો પણ ફરી શકે છે એવો પુરુષનો સ્વભાવ હોવાનો તેનો અભિપ્રાય બંધાયો હતો. પણ વીરેંદ્ર હજીયે ઉદ્વિગ્ન રહ્યા કરે છે અને તેની પોતા પરની પ્રેમભાવના કાયમ છે એવું આડકતરી રીતે સમજી લેતાં તેને આશ્ચર્ય તથા આનંદ થયાં. એ જ મનઃસ્થિતિમાં તે થોડી વાર સ્તબ્ધ બેસી રહી. વીરેંદ્રના મનના ઉદ્વેગની વાત સર સાહેબ હજી વર્ણવતા જ હતા, પણ વિનીતાનું ધ્યાન તે તરફ નહોતું. તે બોલી રહ્યા એટલે વિનીતા બોલી: " તે પોતે ગમે તેટલા બેફીકર હોય, પણ આપણે તેમને છોડાવવાનો પ્રયત્ન કરવાનાં છીએ, તે કરવો જ જોઇએ, નહિ વારુ ? "

" હા, હા, જરૂર. પરન્તુ એટલું છે કે પોતાને છૂટવું જ છે એવી વીરેંદ્રની પોતાની તીવ્ર ઇચ્છા હોય તો આપણને તેને છોડાવવાના કામમાં તેનો સહકાર મળે, અને તેનો કેસ બહુ મજેદારીથી

ચલાવી શકાય. પણ આપણે તેને છોડાવવાની મહેનત કરીએ અને તે છૂટવાની દરકાર ન રાખે, તો પછી કોઇ વાર તે પોતે જ આપણા પ્રયત્નને નિષ્ફળ બનાવનારો થઇ પડે. આપણે તેને સૂચના કરીએ કે તું અમુક રીતે જવાબ આપજે, પણ તે તેવો જવાબ ન આપતાં ભળતું જ બોલે તો? જેલમાં હું તેને મળવા ગયો હતો, ત્યારે મેં તેને તેવા જ પ્રકારની સૂચનાઓ કરવા માંડી હતી, ત્યારે તેણે મારી સૂચનાઓ પર ધ્યાન જ આપ્યું નહિ અને ઊલટું કહ્યું કે 'એ બધું જવા દોને સરસાહેબ! તે વખતે મારો અંતરાત્મા જેમ કહેશે તેમ જવાબ આપીશ. મારા પક્ષે ધર્મ અને સત્ય છે, અને ધર્મ અને સત્ય હોય ત્યાં આમ કહેવું ને આમ ન કહેવું એ બધી માથાફોડ શી?' આવું તે બોલે છે. હવે તેને શું કહેવું? સત્ય ભલે રહ્યું પણ ન્યાયની અદાલતમાંય તેને ઘટતાં કપડાં પહેરાવવાં પડે છે, અને નગ્ન સત્ય કામ લાગતું નથી કિંવા ઘણી વાર આપણી સામે જ તે પ્રહાર કરનારું બને છે. અમારો વકીલોનો આવો અનુભવ છે. પણ એ સાદી વાત વીરેંદ્રના ધ્યાનમાં જાણે ઊતરતી જ નથી!"

વિનીતાએ ચિંતાગ્રસ્ત વદને પૂછ્યું: "એટલે એમનો છૂટકારો થવો મુશ્કેલ છે એમ આપને પણ લાગવા માંડ્યું હોય એમ જણાય છે."

"ના, ના, તેવું કશું ખાસ નથી. કેસનો ચુકાદો પોતાની તરફેણમાં જ આવશે એવું છેવટની ઘડી સુધી વકીલ માનતો હોય છે અને અસીલને કહેતો હોય છે. તે કદાપિ નિરાશ થતો નથી. અપીલ કોર્ટ પણ તેના હૃદયમાં નિરાશા ફેલાતી ઘણી વાર અટકાવે છે." એમ કહીને સરસાહેબ હસી પડ્યા. તેમને એમ લાગ્યું કે પોતે વકીલ–અસીલની એક સુંદર ગમ્મતની વાત વિનીતાને કરી હતી.

પરન્તુ વિનીતાને તેમાં ગમ્મતને બદલે ભય ભાસ્યો. વકીલ છેવટ સુધી અસીલને આશા આપે છે એ તો ઠીક, પણ આશાને ખરેખરી રીતે કેટલું સ્થાન છે એ વાત સર સાહેબે યુક્તિપૂર્વક

ઉડાવી દીધી હતી. અને અપીલ કોર્ટની આશા? તેમાં તો મહિનાય વીતી જાય અને વિનીતાના મનમાં ઘડીએ ઘૂંટ ભરાતો જતો હતો!

શું સર સાહેબને વીરેંદ્રના છૂટકારાની આશા જ નહિ હોય? વિનીતાથી આ અનિશ્ચિતતા સહન થતી નહોતી. પણ વીરેંદ્રના કેસની સુનાવણી નીકળે ત્યાંસુધી તો ગમે તેમ કરીને પણ તે સહન કર્યા વિના તેનો છૂટકો નહોતો.

*　　　*　　　*

છેવટે મેજીસ્ટ્રેટની કોર્ટમાં વીરેંદ્રના કેસની સુનાવણી થવાનો દિવસ આપી પહોંચ્યો.

વીરેંદ્રને પકડયા પછી મેજીસ્ટ્રેટની પરવાનગીથી તેને આઠ દિવસ સુધી પોલીસે અટકમાં રાખ્યો હતો. એ અટકની મુદત પૂરી થતાં તેના કેસની સુનાવણી શરુ થવી જોઇએ, એટલે તેને અદાલતમાં મેજીસ્ટ્રેટ સમક્ષ ઊભો કરવામાં આવનાર હતો.

સર કંચનલાલની સાથે વિનીતા પણ મોટરમાં બેસી અદાલતમાં જઇ પહોંચી. અદાલતમાં પહોંચતાં વિનીતા કંચનલાલથી છૂટી પડી ગઈ અને બેસવાની જગ્યા શોધવા માટે આમતેમ જોવા લાગી. કોર્ટમાં લોકોની ખૂબ ગીર્દી થઈ હતી. બેસવાની જગ્યા મળી શકે તેમ નથી એમ જોઇને તે જરા દૂર દિવાલ પાસે ઊભી રહી. એટલામાં કોઇએ તેને ઇશારત કરી પોતાની પાસે બોલાવી. વિનીતાએ જોયું કે એક જુવાન છોકરી તેને પોતાની પાસે બેસવા માટે જગ્યા કરતી બોલાવી રહી હતી. વિનીતાએ તેને ઓળખી. તે તેનું નામ જાણતી નહોતી, પણ તે વીરેંદ્રના લાઠીવર્ગમાં જનારી બાળા હતી એટલે તે તેને જોયે ઓળખતી હતી. વિનીતા તેની પાસે જઇને બેઠી.

તે બાળા ત્યાં એકલી નહોતી. લાઠીવર્ગની બીજી સાત–આઠ બાળાઓ પણ તેની બાજુએ જ આવીને બેઠેલી હતી.

વિનીતાએ તેની બાજુએ બેઠક લીધી કે તુરત પેલી બાળાએ

પૂછ્યું: "તમને આ કેસનું શું પરિણામ આવે એમ લાગે છે? વીરેંદ્રરાય છૂટશે કે નહિ?"

"તમને શું લાગે છે?"

"શી ખબર પડે? લોકો તો કહે છે કે તેમને સખત શિક્ષા થશે."

"જે થાય તે ખરું."

"તેમને શિક્ષા થશે, તો અમે શું કરવાનાં છીએ, ખબર છે તમને?"

"શું?"

"અમે હથિયારોના કાયદા સામે સત્યાગ્રહ આદરવાનાં છીએ. વીરેંદ્રરાય કહેતા હતા તેમાં ખોટું શું છે? હથિયાર રાખવા માટે પરવાનો ધરાવવો એમાં ન્યાય નથી. આપણે મૂગાં મૂગાં તેને વશ રહીને વર્તીએ છીએ, તેથી જ એ કાયદો રહ્યો છે. સીખ લોકોને કીરપાણ પાસે રાખવાની પરવાનગી છે, તો એટલી છૂટ આપણને પણ શામાટે ન મળવી જોઇએ? સ્ત્રીઓને તો આત્મસંરક્ષણ કરવા માટે ઘણી વાર હથિયારની જરૂર પડે છે, તો સ્ત્રીઓ તે કેમ ન રાખે? વીરેંદ્રરાયને સજા થશે તો અમે કીરપાણ રાખીને સત્યાગ્રહ..."

"ચૂ...પ!" એમ કહીને વિનીતાએ તેને બોલતી બંધ કરી.

એટલામાં કોર્ટમાં થોડી ગરબડ ચાલી. વીરેંદ્રને કોર્ટમાં લાવવામાં આવ્યો હતો, અને જે તે પોતાની પાસે બેઠેલાને આંગળી ચીંધીને કહી રહ્યાં હતાં: "જુઓ, આ જ વીરેંદ્રરાય!"

મેજીસ્ટ્રેટ ખુરશી પર આવીને બેઠા અને કેસનું કામ શરુ થયું એટલે ગરબડ શાંત થઈ.

પબ્લીક પ્રોસીકયુટરે પ્રારંભમાં જ કહ્યું: "અમને બીજા સાત દિવસની મુદત જોઇએ છે સાહેબ!"

મેજીસ્ટ્રેટે પૂછ્યું: "શામાટે?"

"અમારે હજી પુરાવો એકઠો કરવાનો છે. ક્રાન્તિકારી કાવતરાખોરો સાથે આરોપીનો સારી પેઠે સંબંધ છે એવું સાબિત થઇ શકે તેમ છે એમ અમને લાગે છે, અને તે માટે અમારી પાસે છે તે કરતાં વધારે સબળ પુરાવાઓ પણ મેળવી શકાય તેમ છે, પરંતુ તે માટે મુદતની જરૂર છે; તેટલા માટે વધુ સાત દિવસ પોલીસ તેને અટકમાં રાખી શકે તેવી પરવાનગી હું માંગું છું."

"એટલે હજી પણ તમે તૈયારી કરી શકયા નથી, એમ શું તમે કહેવા માંગો છો?!"

"તદ્દન તેમ નથી; મોટે ભાગે અમે તૈયારી કરી છે, પણ જો મુદત મળે તો તે તૈયારી સંપૂર્ણ થઈ શકે તેમ છે."

મેજીસ્ટ્રેટ જરા વિચારમાં પડેલા જણાયા. તેમણે નાક પરથી ચશ્મા ઉતારીને સાફ કર્યાં અને પાછાં આંખે ચડાવીને પ્રોસીકયુટર સામે તીવ્ર નજર કરીને કહ્યું: "તમારા પુરાવાની વીગત તમે પૂરી કરી ન શકયા હો, તો તેમાં આરોપીનો શો વાંક? સાત દિવસ સુધી તે અટકમાં રહ્યો છે. તમે કહો છો તેવી પરવાનગી આપું, તો વળી બીજા સાત દિવસ તેને જેલમાં રહેવું પડે. હું તેવી મુદત આપી શકતો નથી, માટે કામ શરુ કરો."

મેજીસ્ટ્રેટનો હુકમ સાંભળતાં જ કોર્ટમાં "હિયર હિયર"નો ઘોષ ગાજ્યો.

પોલીસ આમતેમ વ્યાકુળ દૃષ્ટિ ફેરવી રહી. મેજીસ્ટ્રેટે લોકો તરફ કરડી નજર કરીને કહ્યું: "જો તમે બધા શાંત બેસી નહિ રહો, તો તમને અદાલતની બહાર કાઢવા પડશે."

એકદમ અદાલતમાં પુનઃ શાન્તિ પ્રસરી રહી.

પબ્લીક પ્રોસીકયુટરને માટે કેસ ચલાવવા સિવાય બીજો માર્ગ ન રહેવાથી તેણે કાગળનો એક મોટો થોકડો પોતાના દફતરમાંથી બહાર કાઢીને વીરેંદ્ર ઉપરના આરોપો વિષે ભાષણ શરુ કર્યું.



# ૪૬

# કેસનો ચુકાદો અને પછી

વગર પરવાને હથિયાર ધરાવવું અને બ્રિટિશ રાજ્યને ઊથલાવી પાડવા માટે કાવતરાંખોરોની સાથે સંબંધ ધરાવવો એવા બે આરોપો વીરેંદ્ર ઉપર સાબીત કરવાનો પબ્લીક પ્રોસીક્યુટરનો મૂળ ઉદ્દેશ હતો, પરન્તુ કોર્ટે આરોપીને અટકમાં રાખવા માટેની મુદત લંબાવી આપી નહિ, તેથી માત્ર પહેલો જ આરોપ મૂકીને કામ શરુ કરવાનું તેણે ઠરાવ્યું હતું. આરોપી પરદેશમાં રહેતા ક્રાન્તિકારીઓ સાથે સંબંધ ધરાવતો હતો એમ દર્શાવનારા કાગળપત્રો કોર્ટમાં રજુ કરવામાં આવ્યા હતા. તે પુરાવા ઉપરથી વગર પરવાને હથિયાર રાખવાનો આરોપીનો શો હેતુ હોવો જોઇએ એ સ્પષ્ટ થતું હતું એમ પબ્લીક પ્રોસીક્યુટરનું કહેવું હતું. પરવાના વિના હથિયાર ધરાવનારો એક સાધારણ માણસ અને આરોપી વીરેંદ્ર એ બેઉ વચ્ચે મોટો તફવત છે એમ દર્શાવવા માટે તેણે લંબાણથી મેજીસ્ટ્રેટને સમજાવ્યું હતું.

તેના કથનનો સાર એ હતો કે આરોપીએ હથિયારોના કાયદાનો ભંગ તો કરેલો જ છે, પરન્તુ તેને હાથે જે ગેરકાયદેસર કૃત્ય થયું છે તે કૃત્ય ઉપર જ માત્ર લક્ષ આપીને ન બેસી રહેતાં એ કૃત્ય કરનારો આરોપી કેટલો ભયંકર વિચારનો માણસ છે અને તેનો હેતુ કેટલો ભયંકર હતો તે ઉપર પણ કોર્ટે લક્ષ આપવું જોઇએ. આરોપી માત્ર હિંદુઓ માટે એક લાઠીવર્ગ ચલાવતો હતો. એ વર્ગમાં બીનહિંદુઓને દાખલ કરવાની બંધી હતી. એ ઉપરથી હિંદુઓની ઉન્નતિને બહાને કોમ–કોમ વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન કરવાનો આરોપીનો હેતુ હોવો જોઈએ એવી માન્યતાને સ્થાન હતું. આરોપીએ કોઈ કોઈ પ્રસંગે જાહેર ભાષણોમાં કાઢેલા ઉદ્દગારો ઉપરથી એ તર્ક પૂરી રીતે સિદ્ધ થઈ શકે તેવો હતો. પરવાના વિના હથિયાર રાખ-

વાને લોકોને ઉશ્કેરનારા એક ઈસમ તરીકે આરોપીને ઓળખાવવાનું શકય હતું. કોઈ ગુપ્ત કાવતરાખોરની પેઠે જ આરોપી પોતાની હીલચાલમાં વર્તી રહ્યો હતો. પોતે કોણ છે અને કયાંથી આવ્યો છે, એ બધી વાતો તે હંમેશાં પ્રયત્નપૂર્વક ગુપ્ત રાખતો હતો. બૂટપોલીશ કરીને પૈસા મેળવી આજીવિકા ચલાવવાનો તો તે માત્ર ઢોંગ કરી રહ્યો હતો, અને તે ખોટું જ હોવું જોઈએ એમ પબ્લીક પ્રોસીકયુટરે મેજીસ્ટ્રેટના મન ઉપર ઠસાવવા ખૂબ યત્ન કર્યો હતો. પરદેશમાં વસતા ક્રાન્તિકારો તરફથી તેને પૈસાની મદદ મળતી હોવી જોઈએ. નિખિલ બાબુ તરફથી આરોપી ઉપર આવેલા પત્રો જપ્તીમાં હાથ લાગ્યા હતા, તે ધ્યાનમાં લેતાં એ તર્ક સિદ્ધ થઈ શકે તેવો હતો. તાત્પર્ય એ હતું કે આરોપીની એકંદર વર્તણૂક, તેનાં મતો, તેનો ઉદ્યોગ, તેનાં ભાષણો અને ક્રાન્તિકારો સાથેનો તેનો સંબંધ એ જોતાં આરોપીના ગુન્હાનું સ્વરૂપ અત્યંત ભયંકર બની જતું હતું. એટલે પબ્લીક પ્રોસીકયુટરે કોર્ટને અરજ કરી કે આ બધું લક્ષમાં લઈને આરોપીને સખતમાં સખત સજા કરવી જોઈએ.

ફરીઆદપક્ષની એ બધી દલીલો સાંભળીને વિનીતા અત્યંત ભયભીત બની ગઈ. તેને લાગ્યું કે આ ભાષણથી મેજીસ્ટ્રેટને વીરેંદ્રના ગુન્હાની ખાતરી થઈ જશે અને તેને સખત સજા કરવામાં આવશે.

સાધારણ માણસ કે જેને અદાલતોનો અને વકીલોનાં આવેશપૂર્ણ ભાષણોનો પરિચય હોતો નથી તે કોઈ પણ એક પક્ષની દલીલ સાંભળીને માની લે છે કે ચુકાદો તેની તરફેણમાં જ આવશે; તેવી જ રીતે વિનીતાએ પણ વીરેંદ્રના કેસના ચુકાદા સંબંધે માની લીધું. પણ કોર્ટની દૃષ્ટિમાં વકીલોનાં ભાષણોમાંના આવેશની કશી કીંમત હોતી નથી. વાક્ચાતુરી કરતાં કાયદાના મુદ્દા તથા પુરાવામાંની ઝીણી ઝીણી વીગતો તરફ કોર્ટ વધુ ધ્યાન આપે છે. વિનીતા જેવી બીનઅનુભવી તરુણી એવું બધું કયાંથી જાણે? તેથી જ તેને પબ્લીક પ્રોસીકયુટરનું ભાષણ સાંભળીને ગભરાટ થવા લાગ્યો. તેને

શરીરે પરસેવો વળી ગયો. રુમાલ કાઢીને મ્હોં પરથી પરસેવો લૂછતાં તેણે થોડી વાર આંખો મીંચી દીધી.

હવે સાક્ષી પુરાવા લેવાનું કામ શરુ થયું હતું, પરન્તુ તે વિનીતાના ધ્યાનમાં આવતાં વાર લાગી. ફરીઆદીએ અનેક સાક્ષીઓ રજુ કર્યાં હતા.

વીરેંદ્રના લાઠીવર્ગમાં કેવો પ્રકાર ચાલી રહ્યો હતો તે કહી બતાવનારા એક–બે સાક્ષીઓની જબાની લેવાઈ. તેની ઓરડીની જડતી લેતી વખતે હાજર રહેલા બે પંચની અને જડતી લેનાર પોલીસ અધિકારીની જબાનીઓ થઈ. તાજેતરમાં થઈ ગએલા હિંદુ–મુસલીમ રમખાણમાં ઘાયલ થએલો એક માણસ જબાની આપી ગયો. તેનાં ભાષણોની નોંધ લેનારા પોલીસ રીપોર્ટરોએ જબાની આપી. ત્યારપછી જે સાક્ષી આગળ આવ્યો તેને જોતાં જ વિનીતાના મુખમાંથી આશ્ચર્યનો ઉદ્‌ગાર નીકળી પડત પણ તે તેણે માંડમાંડ દબાવી રાખ્યો.

નટવર વીરેંદ્રની વિરુદ્ધ જબાની આપવાને તૈયાર થયો તેથી વિનીતાને અત્યંત ખેદ થયો. તેને એટલો વિષાદ થયો કે નટવરે સાક્ષીના પિંજરામાંથી પાંચ–સાત સવાલોના જે જવાબો આપ્યા તે તરફ તેનું બરાબર લક્ષ પણ રહ્યું નહિ.

ફરીઆદી પક્ષના સાક્ષી–પુરાવા થઇ ગયા પછી એ સાક્ષીઓની ઊલટ તપાસ આરોપી પક્ષના વકીલે કરવા માંડી. તે સાંભળવાથી માત્ર વિનીતાને જ નહિ પણ વીરેંદ્ર પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા જેઓ કોર્ટમાં હાજર હતા તેમને પણ આનંદ થતો જણાયો.

વીરેંદ્રનાં મતો અને હેતુઓ સંબંધે પબ્લીક પ્રોસીક્યુટરે જે એકતરફી ભયંકર ચિત્ર આલેખ્યું હતું તે આ ઊલટ તપાસથી વીંખાઇપીંખાઇ જવા લાગ્યું. લાઠીવર્ગમાં કિંવા બીજે સ્થળે વીરેંદ્રે અત્યાચારને ઉત્તેજનારા શબ્દો વાપર્યા હોવાનો ખાસ પુરાવો કોઈ પણ સાક્ષી આપી શક્યો નહિ. તેના જાહેર ભાષણની પોલીસ રીપો-

ટ૪ંરોની નોંધો વિકૃત અને ખામીભરેલી માલૂમ પડી આવી, અને વળી તેનાં અંગ્રેજી ભાષાંતરોમાં પાઠાફેરપણું જણાઈ આવ્યું. સાક્ષીઓને જ એ વિકૃતિઓ કબૂલ રાખવી પડી! પરદેશમાં વસતા ક્રાન્તિકારો તરફથી વીરેંદ્રને પૈસાની મદદ મળતી હોવાનું કહેનાર સાક્ષી તો ઊલટ તપાસમાં ગભરાઈજ ગયો. તે ફક્ત જપ્તીમાં મળેલા નિખિલ બાબુના બે કાગળોનો જ આધાર આપીને વાતો કરવા લાગ્યો; એથી તેને પૂછવામાં આવ્યું:

"તે પત્રો તમે વાંચ્યા છે?"

"હા, હા, વાંચ્યા છે."

"તેનો અર્થ તમે બરાબર સમજ્યા છો?"

"હા સમજ્યો છું."

"તમે કેટલું ભણ્યા છો?"

"મેટ્રીક પાસ થયો છું."

"તે પરીક્ષામાં અંગ્રેજીમાં તમને કેટલા માર્ક મળ્યા હતા?"

"યાદ નથી."

"શાને યાદ હોય? નવેસરથી નોકરી લેવા જવી હોય ત્યારે યાદ આવી જાય! ખેર; હવે એ બેઉ પત્રો સૌ સાંભળે એવી રીતે કોર્ટમાં જરા વાંચી જાઓ."

સાક્ષીએ બેઉ પત્રો વાંચી સંભળાવ્યા એટલે આરોપીના વકીલે પૂછ્યું: "આ પત્રોમાં બોમ્બ ગોળાનો અથવા ક્રાંતિનો ઉલ્લેખ કયાં વાકયોમાં છે વારુ?"

"જુઓ, એક પત્રમાં એવું વાકય છે કે 'જો મારે બર્લીન જવાનું થશે, તો હું તમને જરૂર તમે લખો છો એ વસ્તુ મોકલીશ.' આમાં વસ્તુ-'આર્ટીકલ' એ શબ્દ બહુ મહત્ત્વનો છે."

"કેવી રીતે વારુ?"

"આર્ટીકલ એટલે પિસ્તોલ! ખુલ્લી વાત છે."

"એમ કે? 'આર્ટીકલ' શબ્દનો બીજો કોઇ અર્થ થતો જ નથી કે? આ ડીકશનરી લ્યો, અને તેમાં 'આર્ટીકલ' શબ્દનો અર્થ વાંચો. 'વર્તમાનપત્રમાંનો લેખ' એવા અર્થમાં નિખિલબાબુના પત્રમાંનો 'આર્ટીકલ' શબ્દ લઈ શકાય કે નહિ? વીરેંદ્ર કોઇ કોઇ વાર વર્તમાનપત્રોમાં લેખો લખી મોકલતો એ વાત ભૂલતા નહિ હોં! વારુ કહો; 'આર્ટીકલ' નો અર્થ 'લેખ' થઇ શકે કે નહિ?"

"ના!"

"વા...રુ! હવે એ પત્રોમાંના બીજા કયા શબ્દો તમને મહત્વના લાગે છે?"

"પત્રોમાંનું સંબોધન."

"સંબોધન? એવું તેમાં શું છે?"

"તેમાં 'વહાલા કોમરેડ' એવું સંબોધન છે."

"તેમાં તમને ભયંકર શબ્દ કયો લાગે છે? 'વહાલા' કે 'કોમરેડ?'"

"બેઉ. બેઉ મળવાથી ભયંકર અર્થ નીપજે છે."

કોર્ટમાં તે સાંભળીને હસાહસ ચાલી રહી.

"ઠીક, ઠીક. અને એ બેઉ શબ્દો પછી એક અલ્પવિરામનું ચિહ્ન છે તે તો કદાચ તેથીએ વધુ ભયંકર હશે, નહિ વારુ?"

એ સાંભળીને લોકો વધુ હસ્યા. કોઇનો ઉદ્દગાર સંભળાયોઃ "એ...હે..." કોઇ કોલેજિયનનો જ તે ઉદ્દગાર હશે. મેજીસ્ટ્રેટે "ઓર્ડર"ની હાક મારી કે તુરત પાછી શાન્તિ પ્રસરી.

પછી વીરેંદ્રની ઓરડીમાંથી મળેલી પરવાના વિનાની પિસ્તોલ સંબંધી ફરીઆદ પક્ષના એક પોલીસ અધિકારીની ઊલટ તપાસ શરુ થઇ.

"જમીમાં જે પિસ્તોલ મળી હતી તે તમે બરાબર ઓળખી શકો છો?"

"હા, મેજીસ્ટ્રેટ સાહેબના મેજ પર પડી છે તે જ એ પિસ્તોલ છે."

"આરોપીએ તે વાપરી હતી એમ તમે કહી શકો છો ?"

"હા."

"તમારા દેખતાં આરોપીએ તે કોના ઉપર છોડી હતી ?"

"એમ નહિ."

"તો પછી આરોપીએ તે વાપરી હતી એમ કેમ કહો છો ?"

"તેના મેજના ખાનામાંથી તે મળી હતી."

"અત્યારે એ પિસ્તોલ કોર્ટના મેજ ઉપર છે, તેથી કોર્ટે તે વાપરી છે એમ તમે કહી શકો છો ?"

"ના."

"તો પછી આરોપીએ તે પિસ્તોલ વાપરી નથી, માત્ર પોતા પાસે તે રાખી હતી, એમ જ તમારું કહેવું છે ને ?"

"હા."

"પરવાનો નહોતો, એટલે આરોપીએ પિસ્તોલનો પરવાનો કદી લીધો જ નહોતો શું ? જુઓ, આ પરવાનાનો કાગળ, વાંચો. આરોપીના નામનો જ આ પિસ્તોલનો તે પરવાનો છે ને ?"

"હા, પણ પરવાનાની મુદત પૂરી થઇ ગઇ છે."

"મુદત ક્યારે પૂરી થઇ ?"

"ગઇ પહેલી તારીખે."

"આરોપીને પકડ્યો કયે દિવસે ?"

"ગઇ ત્રીજી તારીખે."

"એટલે પરવાનાની મુદત ઉપરાંત કેટલા દિવસ થયા ?"

"બે દિવસ."

એ રીતે ઊલટ તપાસ પૂરી થઈ. આરોપીનો લેખી જવાબ પહેલેથી રજુ કરવામાં આવ્યો હતો.

છેવટે આરોપીના વકીલે બચાવનું ભાષણ ટુંકાણમાં કર્યું:

"ફરીઆદ પક્ષનો લગભગ બધો પુરાવો પોકળ અને ઊપજાવી કાઢવામાં આવેલો છે. નિખિલ બાબુના હાથના બે પત્રો ઉપર જ

ફરીઆદપક્ષે પોતાની ઈમારત ઊભી કરી છે, પણ એમની એ મૂડી બહુ ઉપયોગી નીવડે તેવી નથી. તે પત્રો તદ્દન ખાનગી અને ઉપદ્રવરહિત છે. હથીઆરોના ચાલુ કાયદા સંબંધે આરોપી પોતાનાં જાહેર ભાષણોમાં બોલ્યો હતો ખરો, પરન્તુ એ બોલવું એ કાંઇ ગુન્હો ઠરતો નથી. કોઇ પણ કાયદા તરફ નાપસંદગી દર્શાવવાનો પ્રત્યેક નાગરિકને હક્ક છે. તેમ ન હોત તો જૂના કાયદા કદી બદલાયા ન હોત. આરોપી અત્યાચારી, કાવતરાંખોર અને ક્રાંતિકારોનો સાથી છે એવું જે પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે ફરીઆદ પક્ષનો કેવળ કલ્પનાવિલાસ છે. તે વસ્તુસ્થિતિને કશો આધાર જ નથી. વગર પરવાનાની એક પિસ્તોલ આરોપીની ઓરડીમાંથી મળી હતી એટલી જ વાત માત્ર ખરી છે. પણ એ બાબતમાંય મોઘમ અને ભળતા જ શબ્દપ્રયોગો વાપરીને રાઇનો પર્વત કરી મૂકવામાં આવ્યો છે. એક વ્યક્તિ શસ્ત્ર વાપરે અને તેની પાસેથી શસ્ત્ર મળી આવે એ બેઉ વાતો જુદી જુદી છે. વગર પરવાને હથીઆર રાખવું એ ગુન્હો હોય તોપણ આરોપીની બાબતમાં તે ગુન્હાનું સ્વરૂપ કેવળ નિર્જીવ પ્રકારનું છે. આરોપી કાંઇ કોઇનું હથીઆર ચોરી લાવ્યો નહોતો કે તેવું હથીઆર તેણે પોતાની પાસે રાખ્યું નહોતું. કોર્ટ સમક્ષ રજુ થએલી પિસ્તોલ આરોપીની માલકીની છે. તેનો પરવાનો પણ તેણે રીતસર મેળવેલો હતો. તેને જે દિવસે પકડવામાં આવ્યો તેની પૂર્વે બે દિવસે જ પરવાનાની મુદ્દત પૂરી થઇ હતી. પોતાની પાસેના હથીઆરના પરવાનાની મુદ્દત કયારે પૂરી થઇ ગઇ તે ધ્યાનમાં ન રહે એ સ્વાભાવિક છે. આરોપીએ પોતાની પિસ્તોલનો નવો પરવાનો કઢાવ્યો જ હોત. એટલે વગરપરવાને હથીઆર રાખવાનો અપરાધ આરોપી પર પુરવાર થતો નથી. પોતાનો પરવાનો કયારે પૂરો થાય છે તે બાબત નચિંતાઇથી તે વિસરી ગયો અને બે દિવસ એમ ને એમ જવા દીધા એટલો જ ગુન્હો માત્ર આરોપીએ કર્યો લેખાય. એ ગુન્હો કેટલો નિર્જીવ છે તેનો વિચાર કરીને કોર્ટે આરોપીને છોડી મૂકવો જોઇએ."

વકીલનું ભાષણ પૂરું થયું એટલે ચોમેર પ્રસરી રહેલી શાંતિમાં પાછાં ગરબડનાં મોજાં શરુ થયાં. જે તે પોતાની પાસે બેઠેલાને પૂછવા લાગ્યાઃ "કેવું સરસ ભાષણ કર્યું! મજબૂત બચાવ છે હોં!"

વિનીતાને તેની પાસે બેઠેલી બાળાએ કહ્યુંઃ "બોલો હવે, વીરેંદ્રરાયને સજા થવાનો લગારે સંભવ છે? જો તે છૂટી જાયને, તો આવતી કાલે અમે અમારા લાડીવર્ગમાં તેમને અભિનંદન આપવા માટે જંગી સભા ભરવાનાં. સર કંચનલાલને જ પ્રમુખ બનાવીશું. તમે જરૂર આવજો હોં!"

વિનીતાએ કાંઇક ખિન્નતાથી માથું ધુણાવી સ્મિત કર્યું.

વીરેંદ્રને શિક્ષા થાય તો શું કરવું અને ન થાય તો શું કરવું એ એકદમ ઠરાવનારી એ જુવાન બાળાઓને જોઈ વિનીતાને ખૂબ કૌતુક ઊપજ્યું. વીરેંદ્રના ભાવિના વિચાર સંબંધે તેમની તદ્રૂપતા જોઇને તેને આશ્ચર્ય પણ થયું. અને વીરેંદ્ર સાથે વિશિષ્ટ સંબંધ વિનાની બાળાઓની જો એ સ્થિતિ હતી, તો વિનીતાની પોતાની સ્થિતિ કેવી હતી?

એટલામાં મેજીસ્ટ્રેટ ચુકાદો આપવાના હોય એમ જણાયું, એટલે કોર્ટમાં શાન્તિ પ્રસરી રહી.

મેજીસ્ટ્રેટે ચુકાદો તદ્દન ટુંકામાં લખ્યો હતો. ફરીઆદ પક્ષનો લગભગ બધો પુરાવો તેમણે અસ્વીકાર્ય માન્યો હતો અને આરોપીને હાથે જે નિર્જીવ અપરાધ થયો હતો, તે માટે તેને સખત ચેતવણી આપીને પચાસ રૂપિયા દંડ કરવામાં આવ્યો હતો.

ચુકાદો સાંભળતાં જ વિનીતા એટલી ગદગદિત થઈ ગઇ કે પોતાથી અહીં જ રડી દેવાશે એવો તેને ભય લાગ્યો. રુમાલ વડે આંખો છુપાવીને તે તદ્દન ચૂપ બેસી રહી. કોર્ટમાં ખૂબ ગરબડ મચી રહી હતી. એક બે જણા કોર્ટમાંથી નીકળતાં "મહાત્મા ગાંધીજી કી જે" બોલ્યા. કેટલીક છોકરીઓએ એ ઘોષ ઝીલી

લીધો. છોકરીઓ કલબલ કરતી ત્યાંથી ઊઠી ઊઠીને કોર્ટ બહાર ચાલી જવા લાગી. ભાવનાનો આવેગ શમાવતાં વિનીતાએ આંખેથી રુમાલ દૂર કરીને જોયું ત્યારે કોર્ટ લગભગ ખાલી થઇ જવા આવી હતી. દંડની રકમ તુરત જ ભરી દેવાની વ્યવસ્થા સર કંચનલાલે કરી હતી. તે પોતે રોકી આપેલા વકીલની પીઠ થાબડતાં અને તેને સાબાશી આપતાં કાંઈ બોલી રહ્યા હતા, અને તેમનો જમણો હાથ હજી વીરેંદ્રના હાથમાં જ હતો.

આગળ સરકીને તે બધાંને મળવું કે નહિ તેનો વિચાર વિનીતા કરી રહી હતી પણ તે તત્કાળ કશો નિશ્ચય કરી શકી નહિ. તે આગળ વધી પણ કેવળ યંત્રવત્. તેને જોતાં જ વીરેંદ્રે કંચનલાલનો હાથ છોડીને તેની તરફ દૃષ્ટિ કરી: " કાં ? "

પણ આગળ તે કશું બોલ્યો નહિ. માત્ર તેણે સ્મિત કર્યું. " હવે પછી હું તમારું મ્હોં કદી જોવાની નથી " એમ કહીને ચાલ્યા જવાની જે વિચિત્રતા તેણે કરી હતી તે માટેનો ગુસ્સો અને આશ્ચર્ય વીરેંદ્રના મનમાં હજી ટકેલાં હતાં. તે ફરીથી મળે ત્યારે તેના એ વિચિત્ર વર્તનનો જવાબ તેની પાસેથી લેવાનો તેણે નિશ્ચય કર્યો હતો અને એ નિશ્ચય એક મહિનાથી તે મનમાં ઘૂંટયા કરતો હતો. પણ અત્યારના આકસ્મિક મિલનનું સ્વરૂપ એવું હતું કે તેને એ ગુસ્સો વિસરી જઇને સ્મિત જ કરવું પડે.

વિનીતા જરા ગૂંચવાઈ, પણ એટલામાં વીરેંદ્રે જ્યારે તેનો હાથ પોતાના હાથમાં લીધો ત્યારે તે ધીમેથી બોલી: " તમને મુબારકબાદી આપું છું. "

તેના એ હસ્તસ્પર્શમાં કેવી સાત્વિક ભાવના પ્રકટી રહી હતી !...શું એણે જ પોતા પર બળાત્કાર કરવા જેવું નિંદ્ય કૃત્ય કરીને પોતાને દુ:ખની ખાડીમાં ગબડાવી મૂકી ?... અને એની જ પાસે હવે વિનીતાને લગ્નની ભિક્ષા યાચવાની હતી !

વિનીતાને લાગ્યું કે પોતાને અહીં જ મૂછી આવી જશે. તેણે ટટ્ટાર ઊભા રહેવાને ખૂબ યત્ન કર્યો.

એટલામાં કંચનલાલ બોલ્યાઃ “ ચાલો આપણે બધાં બંગલે જઈએ. ”

“ માફ કરો. ” વિનીતા બોલીઃ “ મારે જરા મુંબઈમાં કામ છે. આપ જાઓ. ”

એમ બોલતાં તેણે વીરેંદ્ર તરફ જોયું નહિ અને તે ત્યાંથી ચાલી નીકળી.

કંચનલાલની મોટરમાં વીરેંદ્ર બેઠો. મોટર ઊપડતાં પહેલાં તેણે વિનીતાને પૂછ્યુંઃ “ મારે ત્યાં આવશો ને ? ”

“ કાલે આવીશ. ”

“ અંહ ! મહીનાથી હું તારી રાહ જોયાં કરું છું, અને વળી ચોવીસ કલાકની વધુ શિક્ષા શામાટે ? મારો અપરાધ તદ્દન નિર્જીવ છે, એ તો તેં મેજીસ્ટ્રેટ પાસેથી સાંભળ્યું જ હશે ! ”

નિર્જીવ અપરાધ ?...નિર્જીવ ખરો જ...જે કૃત્યનું પરિણામ વિપરીત આવે અને સ્ત્રીની દુર્દશા થવાનો સમય આવે, તે કૃત્ય પણ પુરુષોને મન નિર્જીવ ?

વિનીતા સ્તબ્ધ બની ગઈ, તેથી વીરેંદ્રને આશ્ચર્ય થયું. છેવટે તેણે વીરેંદ્રની સાથે જવાનું માન્ય રાખ્યું, પણ રસ્તામાં અને વીરેંદ્રની ઓરડીમાં પહોંચતાં સુધી તે કશું બોલી નહિ. ત્યાં પણ કેટલીક વાર સુધી તે સ્તબ્ધ જ બેસી રહી.

વીરેંદ્રે કોલ્ડ ડ્રીંક મંગાવ્યું, પણ તેને ય તેણે સ્પર્શ ન કર્યો.

“ કેમ, આ તો તને ખૂબ ભાવે છે...તે દિવસે તેં પીધું'તું જ ને.”

છેવટે તેણે પ્યાલો હાથમાં લઈને એક ઘૂંટડો પીને પ્યાલો નીચે મૂક્યો. તે અતિશય ખિન્ન થએલી જણાતી હતી. વીરેંદ્રને લાગ્યું કે તે દિવસે સવારે વિનીતાએ જે ચમત્કારિક વર્તન ચલાવ્યું

હતું તેથી તેને ખેદ થતો હોવો જોઇએ, અને તે વાત કાઢીને દિલગીરી કેવી રીતે પ્રદર્શિત કરવી તે તેને સૂઝતું નહિ હોય. પણ હવે એ દિલગીરીની જરૂર જ ક્યાં હતી? તે પુનઃ પોતાની સાથે ઓરડી પર આવી હતી, એટલામાં જ બધુંય સમાઈ જતું હતું. તે વખતે તો આનંદની વાતો જ કરવાની હોય.

વીરેંદ્ર બોલ્યોઃ "તે દિવસે આપણે પૂરીઓ અને કોણીને ન્યાય આપ્યો હતો, તે સાંભરે છે ને?"

વિનીતા સ્તબ્ધ જ રહી.

"તને કોર્ટમાં જોતાં જ મને કેટલો બધો આનંદ થયો હતો તે હું કહી શકતો નથી. મારો છૂટકારો થયો તે માટે મને ખાસ કશું જ લાગતું નથી, પણ હું છૂટી જઉં છું કે નહિ તે જોવાને તું ઉત્સુકતાથી આવી તેથી જ હું મને ધન્ય માનું છું. વિનીતા! મારી એ ધન્યતા એટલા સમય પૂરતી જ—અધૂરી ન રાખતાં પૂર્ણ કરીશ નહિ શું? અત્યારે હું તને પૂછું છું, તેથી તું ગુસ્સો કરીશ મા; મારા ને તારા મિલનનો આ સમય એવો છે કે મારી ભાવનાને હું દાબી રાખી શકતો નથી. વિનીતા! કહેને, મારી ધર્મપત્ની થવાને તું મને તારો હસ્ત ગ્રહણ કરવા દઈશ?"

ધર્મપત્ની!...ખરેખર! જેને પહેલાં જ ભ્રષ્ટ કરી, તેને ધર્મપત્ની થવાની વિનંતિ કરવી, એ તે ઉદારતા કે દંભ? પણ જવા દો એ વાત! એ વિડંબના હવે સહન કર્યે જ છૂટકો છે!

વીરેંદ્રે ધીરેથી તેનો હાથ પોતાના હાથમાં લીધો અને કહ્યું: "વિનીતા! હા પાડે છે ને?"

પોતાનો બધો હૃદયભાવ બળાત્કારે ગળી જઇને તે અત્યંત પ્રયત્નપૂર્વક બોલીઃ "હા!"

તે સાથે જ અત્યંત આનંદમાં આવી જઇને વીરેંદ્રે તેનો હાથ પોતાના બેઉ હાથમાં ખૂબ દાબ્યો. વિનીતાએ આંખો મીંચી જઇને એ હૃદયાઘાત સહન કરી લીધો.

પણ હવે વીરેંદ્ર પોતાના હાથને ચુંબન કરશે એમ લાગતાં જ તેણે પોતાનો હાથ એકદમ પાછો ખેંચ્યો અને કહ્યું: " પણ... "

" પણ શું ! કહે..."

" લગ્ન માટે મારી માતાની સંમતિ મળવી જોઈએ. આજ-સુધી મારે ઘેર મેં તમને આવવા દીધા નથી; પણ હવે તમારે મારે ઘેર આવવું જોઇશે, અને મારી માતા પાસે મારી માંગણી કરવી જોઇશે. "

" ક્યારે આવું તારી માતાને મળવા ? ચાલ, અત્યારે જ આવું ? "

" ના, કાલે સાંજ પર આવવાનું રાખો. આજસુધી આપણે બેઉએ એક બીજાના જૂના ઇતિહાસની તપાસ ન કરવાનો કરાર પાળ્યો, પણ હવે આપણે એક નવો જ પવિત્ર કરાર કરવાનો છે, અને તે માટે પહેલો કરાર પૂરો થવો જોઇએ. "

" કબૂલ છે ! " એમ આનંદાતિરેકથી બોલતાં વીરેંદ્રે તેનો બીજો હાથ પણ પોતાના હાથમાં લીધો.

જે વિનીતા મહિના પૂર્વે તે દિવસે સવારે અત્યંત ગુસ્સે થઇને પોતાને તમાચો લગાવીને ચાલતી થઇ હતી, તે જ વિનીતા આજ પોતાની વિનંતિ માન્ય રાખતી હતી એ ચમત્કારનો વિચાર પણ તે સમયના આનંદમાં વીરેંદ્રને આવ્યો નહિ. તેમજ વિનીતાએ પણ તેની અવિચારી કામાંધતાને લીધે પોતે જે દુર્દશામાં આવી પડી હતી તે વિષે ઉચ્ચાર સરખોએ કર્યો નહિ. તે ઉચ્ચાર કર્યા વિના જ તેને જે જોઇતું હતું તે મળતું હતું, તો પછી તે ઉચ્ચાર કરવાનું કષ્ટ શામાટે વેઠવું, એમ તેને સ્વાભાવિક રીતે જ લાગતું હતું.

તે જવા લાગી એટલે વીરેંદ્રે હસીને પૂછ્યું: " ત્યારે હવે કાલે ને ? "

" હા, કાલે. " પણ એમ બોલતાં વિનીતાના મ્હોં પર જરાએ હાસ્ય નહોતું.

પરંતુ એ ખામી ધ્યાનમાં લેવા જેવી મનઃસ્થિતિમાં વીરેંદ્ર અત્યારે નહોતો. તે તો જુદી જ ખુશકારક લહરમાં હિંચી રહ્યો હતો. વિનીતા ગયા પછી તે મનમાં પુનઃ બોલ્યોઃ "બસ, કાલે !"



## ૪૭

## ભાઇ—બ્હેન !

પોતાની માતાને મળવા માટે બીજે દિવસે પોતાને ઘેર આવવા માટે વિનીતા વીરેંદ્રને કહી આવી હતી ખરી, પરન્તુ વીરેંદ્ર કયા હેતુથી આવનાર છે તે વાત માતાને કહેવાનું અત્યંત કઠણ છે એવું તેને જણાઇ આવ્યું. પોતે વીરેંદ્ર સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે એ વાત સ્પષ્ટ રીતે કહી નાંખવા માટે જ તેણે વિજયા સાથે બોલવાનો પ્રારંભ કર્યો, પરન્તુ તુરત જ તેના ધ્યાનમાં આવ્યું કે એવી વાત બોલી સંભળાવવી એ કામ સહેલું નથી. તેનું એક કારણ એ કે વડીલો ગમે તેવાં પ્રેમાળ હોય તોપણ લગ્નની ચર્ચા તેમની પાસે ખુલ્લી રીતે કરતાં તરુણોને સંકોચ થયા વિના રહેતો જ નથી. વળી વિનીતાને કહેવાનું હતું થોડું અને છુપાવવાનું હતું ઘણું વધારે. ચંદ્રપ્રસાદ પર પોતે અંતઃકરણપૂર્વક પ્રેમ ધરાવ્યો હતો કે નહિ, તેના પર પોતાનો પ્રેમ હોવા છતાં પોતે તેની તરફ કઠોરતાથી કેમ વર્તી, વીરેંદ્ર ઉપર પ્રેમ ન હોવા છતાં કયા વિપરીત સંકટથી ડરીને તેની સાથે લગ્ન કરવા પોતે તૈયાર થઈ છે, એ બધી કારણપરંપરા તેને માતાથી ગુપ્ત રાખવી હતી, તેથી જ માતાની સાથે વાતચીત શરુ કર્યા પછી વિનીતાને મૂંઝવણ થવા લાગી.

પણ સાંભળનાર માણસ જો ચતુર અને સુજ્ઞ હોય છે તો કહેનારના મનની મૂંઝવણ લાંબો વખત ટકતી નથી.

વિજયા એવી સુજ્ઞ અને ચતુર હતી. વિનીતાએ જેટલું કહ્યું તેટલું જ તેણે સંપૂર્ણ માની લીધું. તેણે જે કાંઇ છુપાવ્યું હતું તેની

શંકા ઉત્પન્ન થવા જેવું તેણે જરાએ દેખાવા દીધું નહિ. જે દિવસે વિજયાએ વિનીતાને તેના જન્મની ખરી હકીકત કહી તે દિવસથી આજસુધી લગભગ છ મહિના વિજયાએ વિલક્ષણ ચિંતામાં ગાળ્યા હતા. પોતાની અને પુત્રીની વચ્ચે દૂરત્વ ઉત્પન્ન થયું છે અને તે વધી રહ્યું છે એમ તે જાણતી હતી, અને તે દૂરત્વ ટાળવાનો કોઇ ઉપાય નથી એમ તેને માનવું પડયું હતું. વિનીતાએ ચંદ્રપ્રસાદ સાથે કાંઇ પણ વિચિત્ર અને કઠોર વર્તન ચલાવ્યું હોવું જોઇએ એવી શંકા તેને નહોતી આવી એમ કાંઇ નહોતું. પણ આ બધા દુર્દૈવનું મૂળ પોતાના અપરાધમાં રહેલું છે એવા ભયથી તેણે તે સંબંધી ચર્ચાને દૂર રાખી હતી. વીરેંદ્રનું નામ અને તેની કેટલીક હકીકત તેણે વિનીતા પાસેથી જાણ્યાં હતાં, પણ તેની ઉપર વિનીતાનો પ્રેમ છે કે કેમ એ જાણી લેવાની હિંમત તેનામાં બીલકુલ દેખાઈ નહોતી. એટલે છ માસથી વિજયાની સ્થિતિ કોઇ પ્રવાહપતિતા નારીના જેવી બની ગઇ હતી. પુત્રીની ખિન્નતા તેના જાણવામાં હતી. તે આનંદમાં રહેવા જેવો દેખાડો કરતી ત્યારે તે ઢોંગ કરે છે તે વિજયાના લક્ષમાં હતું. પુત્રી ઢોંગ કરતી હતી તેવી જ રીતે માતા પણ ઢોંગ કરતી હતી. કોઈ પણ વખતે દૈવયોગે પોતાની પુત્રીનું દુઃખ દૂર થશે અને તેને ખરેખરા આનંદમાં મહાલતી જોવાનું સદ્‌ભાગ્ય પોતાને પ્રાપ્ત થશે, એ આશા પર વિજયાએ આટલો લાંબો કાળ ગાળ્યો હતો.

અને જ્યારે વીરેંદ્ર સંબંધે વિનીતા બોલવા લાગી ત્યારે બીજી બધી વાતોને વિસરી જઇને વિજયાને ખરેખર બહુ આનંદ થયો. વીરેંદ્રના સ્વાગતની તૈયારી તેણે ખૂબ ઉલ્લાસપૂર્વક કરવા માંડી.

વિનીતા તે દિવસે આનંદમાં હતી કે દુઃખમાં હતી એ કહેવું મુશ્કેલ છે. તેના અને વીરેંદ્રના લગ્ન અંગે વિજયાની સંમતિ લગભગ મળી ગયા બરાબર જ હતી, તેથી તેને આનંદ થતો હતો. પણ હવે કેવળ પ્રેમશૂન્ય લગ્ન જીવનનો ફાંસો પોતાને ગળે કાયમને માટે રહેશે એ કલ્પના મનમાં ઉદ્‌ભવતાં જ તેનું હૈયું વિહ્વળ

બની જતું હતું. એ લગ્ન થતાં તેને ચંદ્રપ્રસાદથી કાયમને માટે વિખૂટાં પડવાનું હતું. તે પૂર્વે જ પોતાની અને ચંદ્રપ્રસાદની વચ્ચેનો સંબંધ તેણે તોડી નાંખ્યો હતો. પરંતુ આજસુધી ચંદ્રપ્રસાદ સ્મરણમાં આવતાં તે તેના સંભારણાની સાથે એકાંતમાં ચાહે તેટલું ખેલી લેવાને મોકળી હતી. હવે પછી એ સુખનો ઉપભોગ પણ તેને માટે વર્જ્ય હતો. મનોદ્દ્ભૂત પ્રેમની સુકાયલી કળીઓ આજસુધી તેણે પોતાની સ્મૃતિના ગુપ્ત દાબડામાં રાખી હતી, પણ હવે તે પણ ફેંકી દેવાનો સમય તેને માટે આવ્યો હતો. તે પત્નીવ્રત અંગીકૃત કરવાની હતી, અને ચંદ્રપ્રસાદનું સંભારણું પોષીને તે વ્રતને અભડાવવાનું પાપ તેને કરવું નહોતું. તેથી જ જાણે તે છેવટને માટે ચંદ્રપ્રસાદ સંબંધી વિચાર જેટલા કરી શકાય તેટલા કરી લેતી હતી. તે ક્યાં હશે, શું કરતા હશે, કેવી મનઃસ્થિતિમાં હશે, એ સંબંધી તરેહતરેહનાં ચિત્રો તે પોતાના હૈયામાં દોરતી હતી અને તેમાંનું એકએક ચિત્ર પુનઃપુનઃ નજર સમીપે રાખીને વારંવાર જોયા કરતી હતી.

કેવું ચમત્કારિક છે માનવજીવન! આજે તેનું અને વીરેંદ્રનું લગ્ન નક્કી થવાનું હતું, પણ તેનું હૈયું વિચારો કરી રહ્યું હતું ચંદ્રપ્રસાદ સંબંધી!

વીરેંદ્રને પોતાને ઘેર તેડી લાવવા માટે તે મુંબઈમાં તેની ઓરડી પર ગઈ ત્યારે પણ તે મનમાં તો ચંદ્રપ્રસાદ સંબંધી જ વિચાર કરી રહી હતી.

પ્રયત્નપૂર્વક તે વિચારને હૈયામાંથી હાંકી કાઢતાં તેણે વીરેંદ્રને કહ્યું: "વાહ! તમે મારે ત્યાં આવવાનું કબૂલ કર્યું હતું તે ભૂલી ગયા કે શું?"

"અરે ભૂલું શાનો! ઊલટું કાલે તું અહીંથી ગઈ ત્યારથી અત્યારસુધીમાં કેટલીય વાર હું તારે ત્યાં આવી પણ ગયો!"

"એટલે?"

"કાલે આખી રાત મને એનાં જ સ્વપ્નો આવ્યાં કર્યાં છે. એક સ્વપ્નમાં તો કપડાં પહેર્યા વિના આમ એક ખમીસભેર હું તારે ત્યાં આવેલો; સાચું કહું છું હોં!"

"પણ હવે મારી સાથે એમ નહિ અવાય; ઊઠો, કપડાં પહેરો, મોડું થાય છે."

"આ બધું ટેબલના ખાનામાં મૂકી દઉં અને પછી ઊઠું."

"એ બધું હું મૂકી દઉં છું; તમે એક વાર ઊઠીને કપડાં પહેરો."

એમ કહીને વિનીતાએ તેને ઉઠાડ્યો. ટેબલ પર કાગળો, ફોટોગ્રાફો વગેરે પડેલું હતું તે બધું વિનીતા એકઠું કરવા લાગી.

વીરેંદ્ર સ્નાનગૃહમાં ગયો, એટલી વારમાં વિનીતાએ કેટલાક ફોટોગ્રાફો જોયા. તેમાંનો એક ફોટોગ્રાફ જોઇને તેને થોડું આશ્ચર્ય થયું. એ ફોટોગ્રાફ પોતાની માતાનો તો નહિ હોય?

નહિ, નહિ! એની પાસે પોતાની માતાનો ફોટોગ્રાફ ક્યાંથી હોય? વળી ફોટામાંની સ્ત્રી એક યુવતી હતી. પણ, પોતાની માતા જુવાનીમાં એવી જ દેખાતી નહોતી શું? ફોટોગ્રાફનો રંગ ઊડી ગએલો ન હોત તો તે ચોક્કસ રીતે કહી શકાય. પણ પોતાની માતાના ચહેરામાં અને એ ફોટામાં કેટલુંક સરખાપણું તો હતું જ!

એટલામાં ટુવાલથી હાથ મ્હોં લૂછતો વીરેંદ્ર પાછો ફરતાં વિનીતાએ તેને પૂછ્યું: "આ બધા કોના ફોટોગ્રાફો કાઢીને તમે બેઠા હતા?"

તેણે માથું લંબાવીને જવાબ આપ્યો: "ખાલી રમત કરતો હતો માત્ર."

"આ ફોટો કોનો છે?"

"કયો?" એમ કહેતાં વીરેંદ્ર નજીક આવ્યો, ત્યારે સાબુની તાજી સુગંધ વિનીતાને આવી.

વીરેંદ્રે હસીને પૂછ્યું: "કયો? આ?" તેણે ટુવાલથી કાનને લૂછતાં કહ્યું: "તે છે કોઈકનો ફોટો."

"પણ કોનો છે તે તો કહો."

"તદ્દન જૂનો ફોટોગ્રાફ છે તે તને નથી જણાતું? તે જોઈને તને ઇર્ષ્યા ઊપજવાનું કશું કારણ નથી."

કાંઈક રોષથી મસ્તકને હલાવીને તે બોલીઃ "ઉહ! હું કાંઈ એ આશયથી નથી પૂછતી. કોનો છે, કહો ને!"

"કેવી રીતે કહું? તને તે નહિ સમજાય. મારી માતાનો તે ફોટોગ્રાફ છે. માતાનો એટલે માની લીધેલી માતાનો હોં; મારી જનની માતાનું મને બરાબર સ્મરણ નથી. પણ એણે મને માતાની પેઠે વહાલથી ઉછેર્યો હતો અને મારે મન પણ તે માતા તુલ્ય જ હતી. વીસ વર્ષ પૂર્વેની વાત છે. હું તે વખતે બાર-તેર વર્ષનો હોઈશ. એક ભાગ્યો-તૂટયો કેમેરા મારા હાથમાં આવ્યો હતો અને તેની જાણ બહાર મેં તેનો ફોટો લીધો હતો. પણ પછી અમે એકાએક મુંબઈ છોડયું. પછી પાંચ-સાત વર્ષે હું ઈંગ્લાંડ ગયો. અને આજ વીસ વર્ષમાં મારી એ માનેલી માતાની સ્થિતિની કાંઈ વાત મારા જાણવામાં આવી નથી."

વીરેંદ્રે તે ફોટોગ્રાફ વિનીતાના હાથમાંથી લીધો, અને તેમાંની ઝાંખી આકૃતિ તરફ કેટલીક વાર સુધી ગંભીર મુખમુદ્રાથી જોઈને તે તેના હાથમાં પાછો આપતાં કહ્યુંઃ "ખાનામાં મૂકી દે."

વિનીતાએ ફરીથી એક વાર એ ફોટોગ્રાફ જોયો, અને બીજા ફોટોગ્રાફોની સાથે તેને ખાનામાં મૂકી દીધો.

પછી વીરેંદ્રે કપડાં પહેર્યાં અને બેઉ સાથે નીકળી પડયાં.

વીરેંદ્ર આજે સહજ વિશેષ આનંદમાં હતો, અને તેના આનંદના સંપર્કથી વિનીતા પણ કાંઈક ઉલ્લાસપૂર્વક બોલતી હતી. તેણે ગ્રાંટરોડ સ્ટેશન સુધી ચાલતાં જવાની ના કહી અને ત્યાંથી દાદરની ટીકીટો પણ તેણે વિનીતાનું સાંભળ્યા વિના સેકંડ કલાસની કઢાવી.

દર વખતે તે કહેતોઃ "આજનો સમય કાંઈ જેવો તેવો !

નથી. એક મોટો ખજાનો મેળવવા હું નીકળ્યો છું, તો શું કોઇ રાંકડાની પેઠે જઉં ?"

વિનીતાનું ધ્યાન તેના શિર પરના વાળ તરફ ગયું. રોજની પેઠે તે વાળ અસ્તવ્યસ્ત નહોતા, પણ ખૂબ કાળજીથી ઓળેલા હતા. તેના કોટના ઉપરના ગજવામાંથી એક નાજૂક હાથરુમાલ ડોકિયાં કરતો હતો. એવો રુમાલ વિનીતાએ તેની પાસે કોઈ વાર જોયો નહોતો.

આમ કરીને વીરેંદ્રે પોતાનું એક પ્રકારનું સન્માન કર્યું હતું. એમ વિનીતાને લાગ્યું અને તેનો ઉલ્લાસ વધ્યો.

ગાડીના ડબ્બામાં બેસતાં બેઉ એક બીજાંની સામસામે બારી પાસે બેઠાં, ત્યારે કેટલીક વારે વીરેંદ્રે સ્મિત કરીને તેની તરફ જોઇ રહેતાં કહ્યું: "ખરેખર, આજ તું બહુ જ સુંદર દેખાય છે, વિનીતા !"

"એવું શું બોલો છો?" એવા અર્થમાં માથું ફેરવીને વિનીતાએ બીજી બાજુએ જોયું. તે જોકે બોલી નહિ, તોપણ વીરેંદ્ર પણ આજ વિશેષ સુંદર દેખાય છે એમ તેના મનમાં બે-ચાર વાર આવ્યું હતું.

તે બારીમાંથી બીજી બાજુએ જોતો હતો, એ તક સાધીને વિનીતાએ તેની તરફ પુનઃ સ્થિર દૃષ્ટિ કરીને જોઇ લીધું. ખરેખર, આજે વીરેંદ્ર તેને રોજ કરતાં વધારે સુંદર દેખાતો હતો. એટલામાં વીરેંદ્રે બારી પર ટેકવેલો હાથ હલાવ્યો, એટલે વિનીતાને લાગ્યું કે હવે કદાચ તેની દૃષ્ટિ પોતા પર પડશે, તેથી તેણે વીરેંદ્ર તરફથી પોતાની આંખોને પાછી બોલાવી લઇને બારીની બહાર જોવા માંડયું.

દાદર સ્ટેશને ઊતરતાં વિનીતાનો પગ લચકાઈ જશે એમ લાગતાં તુરત વીરેંદ્રે તેને પોતાના હાથનો ટેકો આપવા વિનીતાનો હાથ ઝાલ્યો. તેણે વિનીતાનો હાથ તુરત છોડયો નહિ, વિનીતાને છોડાવી લેવો પડ્યો.

બંગલાના કમ્પાઉન્ડમાં પેસતાં તે બોલીઃ "જુઓ, આ ગેલેરીમાં જ ઊભી છે."

"એમ ?"

વીરેંદ્ર એમ બોલ્યો ખરો, પણ તેણે ગેલેરી તરફ દૃષ્ટિપાત કર્યો નહિ. નવવધૂની પેઠે પોતાનું હૃદય ધબકતું હતું તેનું તેને આશ્ચર્ય લાગ્યું.

દાદર ચઢીને બેઉ ઉપરના દિવાનખાનામાં દાખલ થયાં, અને વિનીતા હસતાં હસતાં આગળ આવી. તે વખતે અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે તેણે પોતાની માતાનું નામ અને વીરેંદ્રનું નામ તે બેઉ તરફ એક પછી એક દૃષ્ટિપાત કરીને જોતાં ઉચ્ચાર્યું અને પછી તે ત્યાંથી નાઠી તે એકદમ રસોઇઘરમાં પેસી ગઇ અને છુપાઈ ગઈ.

"વિજયાદેવી !" એમ આશ્ચર્યથી ઉદ્‌ગાર કરતો વીરેંદ્ર વિનીતાની માતા તરફ જોઇ રહ્યો, તે વિનીતાએ જોયું નહિ.

પંદર–વીસ મિનિટ પછી વિનીતા ચાહ અને નાસ્તાની સામગ્રી લઇને દિવાનખાનામાં આવી. તેને ભાસ થયો કે પોતાની માતાએ એકદમ આંસુ લૂછયાં. તેણે વીરેંદ્ર તરફ જોયું તો તેની મુખમુદ્રા અત્યંત ગંભીર બનેલી તેને દેખાઈ.

તે જોઇને વિનીતાને ખૂબ આશ્ચર્ય થયું, પણ કોઇને કાંઈ પૂછવું કેવી રીતે ?

ચાહ પીતી વખતે કોઈ કશું બોલતું નહોતું.

વિનીતાથી તે વિચિત્ર શાન્તતા સહન થઈ નહિ. બેઉને એકત્ર રહેવા દેવાને વિનીતા પુનઃ અંદર ગઈ. બારણા પાછળ ઊભાં રહીને તેમની વાતચીત સાંભળવી એમ ક્ષણભર તેના મનમાં આવ્યું પણ તેને તે યોગ્ય લાગ્યું નહિ, અને વળી માલણ તેની પાસે આવીને કાંઈ વાતચીત કરવા લાગી તે ત્યાંથી જતી નહોતી. માલણ સાથે વાતચીત કરવાનું નાટક તે કરતી હતી પરન્તુ તેનું ચિત્ત તો દિવાનખાના તરફ જ હતું.

કેટલીક વારે તે પાછી દિવાનખાનામાં ગઇ તો ત્યાંનું વાતાવરણ તેને વધારે ગંભીર લાગ્યું.

છેવટે વીરેંદ્રે જવા રજા માંગી, તે વખતની તેની વદનચર્યા તો વિનીતાને અત્યંત ચમત્કારિક લાગી; અને તેને રજા આપતાં વિજયા પોતાની બેઠક પરથી ઊઠી પણ નહિ તેથી તેને ખૂબ જ આશ્ચર્ય થયું.

વીરેંદ્રને વળાવવા નીચે જવાનું વિનીતાના મનમાં આવ્યું, છતાં તે ગઈ નહિ, અને તે ગયો ત્યારપછી પોતાની માતા પાસે એકદમ જઇને બેસવાની હિંમત પણ તેનામાં આવી નહિ.

કેટલીક વારે 'વિનીતા' એવી માતાની ધીરી અસ્પષ્ટ હાક તેણે સાંભળી ત્યારે તે તેની પાસે ગઇ.

માતાએ તેનો હાથ પોતાના હાથમાં લીધો, પણ કાંઈ બોલવાને બદલે તે આંસુ વરસાવવા લાગી.

વિનીતાને લાગ્યું કે પુત્રીને બીજાને હવાલે કરતાં માતા-પિતાનાં અંતઃકરણો એવી જ રીતે દુઃખથી ભરાઇ આવે છે. તેણે શકુંતલા નાટક વાંચ્યું હતું, તેમાંના કણ્વ ઋષિના શોકનું તેને સ્મરણ થયું. પોતાની પાળેલી પુત્રીને દૂર કરતાં તે જ્ઞાની વૃદ્ધની અવસ્થા એવી થઈ હતી તો પોતાની માતાની એવી શોકવિહ્વલ સ્થિતિ થાય એમાં આશ્ચર્ય નહોતું.

હવે માતાનું સાંત્વન કેવી રીતે કરવું તે તેને સૂઝયું નહિ. 'બા!' એટલો ઉદ્‌ગાર કાઢીને તે માતા તરફ જોઇ રહી.

કેટલીક વારે વિજયા બોલી: "વિનીતા! તને સુખી કરવાનું મારા નસીબમાં લખાયું જ નથી."

એ વિચિત્ર ઉદ્‌ગાર સાંભળીને વિનીતાની છાતીમાં એકદમ જાણે ગભરામણ ઉત્પન્ન થઇ. તેણે પૂછ્યું: "પણ બા! હવે હું શું સુખી નહિ થઉં?"

"હા, મને કાયમને માટે દુઃખી કરવાને તું તૈયાર હોય તો તું સુખી થાય ખરી !"

વિનીતા કેવળ વિસ્મયપૂર્વક જોઇ જ રહી.

વિજયા બોલીઃ "તારો પ્રેમ આ જુવાન પર ક્યાંથી જોડાયો ! વીરેંદ્ર ખરેખર કોણ છે તેની તને ખબર છે? જે રઘુનાથે મારા જીવનનો નાશ કર્યો હતો તેનો જ તે એકનો એક પુત્ર છે !"

"ઓ બા !"

એવો ઉદ્‌ગાર કાઢતાં જ વિનીતાએ માતાને બેઉ હાથે પકડી લીધી અને પછી તેણે એકદમ તેના ખોળામાં મુખ છુપાવી દીધું.

તેના મસ્તક પર હાથ ફેરવતાં વિજયા બોલીઃ

"વીરેંદ્રનું ખરું નામ વ્રજેન્દ્ર છે. મારો અને રઘુનાથનો સંબંધ થયો ત્યારે તે નાનો દસ બાર વર્ષનો હતો. તે વખતે મારું તેના પર ખૂબ હેત હતું, અને હજી તેના પર મારી મમતા કાયમ છે. તે ઉચ્ચ સ્વભાવનો અને તેજસ્વી છોકરો છે એમાં શંકા નથી. તેણે પોતાની આજ પૂર્વેની કેટલીક હકીકત મને ટુંકાણમાં અત્યારે કહી છે, તે ઉપરથી જણાય છે કે તે પિતાની સાથે ઝગડો કરીને નીકળ્યો છે અને કુટુંબ કે પિતા સાથે કે પિતાની મિલ્કત સાથેનો સંબંધ કાયમને માટે તેણે છોડ્યો છે. તેના પિતાએ મારી અને મારા જેવી બીજી અનેક અનાથ સ્ત્રીઓની સંપત્તિ ઓળવી હોવાની ખબર પડતાં જ તેણે એમ કર્યું છે. વીરેંદ્ર જો બીજો કોઈ જુવાન હોત તો તેની સાથે તારું લગ્ન કરીને હું આનંદ માનત, પણ દુર્દૈવે તે વ્રજેન્દ્ર છે. જે દુષ્ટે મારા સર્વસ્વનો નાશ કર્યો છે, અને અપ્રત્યક્ષ રીતે તારા જીવનમાં પણ કલંકનું ઝેર ભેળવ્યું છે તેનો તે પુત્ર છે...."

એમ બોલતાં વિનીતાના મસ્તક પરનો વિજયાનો હાથ વધારે ગાઢ થયો અને તેનું આખું શરીર ધ્રૂજી ગયું.

વિનીતાએ ઊંચું જોયું નહિ. ફક્ત પોતાના મસ્તક પરનો તેનો હાથ તે ચંચવાળી રહી.

વિજયા આગળ બોલી: "છતાં, વિનીતા! તારે વીરેંદ્ર સાથે લગ્ન કરવું હોય તો મારો કાંઇ વિરોધ નથી. તેમ તું કરીશ તો દુર્દૈવે મારા પર બરાબર વેર વાળ્યું એમ મને લાગશે એટલું જ... મારું એમ માનવું કદાચ ગાંડાઇભર્યું પણ હોય, એટલે જો તું સુખી થતી હોય તો તારી ઇચ્છામાં આવે તે કરવા તું સ્વતંત્ર છે."

એમ કહીને વિજયા ચૂપ બેસી રહી.

વિનીતા કશું બોલી નહિ, કે તેણે માતાના ખોળામાંથી માથું ઊંચું કર્યું નહિ. તે નિરાશ થઇ હતી. પોતે અને વીરેંદ્ર એક જ પિતાનાં સંતાનો હતાં. ભાઇ–બ્હેનનું લગ્ન થાય?

સૂર્યાસ્ત થયો, અંધકાર પથરાવા લાગ્યો, ત્યારે પણ માતા પુત્રી એ જ રીતે ચૂપ બેસી રહી હતી. માતાનાં અશ્રુ પુત્રીના મસ્તક પર અને પુત્રીનાં અશ્રુ માતાના ખોળામાં પડતાં હતાં.



## ૪૮

# વસંતપુરની હોસ્પિટલમાં

નંદીઘાટથી પંદર–વીસ માઇલ દૂર એક અત્યંત રમ્ય વનશ્રીનું સ્થાન હતું ત્યાં એ જ ફીલ્મ કંપનીએ તંબૂઓ નાંખીને પોતાનો મુકામ નાંખ્યો હતો કે જે કંપનીમાં વિનોદિની નટી તરીકે જોડાઈ હતી. પાસે આવેલી એક ટેકરી પર કેટલાંક દશ્યો લેવાની ગોઠવણ કરવામાં આવી હતી, અને તે માટેનો સરંજામ ટેકરીની આસપાસ લાવીને ખડકવામાં આવ્યો હતો. જે ફીલ્મ ઉતારવામાં આવતી હતી તે મધ્યકાલીન ઇતિહાસની હતી અને તેમાં ઘોડાઓનો

પુષ્કળ ઉપયોગ થતો હતો એટલે ત્યાં એક કામચલાઉ અશ્વશાળા પણ ઊભી કરી દેવામાં આવી હતી.

એક વાર દૃશ્યો લેતી વખતે વિજળીક રીફ્લેકટર્સનો તીવ્ર પ્રકાશ ઘોડાની આંખો પર પડ્યા, એક ઘોડા પર વિનોદિની સવાર થઈ હતી તે ભડક્યો, બીજા ઘોડાઓ પર પણ બે ત્રણ પુરુષો હતા તે પણ ભડક્યા અને નાસવા લાગ્યા. ઘોડો કાબૂમાં નહિ રહે એમ વિનોદિનીએ જોયું એટલે તે એકદમ ઘોડા પરથી કૂદી પડી અને તેના પગે ઘા પડવાથી લોહી વહેવા લાગ્યું. બીજાઓ પણ ઘોડા પરથી પછડાયા અને પથરાળ જમીન હોવાથી બધાને થોડું ઘણું વાગ્યું.

કામ એકદમ થોભી ગયું. ઘોડા દૂર નાસીને એક સ્થળે થરથર કંપતા ઊભા. દૃશ્યોને ફીલ્મમાં ઉતારવાને બદલે નટો અને નટીની આવજત કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો.

ડાયરેક્ટર ચિંતામાં પડ્યો. આ બધાં ઘવાયલાંને હવે ક્યાં લઈ જવાં? નંદીઘાટ બહુ દૂર હતું અને ત્યાં બધાંને મોટરમાં પહોંચાડતાં તેમની વેદના વધી જાય. વિનોદિની તો એવી વેદના વેઠવાને જરાયે ટેવાયલી નહોતી.

એટલામાં કોઇએ સૂચવ્યું: " ઘાટની નજીક ત્રણ–ચાર માઈલ પર જ વસંતપુર છે ત્યાં જ લઈ જઇએ તો ? "

" ત્યાં દવા કે ડૉક્ટરની વ્યવસ્થા ક્યાંથી હોય ? "

" અરે, ત્યાં તો બહુ સારી વ્યવસ્થા છે. મુંબઇનો એક ડાકટર ત્યાં કામ કરે છે. "

એ ખબર મળતાં જ ડાયરેક્ટરે બે મોટરો તૈયાર કરાવી અને વિનોદિની તથા ઘવાયલા બીજાઓને લઇને તે વસંતપુર ઊપડ્યો.

બધાં ત્યાંની હૉસ્પિટલમાં પહોંચ્યાં ત્યારે દીવાવેળા થઈ ગઇ હતી. ત્યાંનો મુખ્ય ડાકટર ઘેર ગયો હતો.

હૉસ્પિટલના એક નોકરને ડાયરેક્ટરે વસ્તુસ્થિતિની સમજ પાડી એટલે તુરત તે ડાકટરને હૉસ્પિટલમાં બોલાવી લાવવા ગયો અને

અર્ધા કલાકમાં તે ડાકટરને લઇને પાછો ફર્યો. ડાકટરને ડાયરેકટરે બધી હકીકત કહી એટલે ડાક્ટરે પૂછ્યું: "ઘવાયલાંઓ ક્યાં છે?"

"તમારા માણસે એક રૂમમાં ખાટલા પર સુવાડયાં છે."

"ઠીક." એમ કહીને ડાક્ટર પોતાના ખીસામાંના સ્ટેથોસ્કોપને બહાર કાઢી આગળ ચાલ્યો, ડાયરેકટર તેની પાછળ પાછળ ચાલ્યો.

વિનોદિની આંખો મીંચીને ખાટલા પર પડી હતી. ડાકટરના બૂટનો અવાજ સાંભળીને તેણે આંખો ઉઘાડી.

ડાકટરનું લક્ષ તેના ચહેરાને બદલે તેના જખમ ઉપર પહેલું પડયું. તેણે નીચા નમીને તેનો પગ તપાસવા માંડયો.

પણ વિનોદિની વચ્ચે જ બોલી ઊઠી: "કોણ? ડાકટર ચંદ્રપ્રસાદ! કેવી અચરજની વાત!" એવો ઉદ્ગાર કાઢીને તે પડી રહી નહિ; તે એકદમ ખાટલામાં ઉત્સાહથી બેઠી થઈ ગઇ.

ડાકટરને હવે તેના ચહેરા તરફ જોવું પડયું અને તેય આશ્ચર્યથી બોલી ઊઠયો: "કોણ? વિનોદિની! ઓ હો!"

બેઉનું પરસ્પર ઓળખાણ નીકળેલું જોઇને બધાં આશ્ચર્ય પામ્યાં. એક નટને તો આ પ્રસંગ ચિત્રપટમાં ઉતારવા જેવો રસિક લાગ્યો!

વિનોદિની બોલી: "ડાકટર! તમે અહીં ક્યાંથી? વિનીતાને મેં કેટલીય વાર તમારા સંબંધે લખીને પૂછેલું, પણ એકકે પત્રમાં તેણે એક શબ્દ પણ લખ્યો નહિ. તમે બેઉએ મળીને કોઈ ગુપ્ત કારસ્થાન તો રચ્યું નથી ને? રચ્યું હોય તો કહેજો. મારા પગના જખમની વાત પછી, એક વાર હું પૂછું છું તેનો જવાબ આપો."

ચંદ્રપ્રસાદ હસીને બોલ્યો: "તમારા પ્રશ્ન કરતાં તમારા પગ તરફ મારે વધુ ધ્યાન આપવું જોઇએ છે. તમે અહીં ક્યાંથી આવ્યાં તે માટે પણ મારે તમને પૂછવું છે, પણ તે કાલે ફુરસદે પૂછીશ; તમને આરામ. વર્તાય ત્યારપછી એવું પૂછવાનું હોય. અત્યારે તે માટે યોગ્ય સમય ન લેખાય."

એમ કહેતાં કહેતાં ડાક્ટરે વિનોદિનીને આંખની ઈશારતથી એવું સૂચવી દીધું કે આવા અજાણ્યા માણસો સમક્ષ એવી વાતો પૂછવાની ન હોય; ફાવે ફુરસદે આપણે એ વિષે વાતો કરીશું.

વિનોદિની તે સમજી અને બોલી: " વારુ, વારુ, પણ આ કેવો મજાનો ચમત્કાર છે! ચાર પાંચ મહિનાથી અહીં વીસ–પચીસ માઈલને અંતરે હોવા છતાં આપણને એક બીજાંની ખબર પણ નહોતી!"

ચંદ્રપ્રસાદની ગંભીર મુખમુદ્રા પર અસ્પષ્ટ હાસ્ય દેખાયું, જાણે તે કહેતો હોય કે એવા તો કેટલાય ચમત્કારો દુનિયામાં બન્યા કરે છે. પ્રકટ રીતે તેણે કહ્યું: " વારુ, હવે તમે સૂઈ જાઓ, મને જોવા દો તમારો પગ."

બીજે દિવસે વિનોદિની અને ચંદ્રપ્રસાદ જ્યારે ફુરસદે વાતો કરતાં બેઠાં હતાં ત્યારે વિનોદિનીને સંશય આવ્યો કે ચંદ્રપ્રસાદ પોતાથી કાંઈક વાત છુપાવીને બોલે છે. તેણે તેને અનેક સૂચક પ્રશ્નો પૂછી જોયા, પરંતુ તે નિરુપયોગી નીવડ્યા. ગયા પાંચ માસ દરમ્યાનની વિનીતાની બધી હકીકત વિનોદિની પાસેથી મેળવી લેવાની ઉત્સુકતા તો તેને હતી જ, પરંતુ પોતાને વિનીતા વિષે કશી જ ખબર નથી એ વાત તેને વિનોદિનીથી છુપાવવાની હતી. તેનો એ પ્રયત્ન વિનોદિની જેવી ચતુર છોકરીના ધ્યાનમાં આવ્યા વિના કેમ રહે? છેવટે તે બોલી: " જુઓ ડાક્ટર! બીજાઓના રોગોનું નિદાન કરવામાં તમે હોશિયાર છો, તેમ બીજાઓનાં મનનું નિદાન કરવામાં હું પણ થોડી હોશિયાર છું, ખરું ને? દર્દી તમારાથી કાંઈ વાત ગુપ્ત રાખે તો તમારી આગળ તે ચાલી શકે છે? એ જ રીતે તમે મારાથી કાંઈ વાત છૂપી રાખતા હો તો તે ચાલવાનું નથી. તમને મારા સોગંદ આપીને હું કહું છું કે મને તમે બધી વાત કહો. તમારી અને વિનીતાની વચ્ચે કાંઈ તૂટ જરૂર પડી છે, ખરું ને?"

ચંદ્રપ્રસાદે કશો જવાબ આપ્યો નહિ. સામેની બારીનો પડદો પવનથી ફરફરતો હતો તે તરફ તે એકસરખી રીતે જોતો હતો.

વિનોદિની પુનઃ બોલીઃ "ડાક્ટર ! મારા ભણી જુઓ, મારા પ્રશ્નનો ઉત્તર આપો."

ચંદ્રપ્રસાદે તેના ભણી જોયું પણ તેની દૃષ્ટિમાં જાણે શૂન્યતા ભરી હતી.

વિનોદિનીએ પૂછ્યું: "તમારી અને વિનીતાની વચ્ચે કાંઈ તકરાર થઈ છે ?"

ચંદ્રપ્રસાદે પુનઃ દૃષ્ટિ બારીના પડદા તરફ ફેરવી. પછી વિનોદિની તરફ જોયા વિના જ તેણે પોતાની હકીકત કહેવા માંડી.

બધી વાત સાંભળી રહ્યા પછી વિનોદિનીના મનની સ્થિતિ ચમત્કારિક બની ગઈ. થોડી વાર તે સ્તબ્ધ બેસી રહી અને પછી તેણે એકદમ પૂછ્યું: "હું મુંબઈ જવાની છું, તમે મારી સાથે આવશો ?"

"ના રે !"

"એમ કેમ વારુ ? ચાલો ને !

"તમે એક વાત ભૂલી જાઓ છો. હું વિનીતાને મળું એવી તેની ઇચ્છા નથી. તેને વિસરી જવા માટે હું અહીં પરદેશમાં આવ્યો છું અને મારા કામમાં ગુંથાઈ ગયો છું. આજ પાંચ માસથી મારા મનની સાથે હું ઝઘડી રહ્યો છું પણ તે વ્યર્થ નીવડ્યું છે. વિનીતાના સહવાસ વિના મારા મનને ખરી શાન્તિ મળવાની નથી એ જ વાત છેવટે મને સમજાઈ છે. મારી ઇચ્છાની વાત પૂછો તો એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં મુંબઈ જઈને વિનીતાને મળવાને મારા શરીરના લોહીનું એકેએક બિંદુ ઉત્સુક છે, પણ આ કેવળ મારી ઇચ્છાનો પ્રશ્ન નથી. વિનીતાની ઇચ્છા મને મળવાની ક્યાં છે ?"

એમ બોલતાં તેની જે દીન મુદ્રા થઈ ગઈ તે વિનોદિનીથી જોઈ શકાઈ નહિ. તે બોલી: "વિનીતાની ઇચ્છા 'નહોતી' એમ

ભલે કહો, પણ 'નથી' એમ શા પરથી કહો છો ? ડાક્ટર ! મને ખબર છે, વિનીતા તમને હૃદયથી ચાહે છે. તમને જેની કલ્પના નથી એવા કોઈ કારણથી તેણે તમારી પ્રત્યે ખોટું કઠોરપણું ધારણ કર્યું હશે, અને આ પાંચ માસમાં કદાચ તે કારણ નાશ પણ પામ્યું હશે. તમને પુરુષોને સ્ત્રીઓના હૈયાની પૂરી ખબર નથી હોતી. મારી ખાતરી છે કે તમે ફરીથી વિનીતાને મળશો, ત્યારે તેને જરૂર આનંદ જ થશે. તેને તાર કરીને અહીં બોલાવું ?"

"નહિ, નહિ, જોજો એવું કાંઇ કરતાં !"

વિનોદિનીએ હસીને પૂછ્યું: "તમને નહિ ગણકારતાં જો હું તેને અહીં બોલાવું તો તમે શું કરો ?"

"હું શું કરી શકું ? પણ તમે એવું ન કરશો એટલી તમને મારી વિનંતિ છે. હું ઇચ્છું છું કે તમે ને હું અહીં મળ્યાં છીએ એ વાત પણ તે ન જાણે તો વધારે સારું."

"વારુ, વારુ." એમ કહીને વિનોદિની થોડું હસી.

બે દિવસ પછી તે પાછી નંદીઘાટ ગઈ. ત્યાં પહોંચતાં જ તેના પર વિનીતાનો તાર આવ્યો અને તે વાંચતાં જ તેનું મન આશ્ચર્ય, કરુણા, ભય અને ચિંતાથી ઘેરાઇ ગયું.

વિનીતાના તારમાં લખ્યું હતું:

"માતાના આશ્રયમાં પણ ઊજળે મ્હોંએ રહી ન શકું એવી ભયંકર વિપત્તિમાં અને કલંકમાં હું સપડાઈ છું. આત્મહત્યા કરવી ન પડે તે માટે હું તારી પાસે દોડી આવવા ઇચ્છું છું. તું મને આશ્રય આપીશ એવી આશા હું રાખું ?"



## ૪૯

# મિલન સખીનું……

વિનોદિનીને એ તાર કર્યા પૂર્વે ત્રણ–ચાર દિવસ સુધી વિનીતાને જે માનસિક યાતના ભોગવવી પડી તે અત્યંત ભયંકર હતી. ઓરડાની અંદર કોઈ પક્ષી પુરાઈ ગયું હોય અને તેમાંથી છૂટવાને તે માર્ગ શોધે, માર્ગ હાથ લાગે અને તુરત જ બંધ થઇ જાય, એવી તેની સ્થિતિ થઇ હતી.

ચંદ્રપ્રસાદ ઉપરના પ્રેમનો માર્ગ દૈવે બંધ કરતાં જ તે મન મારીને પાછી ફરી હતી. પોતાને જોઇતું લગ્નસુખ પોતાના ભાગ્યમાં દૈવે લખ્યું નથી એમ તે માનતી હતી. વીરેંદ્ર સાથે તેણે જે સ્નેહ જોડ્યો હતો તે લગ્નનું સ્વરૂપ લેશે એવું તેના મનમાં પણ નહોતું; પણ પુરુષની વિષયવાસનાનું બલિદાન બનવાનું જે સંકટ સ્ત્રીઓના જીવનની આસપાસ હમેશાં ઝઝૂમતું રહે છે તે અચાનક તેના પર તૂટી પડ્યું હતું. પ્રેમશૂન્ય લગ્ન સિવાય તે સંકટમાંથી છૂટવાનો બીજો કોઈ માર્ગ નહોતો. તે ભયાનક માર્ગે જવાને પણ તેણે પોતાના મનને તૈયાર કર્યું હતું, પરંતુ છેવટે નિર્દય દૈવે તે માર્ગ પણ બંધ કરી નાંખ્યો હતો !

'તારે વીરેંદ્ર સાથે લગ્ન કરવું હોય તો મારો કાંઇ વિરોધ નથી' એવું માતાએ તેને કહ્યું હતું ખરું, પરન્તુ તેનો લાભ લઇને વીરેંદ્રની સાથે લગ્ન કરવાનું વિનીતા કદાપિ ઇચ્છે નહિ. પોતે વીરેંદ્ર સાથે લગ્ન કરે, એટલે એક જ પિતાનાં સંતાનો વચ્ચે એ લગ્ન થએલું લેખાય, અને દુર્દૈવના અનેક પ્રહારોથી વ્યાકુળ થએલી પોતાની માતાના મસ્તક પર છેવટે અસહ્ય આઘાત કરવા જેવું થાય એ પણ તેને સ્પષ્ટ સમજાતું હતું. વીરેંદ્ર સાથે લગ્ન કરવા તે તૈયાર થઈ હતી કેવળ એક જ વિચારથી. પ્રેમ પોતાના નસીબમાં નથી, પણ માત્ર આબરુ તો રહેશે, અને પોતાના ઉદરે જન્મ પામનાર

સંતાનનો ઉદ્ધાર પણ થશે; પરન્તુ રઘુનાથનો એ પુત્ર છે એ વાત આવતાં તેને એ લગ્ન હવે ગમતું નહોતું. હવે તેના માટે બે માર્ગો હતાઃ એક તો વીરેંદ્રને પરણીને માતાના હૃદય ઉપર પ્રહાર કરવો, અથવાતો લગ્ન કર્યો વિના પોતાની જે સ્થિતિ થાય તે થવા દેવી! માતૃઘાત અથવા આત્મઘાત એમાંના એક માર્ગ માટે તૈયાર થવાનું તેના નસીબે લખાયું હતું.

વિનીતા આત્મઘાત માટે તૈયાર થઇ. તેણે પત્ર લખીને વીરેંદ્રને પોતાનો નિશ્ચય જણાવ્યો, અને તેણે પોતાને પુનઃ મળવું નહિ કે પત્ર લખીને એ વિષય છેડવો નહિ એવી છેલ્લી વિનંતિ કરી. તેને લાગ્યું કે એ રીતે એક પ્રકરણનો તો પોતે અંત આણ્યો.

પણ ઘેલી વિનીતા! તેનાં સુખદુઃખનું પ્રકરણ એમ સહજમાં પૂરું થાય એવું સહેલું નહોતું! એકંદર પરિસ્થિતિનો જ્યારે તે વિચાર કરતી હતી ત્યારે તેને સ્પષ્ટ દેખાતું હતું કે લગ્ન કર્યા વિના પોતે માતા પાસે રહી શકે તેમ નથી. પોતાની જે અવસ્થા તેણે અત્યારસુધી ગુપ્ત રાખી હતી, તે હવે માતાથી કેટલાક દિવસ છુપાવી રાખી શકાય? બહુ તો પંદર–વીસ દિવસ! પછી?

પછી પોતાની હીન અવસ્થા માતા પાસે ખુલ્લી કર્યા વિના ચાલે તેમ નહોતું. અને એ વાત જાણવાથી માતાના મનને જે યાતના વેઠવી પડે તેની કલ્પના પણ વિનીતાથી સહન થઇ શકતી નહોતી.

નહિ, નહિ, ગમે તેમ થાય, પણ પોતાની સ્થિતિ માતાની જાણમાં ન જ આવવા દેવી જોઇએ.

અને ઘરમાં રહીને એ ગુપ્તતા કેવી રીતે જાળવી શકાય? તે માટે તો ગૃહત્યાગ જ કરવો પડે.

અરેરે! એક યા બીજા પ્રકારે જન્મદાત્રી પરમપ્રિય માતાને દુઃખના ડામ દેવા માટે જ શું તેનો જન્મ થયો હતો? ઘરમાં રહેવાથી કોઇને પણ સુખ થવાનો સંભવ તેને દેખાતો નહોતો. પુત્રી તરફ દૃષ્ટિ કરીને માતાએ આજસુધી મનમાં અનેક સુખકલ્પનાઓ કરી

હશે; પણ હવે તેના સગર્ભ દેહ તરફ જોઈને તે બધી સુખકલ્પનાઓ બળીને ભસ્મ થવાનું કષ્ટ હવે માતાએ અનુભવવાનું હતું. માતાની આંખોમાં તે એક પ્રકારનું શલ્ય જ બની જવાની હતી; અને એ વિટંબના ટાળવા માટે ઘરમાંથી ચાલ્યા જવા સિવાય બીજો કાંઈ જ માર્ગ તેને દેખાતો નહોતો. તેથી પણ તેની માતા સુખી થશે એમ થોડું જ હતું! માત્ર એકબીજાંનાં દુઃખ એક બીજાની દૃષ્ટિથી દૂર રહે એટલું જ એ ગૃહત્યાગથી બની શકે તેમ હતું. દુઃખમાં પણ કયું દુઃખ હળવું અને કયું દુઃખ ભારે તેનો હિસાબ ગણતાં વિનીતાને ગૃહત્યાગનો માર્ગ જ પસંદ પડચો હતો.

શું કરવું ને શું ન કરવું તેનો વિચાર કરતાં બે દિવસ ચાલ્યા ગયા તેની વિનીતાને ખબર પણ ન પડી. અનેક વિચારો તેના મનમાં ઉદ્‌ભવતા અને વિલીન થતા; પણ તેણે બે વિચારો તો છોડી જ દીધા હતા. તે આત્મહત્યા કરવા ઇચ્છતી નહોતી અને એ રીતે ઉદરમાંના જીવનો નાશ કરવા ઇચ્છતી નહોતી.

જેમ જેમ તે વધુ વિચાર કરવા લાગી, તેમ તેમ તેને જણાવા લાગ્યું કે માતૃપદ વિના સ્ત્રીના જીવિતની સફળતા અશક્ય છે, લગ્ન સિવાય માતૃપદ અશક્ય છે, અને કોઈના પણ તાબામાં ગયા વિના લગ્ન અશક્ય છે : એવી ત્રેવડી ફાંસીમાં સ્ત્રી આજે જકડાયલી છે. આકર્ષણ, પ્રેમ, ભોગ અને સંતતિ એ નિસર્ગનો ક્રમ છે. એ ક્રમમાંની છેલ્લી બાબત પર માણસે નીતિ–અનીતિનાં વેષ્ટનો વીંટેલાં છે અને એ શૂન્ય કૃત્રિમ વેષ્ટનો જ્યાંસુધી કાયમ રહેશે ત્યાંસુધી સ્ત્રીની સ્થિતિમાં બાહ્ય સુધારણા ગમે તેટલી કરવામાં આવશે તો પણ પોતાનો ખરો ઉદ્ધાર શક્ય નથી એવી વિનીતાને હવે પૂરી ખાતરી થઈ હતી. માતૃપદ એ એક નિસર્ગક્રમની છેલ્લી પરિણતિ છે, તેનો નીતિ–અનીતિ સાથે તત્ત્વતઃ કશો સંબંધ નથી: એમ ખુલ્લી રીતે બોલનારી અને પ્રસંગ આવતાં તેવી રીતે વર્તવાને તૈયાર થનારી સ્ત્રી મોખરે આવ્યા વિના સમાજ જાગ્રત થવાનો નથી,

અને તે વાતનો પૂરો વિચાર કરનાર નથી એવી તેની ખાતરી હતી. એવી સ્ત્રી ક્યાંથી મળશે? શું પોતે જ એવી સ્ત્રી ન બની શકે? તે માટે જાણે દૈવ જ તેને આહ્વાન કરી રહ્યો હોય એમ વિનીતાને લાગ્યું અને તે ગૃહત્યાગ કરવાને તૈયાર થઇ.

તેણે વિનોદિની પાસે જવાનું ઠરાવ્યું. ચંદ્રા માલણના છોકરાનું લગ્ન હતું તે માટે ચંદ્રાએ અત્યંત આગ્રહ કરવાથી વિજયા એક દિવસથી તેને ઘેર ગઈ, અને ઘરમાંથી બહાર નીકળવા માટેની આ સંધિ ઉત્તમ છે એમ વિનીતાને લાગ્યું. તે વિનોદિનીને તાર કરવાને તાર ઓફીસમાં ગઈ.

તે ઘરમાં નહોતી તે વખતે પોસ્ટમેને તેના નામનો એક પત્ર ઘરમાં નાંખ્યો. નોકરડીએ તે પત્ર ઉપાડી લીધો અને વિનીતા જે પુસ્તક વાંચતી દિવાનખાનામાં બેઠી હતી તે પુસ્તકમાં એ પત્ર મૂકીને તે બહાર ગઈ.

સાંજે વિનીતા પોતાની બૅગ લઇને ઘરની બહાર કેવી રીતે નીકળી અને નંદીઘાટ જનારી ગાડીમાં કેવી રીતે જઈ બેઠી તેનો જાણે તેને પોતાને પણ ખયાલ રહ્યો નહોતો. તેથી તેના શરીરને અને મનને એટલો શ્રમ પડ્યો હતો કે તે ગાડીના ડબ્બામાંની બેઠક પર બેઠી ત્યારે હજારો માઈલનો પ્રવાસ પૂરો કરવાથી માણસને જેવો થાક લાગે છે તેવા થાકનો તેને અનુભવ થયો અને તેણે આંખો મીંચી દીધી.

કેટલી વારે તેણે આંખો ઉઘાડી તેની તેને ખબર નહોતી. જ્યારે તેણે આંખો ઉઘાડી ત્યારે બે વાર કર્કશ સીટીના અવાજ કાઢીને ગાડી એક નાના સ્ટેશન પર થોભી હતી. તે વખતે આકાશમાં વાદળાં ખૂબ ચડેલાં હોવાં જોઇએ, કારણકે વિજળીના બે ચાર ઝબકારા થયા તે બારીમાંથી વિનીતાની નજરે પડ્યા. પવનથી ડબ્બાની બારીઓ ખખડતી હતી તેનો અવાજ બહાર પડતા વરસાદના અવાજની સાથે મિશ્ર થઇને વિનીતાને કાને પડતો હતો.

તેનું અંગ એકદમ ધ્રૂજી ઊઠયું. તેની આજુબાજુના ઉતારુ-ઓએ શાલ અને ધાબળા શરીરે વીંટાળવા માંડયા. વિનીતાને પથારી પર પાથરેલી ચાદર પણ શરીરે લપેટવાનું મન થયું નહિ. તે જાણે મનમાં બોલતી હતીઃ "દુર્દૈવનું તોફાની વાદળું ચડયું છે તે હું સહન કરું છું, ત્યાં આ વાદળથી શું દુઃખ વધી જવાનું છે?"

ગાડી પુનઃ આગળ ચાલવા લાગી. મૂશળધાર વરસાદ પડવા લાગ્યો અને વાસેલી બારીઓના સાંધામાંથી પણ ગાડીમાં પાણી રેલાવવા લાગ્યો. પવન એટલા જોરથી વાતો હતો કે જાણે હમણાં ગાડીને એક બાજુએ પછાડી નાંખશે.

પરિણામે વિનીતાને ટાઢ ચડી. તે વખતે તેને માતા, ચંદ્રપ્રસાદ, વિનોદિની અને વીરેંદ્ર પણ સાંભરવા લાગ્યાં અને તેણે ચાદરથી મ્હોં ઢાંકીને રડવા માંડયું. તેને લાગ્યું કે પોતાનો આ સ્થિતિમાં જ અંત આવશે કે શું?

આખો દિવસ તેના શરીરમાં તાવ ફળફળતો રહ્યો. એ સ્થિતિ-માં પણ તેણે ખૂબ હિંમત ધારણ કરી અને પરોઢમાં નંદીઘાટ સ્ટેશન આવ્યું ત્યારે તે ધ્રૂજતી અને ઝોકાં ખાતી ડબામાંથી ઊતરી. ડબામાંના ઉતારુઓએ તેની બેગ લઇને તેના હાથમાં આપી, પણ તેટલો બોજો પણ તેના હાથથી ઉપાડી શકાયો નહિ અને બેગ નીચે પછડાઇ. નજીકમાં કોઇ પોર્ટર દેખાતો નહોતો. દૂર કોઇ પોર્ટર હશે એમ સમજીને તેણે તેને બોલાવવા બૂમ મારવા ઇચ્છા કરી પણ તેના મ્હોંમાંથી અવાજ નીકળી શકયો નહિ. પવનનો એક જબ્બર સૂસવાટો આવ્યો અને તેના ધ્રૂજતા શરીર પરથી પસાર થઈ ગયો. વિનીતાને લાગ્યું કે હવે પોતાથી ઊભા નહિ રહી શકાય. તેણે આંખો મીંચી દીધી અને ખૂબ પ્રયત્ન કરીને તે જેમ તેમ ઊભી રહી. તેણે આંખો ઉઘાડી ત્યારે ગાડી ચાલી ગઇ હતી. સ્ટેશન પર દસ બાર ઉતારુઓ ઊભા હતા તેઓ પોતાનાં પોટલાં ઊંચકીને ચાલવા લાગ્યા હતા. દૂર દૂર દોડી જતી ગાડીના છેલ્લા ડબાની

પાછળનું લાલ ફાનસ તેને થોડી વાર દેખાયું અને પછી તે અદૃશ્ય થયું. સ્ટેશન પર એક જ ફાનસ ઝાંખું ઝાંખું બળતું હતું, તે પણ એકદમ તેને દેખાતું બંધ થયું. તેની આંખોને અંધારાં આવ્યાં અને તે તે જ સ્થળે ભોંયે પછડાઇ પડી.

તેને કોઇ પૂછતું હતું: "બાઇ, તમે અહીં કેમ પડ્યાં છો? તમારે ક્યાં જવું છે?"

વિનીતાએ પ્રયત્નપૂર્વક આંખો ઉઘાડીને જોયું. કોઇ પોતાના ચહેરા પર ફાનસનો પ્રકાશ નાંખતું હોય એમ તેને જણાયું. તેણે જેમ તેમ કરીને પૂછ્યું: "અહીંથી ગામ કેટલું દૂર છે?"

"પાંચ માઇલ. તમારે ક્યાં જવું છે?"

"વિનોદિની પાસે."

"કોનું નામ કહ્યું?"

"વિનોદિની પાસે. તે મારી બહેનપણી છે."

"એમ? મિસ વિનોદિની કે? પેલી ફીલ્મ કંપનીની નટી?" એમ બોલતાં જ તે માણસે એકદમ પોર્ટરને હાક મારી, સ્ટેશન બહાર ઊભેલી મોટર ગાડીઓમાંની એક ગાડી રોકી રાખવાનો હુકમ આપ્યો અને વિનીતાની બેગ ઊંચકવાની વ્યવસ્થા કરી. તે સ્ટેશન માસ્તર હશે એમ વિનીતાને લાગ્યું. તેણે વિનયપૂર્વક પૂછ્યું: "ચાલો, હું તમને ગાડીમાં બેસાડી દઉં."

વિનીતા બોલી: "પણ મારાથી ઊઠી શકાતું નથી."

સ્ટેશન માસ્તરે તેનો હાથ પકડીને તેને ઊભી કરી. તે બોલ્યો: "તમારું શરીર ધ્રૂજે છે અને ખૂબ તાવ ભરાયેલો લાગે છે."

વિનીતાએ કશો જવાબ આપ્યો નહિ. તે જેમ તેમ કરીને સ્ટેશન માસ્તરના હાથને ટેકે ચાલવા લાગી. માસ્તરે તેને પૂછ્યું: "થોડી ચાહ લેશો?"

"મને કશું ન જોઇએ. મને વિનોદિની પાસે પહોંચાડો એટલે બસ."

છતાં સ્ટેશન માસ્તરે તેને માટે એક કપ ચાહ મંગાવી આપી તે તેણે પીધી. મોટર ચાલવા લાગતાં વિનીતાના પેટમાં જાણે ચૂંક આવી અને તેને ઊલટી થઈ.

તેણે મોટરના ડ્રાઈવરને પૂછ્યું: “ આપણે ક્યારે પહોંચીશું ?”

“ સૂરજ ઊગતાં પહોંચી જઇશું. ”

વિનીતા મનમાં બોલી: “ પ્રભુ જાણે ત્યાંસુધી હું જીવીશ કે નહિ. ”

તેણે શરીર પર ચાદર લપેટી લીધી અને બેઠક ઉપર શરીર ઢાળ્યું. મોટરના એન્જીનનો અવાજ તેને થોડી વાર સુધી સંભળાયો ત્યારપછી ચોમેર સ્તબ્ધતા આવી ગઈ.

તે જાગી ત્યારે મોટરમાંથી તેને ઊંચકીને કોઇ નીચે મૂકતું હતું. કોઇક તેના મસ્તક પર ધીરેથી હાથ ફેરવતું હતું. તે સ્પર્શનો તેને પૂર્ણ પરિચય હતો. તેણે એકદમ આંખો ખેંચીને નિહાળ્યું અને વિનોદિનીને દેખતાં જ તે બોલી: “ છેવટે મળ્યા ને ? બસ, હવે સુખથી મરીશ ! ”

વિનોદિનીએ તેના મસ્તક પર હાથ મૂકીને તેના કાન પાસે મુખ લઈ જઈ પૂછ્યું: “ વિનીતા ! આ બધું શું છે ? ”

વિનોદિનીના વાળમાંની મધુરી સુગંધ તેની નાસિકાને સ્પર્શતાં એક પ્રકારનું નવજીવન શરીરમાં પ્રવેશતું હોય એવો વિનીતાને અનુભવ થયો. તે એકદમ વિનોદિનીને ગળે વળગી પડી અને હીબકતી બોલી: “ તું મને મરવા દેવાની નથી ? પણ જીવવામાં હવે મને જરાએ આનંદ રહ્યો નથી, છતાં મને મરવું ગમતું નથી. ”

વિનોદિનીએ જવાબ ન આપતાં તેના મસ્તકને પોતાના હૃદય સાથે દાબ્યું અને વિનીતાએ તેને વધારે ગાઢ બાથ ભરી.

પછી તેને ઊંચકીને ક્યારે બિછાનામાં સુવાડવામાં આવી તેનું વિનીતાને ભાન રહ્યું નહિ.



# ૫૦

## ...... અને સખાનું

વિનોદિનીની ચિઠ્ઠી વાંચતાં જ ચંદ્રપ્રસાદ ગભરાઈ ગયો હતો. કપડાં પહેરતાં પહેરતાં તેણે ફરીથી ચિઠ્ઠી વાંચી: "વિનોદિની ગભરાઇ ગઈ છે, તાબડતોબ આવી પહોંચો!"

તેને કશું સમજાતું નહોતું. તેને વાગેલો ઘા તો તેણે સરસ રીતે બાંધ્યો હતો. વળી ઘા બહુ ઊંડોયે નહોતો. 'સેપ્ટિક થયું હશે?' તેવો સંભવ તો નહોતો, પણ તેનો કાંઈ નિયમ હોતો નથી.

કદાચ તાવ ચડ્યો હશે. આ વરસાદની હવાનું શું પૂછવું!

તેણે નાની ચામડાની બેગ ભરી લીધી અને ત્રિભુવનરાયને વિનોદિનીની ચિઠ્ઠી બતાવીને કહ્યું: "હું નંદીઘાટ જઉં છું." પછી હોસ્પિટલમાં સંદેશો કહાવ્યો અને વિનોદિની તરફથી આવેલી મોટરમાં બેસીને તે નીકળ્યો. રસ્તામાં ડ્રાઈવરને તેણે પૂછ્યું: "વિનોદિની ઊંઘી ગયાં હતાં કે જાગતાં હતાં?"

"મને ખબર નથી, સાહેબ."

"પગે સોજો-બોજો ચડ્યો છે?"

"મને ખબર નથી સાહેબ!"

"આ ચિઠ્ઠી કોણે લખી છે?"

"મને ખબર નથી, સાહેબ!"

તેના આવા જવાબોથી ચંદ્રપ્રસાદને ચીડ આવી. મનમાં ચાલતા તર્કવિતર્કને દાબી રાખીને તે આજુબાજુએ દૃષ્ટિ કરતો અને વરસાદે જમાડવા માંડેલા સૃષ્ટિસૌંદર્યને જોતો જોતો આગળ દોડ્યે જતો હતો.

વિનોદિનીના બંગલા પર મોટર પહોંચી ત્યારે વિનોદિની પોતે જ વરંડાના કઠેડાને અઢેલીને ઊભી હતી તે ચંદ્રપ્રસાદની નજરે પડી. તેને એમ ઊભેલી જોઇને ચંદ્રપ્રસાદને આશ્ચર્ય થયું.

બંગલાનાં પગથિયાં ચડી તે કાંઈ પૂછે તે પહેલાં વિનોદિની બોલી: "થેંક યુ ડૉક્ટર, હું તમારી રાહ જ જોતી હતી."

વિનોદિનીનો ચહેરો તેને અત્યંત ગંભીર લાગ્યો. તેણે ખિસ્સામાંથી વિનોદિનીની ચિઠ્ઠી બહાર કાઢીને તેની સામે ધરી પૂછ્યું: "આનો અર્થ શો ?"

"સાચી વાત લખીશ તો તમે કદાચ નહિ આવો, એમ સમજીને હસ્તાક્ષર બદલીને મેં તે ચિઠ્ઠી લખી હતી."

"એટલે ?"

વિનોદિનીએ તેની તરફ તાકીને જોયું અને કહ્યું: "ડાક્ટર ! વિનીતા અકસ્માત અહીં આવી છે અને તેની સ્થિતિ બહુ દયાજનક છે. શરીરમાં તાવ છે, વિચારવાયુ થયો હોય તેવી રીતે બબડે છે અને પુન:પુન: બેશુદ્ધ થઇ જાય છે. આ જુઓ, પરમ દિવસે આવેલો તેનો તાર !"

ચંદ્રપ્રસાદે તે તાર વાંચ્યો અને આશ્ચર્યમૂઢ થયાની પેઠે કશું ન બોલતાં તે ઊભો રહ્યો.

વિનોદિની પુન: બોલી: "કાલે સાંજે વિજયાદેવી તરફથી તાર આવ્યો છે, તેનો મેં હમણાં જ ઉત્તર મોકલ્યો કે વિનીતા મારી પાસે આવી છે, કાંઇ ચિંતા કરવાનું કારણ નથી. પણ ખરું કહું તો મારી હિંમત પણ ખૂટી ગઇ છે, ડાક્ટર..."

ચંદ્રપ્રસાદે પોતાનો નીચેનો હોઠ દાંતથી દાબ્યો અને કહ્યું: "ચાલો બતાવો, વિનીતા ક્યાં છે."

તે દિવસે ચંદ્રપ્રસાદ વસંતપુર પાછો ગયો નહિ, પણ વિનીતા પાસે પણ તે લાંબો વખત બેઠો નહિ. સાંઝે વિનીતામાં સારી પેઠે હોશિયારી આવ્યા જેવું જણાયું, પણ તેના મનને પૂરી વિશ્રાન્તિની જરૂર હતી એ જોઇને ચંદ્રપ્રસાદ દૂર જ રહ્યો.

રાત્રે વિનીતાને સારી રીતે ઊંઘ આવી, પરન્તુ ચંદ્રપ્રસાદ આત્ર ઊંઘ્યા વિના બિછાના પર અસ્વસ્થ પડી રહ્યો.

બીજે દિવસે પણ જ્યારે વિનીતાનો તાવ અને નાડી માપવાનું કામ ચંદ્રપ્રસાદ વિનોદિનીને સોંપવા લાગ્યો, ત્યારે તે બોલીઃ "એટલે, ડાકટર! તમારો વિચાર શો છે? તમારે શું વિનીતાની દૃષ્ટિએ પડવું જ નથી? એવી વિચિત્રતા હું નહિ ચાલવા દઉં, હોં! ચાલો, અંદર ચાલો!"

"નહિ, નહિ, મને એવો આગ્રહ ન કરો. વિનીતાનું મન જેટલું શાન્ત રહેશે તેટલો તેને વિશેષ આરામ આવશે. અને બે ત્રણ દિવસ તો તેની અને મારી મુલાકાત થાય તે ઉપયોગી નથી."

તેનું એ કથન વિનોદિનીને રુચ્યું, એટલે તેણે ડાકટરને વધુ આગ્રહ કર્યો નહિ.

પછીના ત્રણ-ચાર દિવસમાં ચંદ્રપ્રસાદ દિવસે વસંતપુરની હૉસ્પિટલમાં કામ કરતો અને રાત્રે વિનોદિનીના બંગલા પર આવીને રહેતો. વિનીતાને મળવાનું હજી પણ તે ટાળી રહ્યો હતો.

પણ પછી એક દિવસ સાંજે તે વિનોદિનીના બંગલા પર આવ્યો, ત્યારે રોજની પેઠે તે વરંડા પર ઊભેલી તેને દેખાઇ નહિ. બેસવાના દિવાનખાનામાં પણ તે નહોતી. તે પોતાના ખંડમાં હશે એમ વિચારીને ચંદ્રપ્રસાદ તે તરફ વળ્યો.

ખંડમાં દીવો કરેલો હતો, પરન્તુ તદ્દન ઝાંખો કરી રાખેલો હતો. પૂર્વ દિશાની બારીમાંથી ચાંદનીનો નાનો પટ્ટો અંદર પડતો હતો અને તે જે સ્થળે પૂરો થતો હતો ત્યાં એક ઊંડી આરામ ખુરશીમાં વિનોદિની બેઠી હશે એમ તેને લાગ્યું.

તેણે નજીકમાં જતાં જતાં પૂછ્યુંઃ "આજ કાંઇ અહીં જ બેસવાની મોજ આવી?"

પોતાના પ્રશ્નનો કશો જ ઉત્તર મળ્યો નહિ તેથી તેને કાંઇક આશ્ચર્ય થયું. વિનોદિનીએ મસ્તક પર મૂકેલો હાથ નીચો નમાવ્યો તે વખતે કાચની બંગડીઓનો અવાજ થયો તેથી પણ તેને આશ્ચર્ય થયું, કારણકે તેને ખબર હતી કે વિનોદિની કોઈ દિવસ કાચની

બંગડીઓ પહેરતી નથી. વિનીતા તો એ ખુરસીમાં નહિ બેઠી હોય, એવી કલ્પના તેના મનમાં એકદમ આવી, અને તેની છાતી ધડકી ઊઠી. હજી પણ પાછા ફરવાનું તેના મનમાં આવ્યું, પણ હવે તે શક્ય નહોતું, કારણકે તેટલી વારમાં તે વિનીતાની તદ્દન સામે આવીને ઊભો રહ્યો હતો.

તેના ખયાલની બહાર જ તેના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડ્યોઃ “ વિનીતા ! ”

અહો ! કેટલે દિવસે, નહિ–કેટલા યુગો પછી ચંદ્રપ્રસાદનો એ મીઠો સ્વર પોતાના કર્ણપુટમાં પડ્યો એવું વિનીતાને થયું. પોતાને ભ્રમ તો નહિ થતો હોય, એવી શંકાથી તેણે પોતાનો કુમળો હાથ ઊંચકીને ભ્રમરની પાસેની કપાળની જગ્યાને ચોળી. શ્વેત ચાંદનીનો પટ્ટો, તે મંદ પ્રકાશમાં એક છાયા જેવી દેખાતી ચંદ્રપ્રકાશની આકૃતિ, તે જ વખતે તેના અંગ પરથી પસાર થઇ ગએલી વાયુની લહર, અને તે વાયુલહરે પોતાની સાથે ખેંચી આણેલી વગડાઉ પુષ્પોની સુગંધ, ખરેખર એ ભ્રમ જ હોવો જોઇએ !

વિનીતા કશું બોલી નહિ, પરન્તુ તે કેવળ નિશ્ચલ દૃષ્ટિથી ચંદ્રપ્રસાદની આકૃતિ તરફ જોઇ રહી. તેને પુનઃ સંભળાયુંઃ “ વિનીતા ! ”

હવે તે માત્ર ચમકી. તેણે પોતાની આંખો ખેંચીને જોયું, અને ચંદ્રપ્રસાદની આકૃતિ ખરી છે કે ખોટી તે જોવા માટે તેણે હાથ લંબાવ્યો. તેનો હાથ પકડાયો અને તેણે પુનઃ સાંભળ્યુંઃ “ વિનીતા !”

પછી ક્યાંયસુધી બેઉ જણાં એ એકાંતમાં જ બેસી રહ્યાં. વિનોદિનીએ વિનીતાને તે દિવસે મુદ્દામ પોતાના ખંડમાં લાવીને બેસાડી હતી, અને જે હેતુથી તેણે તેમ કર્યું હતું, તે જ હેતુથી રાત પડ્યા છતાં તે બંગલામાં પાછી ફરી નહિ.

વિનીતા કશું જ બોલતી નહોતી, બલ્કે તે બોલે એવી ચંદ્રપ્રસાદની ઇચ્છા નહોતી. એક તો તે જાણતો જ હતો કે તેની હકીકત ઓછી–વધુ દુઃખની જ હોવાની, અને વળી તેનાથી બોલ-

વાનોય શ્રમ વેઠી શકાશે નહિ એ ખુલ્લું હતું. બીજાનું બોલવું સાંભળતાં પણ તેને થાક લાગશે એ માત્ર તેના ધ્યાનમાં રહ્યું નહિ અને તેણે કેટલીય વાર સુધી એકસરખી રીતે બોલ્યા જ કર્યું. તેણે કહ્યું: "વિનીતા! તને જે વચન મેં પાંચ મહિના પૂર્વે આપ્યું હતું તે મેં પ્રામાણિક રીતે પાળ્યું છે. પિતાજીએ મને કેટલીય વાર કહેલું કે તું એકાદ કુશળતાનો પત્ર તો વિનીતાને લખ, પણ મેં તેમની વાત માની નહિ. તેમણે તને બેચાર પત્ર લખેલા પણ સોગંદપૂર્વક કહું છું કે મેં તે ફાડી નાંખેલા. ઇસ્પિતાલના કામનો જ કિલ્લો મેં મારી આસપાસ એવો નિર્માણ કર્યો છે કે તેની આરપાર મેં સર્જેલા પ્રેમની સ્મૃતિની નાનીશી લહરિ પણ મારી નજીક પહોંચી શકે નહિ. પણ વિનીતા! મારા એ બધા પ્રયત્નો ઘેલછાભર્યા ઠર્યા છે. તને વિસરી જવાના મારા પ્રત્યેક પ્રયત્નથી મારા મનમાંની તારી સ્મૃતિ વધારે તાજી થતી રહી છે. તારો ને મારો આકસ્મિક મેળાપ ન થયો હોત તો કોણ જાણે શું થયું હોત. કદાચ કૃત્રિમ રીતે કામમાં ગુંથાઈને દબાવેલી ભાવનાનો બોજ છેવટે મારા મનને માટે અસહ્ય થઈ પડ્યો હોત અને હું ભ્રમિષ્ટ થઈ ગયો હોત, કામ કરવાને લાયક પણ રહ્યો ન હોત. પ્રેમસાફલ્યના સમાધાન વિના પુરુષની બુદ્ધિનું સાર્થકય દીર્ઘ કાળ ટકી શકતું નથી. કેટલીક વાર તો મારા મનમાં એમ આવે છે કે ઇસ્પિતાલનું આ કામ પણ છોડી દઉં અને દૂર દૂર ગિરિકંદરામાં જઈને વગડાઉ પશુની પેઠે રહું! એવા વિચારની લહરિમાં કોઇ વાર હું કદાચ ક્યાંક અદૃશ્ય પણ થઇ ગયો હોત. કોને ખબર, શું થયું હોત! તેની ચર્ચા અત્યારે શામાટે કરવી? ચિત્તમાં કલ્પના પણ ન હોવા છતાં તું આવી રીતે મળી, તે દૈવનો જ પ્રભાવ હશે એમ હું માનું છું. કોઇ નદી વહેતાં વહેતાં વચમાં જ કોઇ ઠેકાણે ગુપ્ત વહેવા લાગે છે, તે પ્રમાણે મારી તરફ વળેલા તારા પ્રેમનો ઓઘ કેમ તેં અવરુદ્ધ કર્યો તે કોયડો હજી મારા મનથી ઉકેલી શકાયો નથી. મેં તારો શો અપરાધ કર્યો

છે તેની હજી હું કલ્પના પણ કરી શકતો નથી. કદાચ મારો કાંઈ અપરાધ થયો હોય તોપણ તે ક્ષુલ્લક લાગે એટલો મારો પ્રેમ મોટો છે એમ શું મારે તને કહેવાની જરૂર છે? વિનીતા! હવે તું ગમે તેમ કહે તોપણ હું તને છોડવાનો નથી. તારો સહવાસ મને નિત્ય મળવો જોઈએ. મળશે ને? હા કહે છે ને?"

પણ વિનીતા કશું જ બોલી નહિ જાણે તેને હજી પણ લાગતું હતું કે ચંદ્રલોકમાંથી શીતળ ચાંદની પર બેસીને પોતા સમીપે આવી પહોંચેલી ચંદ્રપ્રસાદની આભાસમય પ્રતિકૃતિ જ પોતાને આ બધું કહી રહી છે.

તેણે પોતાની પાછળ સરી ગએલી બંગડીઓને કાંડા પર નીચે ઉતારી, અને તેની સુંવાળી ક્ષીણ અંગુલિઓને સ્પર્શીને ચંદ્રપ્રસાદે પુનઃ પૂછ્યું: "વિનીતા! આપણે બેઉ એક બીજાં માટે જ સર્જાયાં છીએ એ વાત તું દુરાગ્રહથી નાકબૂલ કરીશ? વિનીતા! તું મારી છે, બોલ, હું સાચું કહું છું ને?"

એક પ્રકારની તંદ્રામાંથી એકાએક જાગ્રત થઈ હોય તેમ વિનીતાએ નકારસૂચક માથું હલાવ્યું, પોતાનો હાથ ચંદ્રપ્રસાદના હાથમાંથી પાછો ખેંચી લેવાનો પ્રયત્ન કર્યો અને છેવટે ખુરશીની પીઠ પર અસહાયપણે મસ્તક ટેકવતાં એકદમ તેણે મોટું ડુસકું ખાધું.

તેના બેઉ હાથ ગાઢ રીતે પકડીને ચંદ્રપ્રસાદે પૂછ્યું: "આ શું? વિનીતા! તને શું થાય છે?"

પાછળ ટેકવેલું મસ્તક એમ જ રહેવા દઈને વિનીતાએ વધુ ડુસકાં ભર્યાં અને પછી જ્યારે ચંદ્રપ્રસાદ પોતાનું મુખ તેની તદ્દન નજીક લાવ્યો એમ વિનીતાને લાગ્યું ત્યારે તે બોલી: "તમે કલ્પના પણ કરી ન શકો એટલી પતિતાવસ્થામાં હું આવી પડેલી છું. તમારા સ્વર્ગીય પ્રેમમાં પણ મારો ઉદ્ધાર કરવાની શક્તિ નથી!"

ચંદ્રપ્રસાદ એ કથન સમજી શક્યો નહિ, એટલે તેણે ધીરેથી પૂછ્યું: "એટલે શું? તું શું કહે છે?"

વિનીતા ડુસકાં ગળી ગઇ અને બોલી: " હું તમને બધું ય કહેવાની છું, પણ અત્યારે નહિ. અત્યારના સુખની મિઠાશ ગુમાવવાની હું હિંમત ચલાવી શકતી નથી, કારણકે મારા જીવનમાં આ સુખ કદાચ છેવટનું જ હશે ! "



## ૫૧

## " વિનીતા ! મારું ભવિષ્ય સાચું પડ્યું ને ? "

તે દિવસે અધૂરો રહેલો રાજકુમાર અને બંડખોરની પુત્રીના મિલનનો પ્રવેશ પર્વતની ટેકરી પર તે જ જગ્યાએ ફીલમમાં ઉતારવામાં આવતો હતો; પણ આજે તો વિનોદિનીનું ચિત્ત કામમાં ચોંટતું જ નહોતું. તેનું બધું ચિત્ત નંદીઘાટના બંગલામાં તે વખતે વિનીતા અને ચંદ્રપ્રસાદ શી વાતો કરી રહ્યાં હશે તેની કલ્પના કરવામાં લાગી રહ્યું હતું.

આગલે દિવસે વિનીતાએ પોતાના જન્મનું રહસ્ય અને ગર્ભધારણથી થઇ પડેલી દીન સ્થિતિની વાત વિનોદિનીને મોકળા મનથી કહી હતી. તે કહેતી વખતે વિનીતા કોઇ નાની છોકરીની પેઠે તેના ગળામાં હાથ પરોવીને રડી હતી અને વિનોદિનીને પણ તે બધું સાંભળતાં રડવું આવ્યા વિના રહેતું નહોતું; પણ તેણે હૃદયને કઠણ કરીને તથા રોદન અવરુદ્ધ કરીને તેને ધીરજ આપી હતી.

વિનીતાએ છેવટે તેને પૂછ્યું: " મારી દુર્દશાની આ બધી હકીકત ચંદ્રપ્રસાદને હું કયા મ્હોંએ કહું ? તે તે વાત જાણશે એટલે પ્રેમ તો દૂર રહ્યો પણ મારા માટે જરા જેટલી ય મમતા તેમના મનમાં રહેવા પામશે ખરી ? વિનોદિની ! મને વારંવાર એમ લાગ્યા કરે છે કે પાંચ મહિના પૂર્વે જે જાતનું વર્તન કરીને મેં મારી પોતાની અને ચંદ્રપ્રસાદની વચ્ચે તૂટ પાડી હતી તેજ રીતે પુનઃ વર્તવું અને અહીં હું તારી પાસે આશ્રય માટે આવી છું ખરી

પણ અહીંથી પણ તને છોડીને ક્યાંય દૂર નીકળી જઉં. પોતાનાં સુખદુઃખમાં કોઇને ભાગીદાર બનાવવા માણુસે શામાટે આગ્રહ રાખવો જોઇએ? મને તો કેટલીક વાર એમ લાગે છે કે કોઈના સુખદુઃખમાં કોઇ માણુસ ભાગીદાર થઈ શકતો જ નથી. માતા નહિ, સખી નહિ, સખા નહિ, કોઇ કહેતાં કોઇ નહિ! પછી ચંદ્રપ્રસાદને શામાટે મારે મારી સ્થિતિ કહેવી જોઇએ? તે મને વિસરી જાય, તેટલા માટે પહેલાંના જેવો જ પ્રયત્ન મારે અત્યારે પણુ કરવો એ જ શું ઉચિત નથી? તેમણે મારા પર બહુ જ પ્રેમ દાખવ્યો હતો, એટલા સંસ્મરણુ ઉપર જ અવશિષ્ટ જીવનની વિટંબના હું જેમ તેમ કરીને સહન કરીશ. મારા જન્મનું રહસ્ય અને મારી પતિતાવસ્થા જાણુતાં જ તે મારો ત્યાગ કરે અને પ્રેમને બદલે મારા ઉપર તેમના મનમાં તિરસ્કાર જાગે, તો તે દુઃખ મારાથી સહન નહિ થાય. તે કરતાં જેની તે સ્થિતિ એમ ને એમ રહેવા દેવી એ જ ઠીક. મારા જેવી છોકરીનો સ્વીકાર કરવા કોઇ પુરુષ કદિ પણુ તૈયાર થશે શું? પ્રેમને પણુ કાંઇક સીમા તો હોય જ ને?"

વિનોદિનીએ તેના એ કથનના જવાબમાં કહ્યું હતુંઃ "ગાંડી છે તું વિનીતા! પાંચ માસ પૂર્વે ચંદ્રપ્રસાદની પ્રતારણા કરતી વખતે મને તેં પૂછ્યું હોત તો તેવી ગાંડાઇ હું તને કરવા દેત જ નહિ. અને હવે પુનઃ તેવો જ સમય આવ્યો હોવા છતાં હું તને ગાંડાની પેઠે વર્તવા દઇશ નહિ. જે પુરુષની સાથે લગ્ન કરવું તારા માટે શક્ય નથી તેની સાથે તારો સંબંધ તારી ઇચ્છા વિરુદ્ધ થઇ ગયો અને તેથી તને ગર્ભ રહી ગયો તેમાં તારો બિલકુલ વાંક ગણાય નહિ. આખું જગત અને તું પણુ મને ભયંકર વિચારની કહો છો, ત્યારે તને હું કહું છું કે વીરેંદ્રનો અને તારો સંબંધ તારી સંમતિથી થયો હોત તોપણુ મેં તેમાં તારો દોષ માન્યો ન હોત, અને જેઓ માનત તેમને પણુ તેમના મ્હોં પર હું ઢોંગી અને કપટી કહેવામાં પાછી પાની કરત નહિ. સ્ત્રીઓના ઉદ્ધારની ચર્ચા આપણે

ઘણી વાર કરી છે તે તું ભૂલી ગઇ હોય એમ લાગે છે. જ્યાંસુધી બધી નીતિ-અનીતિ અને સ્ત્રીઓની પવિત્રતા તથા શ્રેષ્ઠતા ઠરાવવાનું લગ્નનિબદ્ધ માતૃત્વ એ એક જ પ્રમાણ સમાજ માનશે, ત્યાંસુધી સ્ત્રીઓનો ખરો ઉદ્ધાર શક્ય નથી! ત્યાંસુધી માતૃત્વના આનંદને બદલે તેની સતત ભીતિમાં જ સ્ત્રીઓ રહ્યા કરશે. પરાક્રમી અને બુદ્ધિમાન પુરુષોનો સહવાસ સ્ત્રીઓને જોઈતો હોય તોપણ પોતાને નથી જોઇતો એમ તેને બતાવવું પડશે! પોતાનું અને કોઇ પણ પુરુષનું પરસ્પર આકર્ષણ વધે નહિ એવી ભયાનક દક્ષતા તેમને રાખવી પડશે! આર્થિક અને ઇતર દૃષ્ટિએ સ્ત્રી ગમે તેટલી સ્વતંત્ર થશે, તોપણ પોતાના હાથપગને પેટમાં સંકોચીને તરતા કાચબાની પેઠે તેની સ્થિતિ શોચનીય જ રહેશે! વિનીતા! આપણે આ વાત ઘણીએ વાર કરી છે, તે શું તું વિસરી ગઇ છે?"

"વિસરી ગઇ તો નથી, બહેન! પણ સમજવું અને આચરવું એની વચ્ચે અંતર રહેલું છે ને? તારા કિંવા મારા મતનો જ આ કાંઈ પ્રશ્ન છે? ચંદ્રપ્રસાદનો મત કેવો હશે અને તે મારો સ્વીકાર કરશે કે નહિ એ જ મોટો પ્રશ્ન છે. તેમનો મારા પર અસીમ પ્રેમ હોય તોપણ મારી બધી હકીકત સાંભળતાં જ તેમનો પ્રેમ નષ્ટ થશે એવો મને ભય રહે છે. વિનોદિની! પુરુષના પ્રેમનો વાજબી કરતાં વધુ ભરોસો સ્ત્રીએ રાખવો ન જોઇએ. ના, ના, કાલે મારે ચંદ્રપ્રસાદને મળવું નથી, મારી દુર્દશાની વાત મારા મુખથી કહેવાનો ભયંકર ક્લેશ પણ મારે અનુભવવો નથી અને મને કશુંય જોઇતું નથી. મને ક્યાંય દૂર-દૂર પહોંચતી કર, અને ચંદ્રપ્રસાદને કહે કે વિનીતા એકાએક ક્યાંક અદૃશ્ય થઇ ગઇ છે, જેની મને કશી ખબર નથી."

"છટ્! તારી મૂર્ખતાને હું એવી મદદ કદાપિ કરવાની નથી."

એમ કહીને વિનોદિનીએ ત્યારપછી પણ કેટલીક વાર સુધી વાતચીત કરી હતી અને તેને સમજાવીને ચંદ્રપ્રસાદના મિલન માટે છેવટે તૈયાર કરી હતી.

આજે એક બાજુએ બંડખોરની પુત્રીની ભૂમિકા ભજવતી વખતે વિનોદિનીને પોતાની અને વિનીતાની વચ્ચે ગઇ કાલે થએલું સંભાષણ પુનઃપુનઃ યાદ આવતું હતું, અને બીજી બાજુએ ચંદ્રપ્રસાદ વિનીતાને છેવટે શો જવાબ આપશે તે વિષેના તર્ક–વિતર્ક કરવાના ચાળા તેનું મન કર્યાં કરતું હતું.

શૂટિંગનું કામ પૂરું થતાં જ તેણે કપડાં કાઢીને મીસ્રીને સોંપી દીધાં, મ્હોં પરનો રંગ બરાબર લૂછી નાંખ્યો નહિ અને બધાએ તેને ચાહ પીને જવાનો આગ્રહ કર્યો તે પણ ન સાંભળતાં તે પોતાની મોટરમાં એકદમ સવાર થઇને નંદીઘાટ તરફ નીકળી પડી.

પાછળ કૅમેરામેન, મિસ્ત્રી અને ચાકરોએ તેના આવા બદલાયેલા વર્તન ઉપર કાંઇ કાંઇ ટોળટપ્પા ઉડાવ્યા, અનુમાનો કર્યાં, ટીકાઓ કરી, પણ પોતાની પાછળ થતી નિંદાની વિનોદિની જરાએ દરકાર રાખતી નહિ.

ઘેર પહોંચીને વિનીતાને ક્યારે મળું એમ તેના મનમાં થઇ ગયું હતું, અને તેથી કલાકના પચ્ચાસ માઇલની ઝડપે તે મોટરને દોડાવતી એકસરખી રીતે આગળ વધી રહી હતી.

તે બંગલા નજીક આવી ત્યારે લગભગ રાત પડી ગઇ હતી. આજે પુનઃ આકાશમાં વાદળાં ઘેરાયાં હતાં તેથી ચંદ્ર અદૃશ્ય થયો હતો. સામે વિજળી ઝબકતી હતી. વિનોદિની બંગલાના કમ્પાઉડમાં પ્રવેશી ત્યારે પડોશમાં ક્યાંક કૂતરું રડતું સંભળાયું.

આ શકુન વિનોદિનીને સારાં લાગ્યાં નહિ. બંગલાનાં પગથિયાં ચડતી વખતે તેનું અંતઃકરણ ધડકતું હતું. તે ઉતાવળી ઉતાવળી વિનીતાના ખંડમાં ગઇ. વિનીતા ત્યાં નહોતી!

તે પોતાના ખંડમાં ગઇ, તો ત્યાં પણ વિનીતા નહોતી! "એટલે?" તેણે પોતાના મનને પૂછ્યું.

તે ગભરાવા લાગી. એ ગાંડી છોકરી ક્યાંક ચાલી ગઈ કે શું? તે દોડતી મોખરાના વરંડામાં આવી.

એટલામાં બે આકૃતિઓ બંગલાના કંપાઉંડમાંથી બંગલામાં દાખલ થતી તેને દેખાઇ. અંધકારમાં કોઈ પણ વસ્તુ જોકે સ્પષ્ટાકારે દેખાતી નહોતી, તોપણ એ આકૃતિઓની ઉંચાઇ પરથી અને ગતિ પરથી તે કોણ હશે તે વિનોદિની તુરત સમજી ગઇ.

ભય એકદમ અળપાઈ જવાથી તેનું મન કાંઇક હળવું થયું.

તે આકૃતિઓ બંગલામાં પ્રવેશી ત્યારે તેઓ એક બીજાની તદ્દન નિકટ ચાલતી હતી. પણ પછી તેમની વચ્ચે અંતર વધ્યું અને વિનીતાએ પોતાનો હાથ ચંદ્રપ્રસાદના હાથમાંથી ખેંચી લઇને માથા પરથી ખસી ગએલી સાડી સમી કરી તે વિનોદિનીએ જોયું.

વિનીતા નજીક આવતાં જ આગળ ડગ ભરીને વિનોદિની તેને ઉતાવળે પોતાના ખંડમાં તેડી ગઇ. ચંદ્રપ્રસાદ ચતુર હતો. તે વરંડામાં નાંખેલી એક ખુરશી પર બેઠો.

ખંડમાં આવતાં બારણામાં જ થોભીને વિનોદિનીએ વિનીતાને પૂછ્યું: "વિનીતા ! મારું ભવિષ્ય સાચું પડયું ને ?"

"હા !" એમ કહીને વિનીતાએ સખીના ખભા પર માથું ઢાળ્યું.

પ્રણયી વલ્લભની પેઠે વિનોદિનીએ તેને ગાઢ આલિંગન આપ્યું.



## પર

## હૈયામાં વિરાજતો ચંદ્ર

પોતાનું લગ્ન કશી જ ધામધૂમ વિના કેવળ સાદી રીતે થાય એવી ચંદ્રપ્રસાદ તથા વિનીતાની બેઉની ઇચ્છા હતી.

વિનોદિનીએ આ મતમાં સંમતિ આપી, પણ લગ્ન નંદીઘાટ જેવા પરદેશમાં થાય એ વાત તેને પસંદ નહોતી. લગ્ન મુંબઇમાં થવું જોઇએ, એવો તેણે આગ્રહ રાખ્યો. ત્રિભુવનરાયે તેનો પક્ષ પકડ્યો. વિજયાદેવી અને વિનોદિનીનાં માતાપિતાને લગ્ન માટે નંદીઘાટ

બોલાવવાં તેને બદલે પોતે જ ત્યાં જવું એ વધારે ઠીક એવો તેમનો મુદ્દો હતો. પણ વિનીતા અને ચંદ્રપ્રસાદ પોતાનો વિચાર બદલતાં નહોતાં. એટલે ત્રિભુવનરાયે એવું ઠરાવ્યું કે ચિઠ્ઠીઓ કાઢવી અને વિનીતાએ આંખે પાટો બાંધીને એમાંની એક ચિઠ્ઠી ઉપાડવી. મુંબઈ લખેલી ચિઠ્ઠી જયારે વિનીતાએ ઉપાડી ત્યારે એ મીઠી તકરારનો અંત આવ્યો.

વિનોદિનીને એક બાજુએ બોલાવીને ત્રિભુવનરાયે કહ્યું: "તકરારમાં જય મેળવવાને મેં કેવી યુક્તિ કરી હતી તેની તને ખબર છે?"

"શું? તમે ચિઠ્ઠીઓ મંતરી હતી કે શું?"

"ના, ના, આ જો!" એમ કહીને બીજી ચિઠ્ઠી ત્રિભુવનરાયે તેને ઉઘાડીને બતાવી.

વિનોદિનીએ જોયું કે તેમાંય 'મુંબઈ' લખ્યું હતું! વિનોદિની ખૂબ હસી. 'હસવા જેવું શું છે?' એમ પૂછતી વિનીતા તેની પાછળ લાગી, તોપણ તેનું હસવું અટકતું નહોતું.

પછી બધાંએ મુંબઈ જવાની તૈયારી ઉતાવળે કરવા માંડી.

વિનીતા પોતાની બેગમાં બધો સામાન વ્યવસ્થિત રીતે ગોઠવવામાં ગુંથાઈ હતી. ઘેરથી નીકળતાં જે કપડાં અને પુસ્તકો તેણે ઉતાવળે ઉતાવળે બેગમાં નાંખ્યાં હતાં, તે તરફ તેણે નંદીઘાટમાં આવ્યા પછી નજર પણ નાંખી નહોતી. નિબંધ માટે એકઠી કરેલી માહિતીના કાગળો અને પેન્સિલથી લખેલાં એક બે પ્રકરણો તેણે બેગમાં નાંખ્યાં હતાં તે તેમનાં તેમ રહ્યાં હતાં.

તે બધો સામાન બહાર કાઢીને પુનઃ બેગમાં ગોઠવતાં વિનીતાએ સાહસિકપણે તે પ્રકરણો ઉપર ઉપલક દૃષ્ટિ નાંખી. એક પ્રકરણને છેડે તેણે પાદનોંધ આપી હતી કે 'જેને આ વિષયનો વધારે બારીકીથી અભ્યાસ કરવો હોય તેણે Woman as seen under Biologist's Microscope એ પુસ્તક વાંચવું.' બેગમાંથી

અત્યારે બહાર કાઢેલાં પુસ્તકોમાં તે પુસ્તક પણ તેની સમક્ષ જ પડયું હતું. તેણે તે ઉપાડયું અને સહજ ઉઘાડયું.

વિનીતા ગૃહત્યાગ કરીને નીકળેલી, તે દિવસે ૧૭૧ મું પાનું તે વાંચતી હતી, તે જ પાનું ઊઘડયું અને તેમાંથી એક બંધ પરબીડિયું તેના ખોળામાં પડયું.

વિનીતાને આશ્ચર્ય થયું. પોતે એ પુસ્તકમાં કોઇ પત્ર મૂકયો હોવાનું તેને યાદ નહોતું.

પોતા પર આવેલો કોઇનો પત્ર ફોડયા વિનાનો એમ ને એમ જ રહી ગયો હતો એમ માનીને આશ્ચર્ય સાથે તેણે તે ફોડયો અને પત્રને છેડે લખેલી સહી વાંચીઃ " વીરેંદ્ર ! "

સહી વાંચતાં જ વિનીતા ખૂબ અચરજ પામી. પત્રમાં વીરેંદ્રે લખ્યું હતુંઃ

" તારો પત્ર મળ્યો. તેનો શો જવાબ આપવો અને કેવી રીતે લખવો તે મને સૂઝતું નથી. મારી સાથે લગ્ન ન કરવાના તારા નિશ્ચય માટે હું તને દોષ શામાટે દઉં? હું મારા અંતઃકરણપૂર્વક તને ચાહતો હતો; પણ મારો પ્રેમ સાર્થક થવો શકય નથી તે માટેનો દોષ તારો નથી, મારો નથી, કોઇનો નથી. દોષ હોય તો તે સંચિત કર્મનો જ છે. જન્મજાત ઋણાનુબંધ વિસરીને, તોડીને, માણસ મુક્ત અને સ્વતંત્ર થઇ શકે છે એવી મારી કલ્પના હતી તે ખોટી ઠરી. તે ઋણાનુબંધ આપણા લગ્નની આડે આવીને ઊભો રહ્યો, ખરું ને? મારા પિતાએ જે પાપ કરેલાં તેનું પ્રક્ષાલન કરવા માટે જીવનમાં અત્યંત ઇચ્છનીય એવું સુખ મારે છોડવું જોઇએ એવું જ જો હોય તો હું તે છોડું છું. હવે પછી પણ હું તારા પર પ્રેમ ધરાવીશ, પણ પ્રેમનો જુલમ કરવાનો વિચાર એક ભાઇ પોતાની બહેન પર કરવા કદાપિ તૈયાર ન થાય.

" ઉપર 'જુલમ' શબ્દ લખ્યો તે ઉપરથી સાંભર્યું તેથી–અને કદાચ આ મારો પત્ર તારા પરનો છેવટનો જ પત્ર હશે તેથી, એક વાતનો ખુલાસો મારે કરવો જોઇએ.

"પેલા તોફાનની રાત્રે તું મારી ઓરડીમાં રહી, અને બીજે દિવસે સવારે મારા પર ભળતો જ આરોપ મૂકીને ગુસ્સાના આવેશમાં એકદમ ચાલતી થઇ તે તને સાંભરે છે? તે આરોપ તેં મારા પર શું સમજીને મૂકયો તે કોયડો હજી હું ઉકેલી શકયો નથી. તે રાત્રે હું વરંડામાં સૂતો હતો, ત્યાંથી સવાર પડતાંસુધી હું જાગ્યો કે ઊઠ્યો જ નથી. તારી પથારી નજીક આવવાની વાત તો દૂર જ રહી; તારો ઘાત કરવાની કલ્પના પણ મારા મનમાં ઊઠે એ શું શકય છે? તારા પર મારો પ્રેમ હતો તેનો ખુલ્લો અર્થ એ છે કે તારી પવિત્રતાની જવાબદારી હું મારા પર લેવા તૈયાર હતો. એવે વખતે ભાવનાવશ થઇને તને કલંકિત કરવાનું અધમ કૃત્ય મારે હાથે બને ખરું? વિનીતા! આ જગતમાં મને જે પવિત્રમાં પવિત્ર લાગે છે તે તારા મીઠા સહવાસની અવશેષ રહેલી સ્મૃતિ જ છે; તેના સોગંદ લઇને તને પુનઃપુનઃ અંતઃકરણપૂર્વક હું કહું છું કે પરાક્રમી અને શીલસંપન્ન પુરુષને ન છાજે તેવું કૃત્ય મેં કરેલું નથી. એથી વધારે હું તને શું કહું? આ જગત બહુ વિસ્તીર્ણ નથી એમ કહેવાય છે, તેમાં મારા ભાગ્યમાં પુનઃ તારું મિલન નહિ જ થાય એમ હું સમજતો નથી; કદાચ મિલન થશે તો બાકીની વાત તને કહીશ."

વિનીતાએ એ પત્ર બે ત્રણ વાર વાંચ્યો. તેના લખાણનો શો અર્થ કરવો તે તેને સમજાયું નહિ. તેના ઉદરમાં ગર્ભ હતો તેમાંય તેને સંશય નહોતો, તો પછી વીરેંદ્ર આ શું લખે છે? કેવળ પાપબુદ્ધિ જ નહિ, પણ ખલપુરુષને છાજતી દાંભિકતા પણ તે આચરે છે?

પણ વિનીતાને તેમ લાગ્યું નહિ. તેણે વિનોદિનીને પત્ર વંચાવ્યો અને તે ય ગૂંચવણમાં પડી.

સાંજે ચંદ્રપ્રસાદ આવ્યો ત્યારે તેણે પણ તે પત્ર વાંચ્યો અને કાંઇક વિચિત્ર રીતે હસીને તેણે વિનીતા તરફ જોઇને કહ્યું: "વીરેંદ્ર તદ્દન નિર્દોષ છે, તું જ તદ્દન ગાંડી છે!"

"એટલે શું ?"

"કાલે હું તને અમારા વૈદ્યકશાસ્ત્રના પુસ્તકમાંથી કેટલાક ઉતારા વાંચી સંભળાવીશ એટલે તે તને સમજાશે."

"પણ શું સમજાશે ?"

"કે તું ગાંડી છે !"

"શા પરથી કહો છો ? કાંઇક તો સમજાવો ખરા."

"તે રાત્રે વીરેંદ્ર તારી પથારી પાસે આવ્યો હતો એ બધી કેવળ તારા સ્વપ્નની જ વાત છે ! કેટલાક અતિવિચારી માણસોની એવી સ્થિતિ થાય છે કે સ્વપ્ન અને સત્ય એ બેઉ વચ્ચેનો ફરક તેમને સમજાતો નથી. જે કાંઇ સ્વપ્નમાં બન્યું તે ખરેખર જ બન્યું છે એવું તે માણસો માને છે. તારું પણ તેમ જ બન્યું છે અને ગર્ભધારણની માત્ર કલ્પના તેં કરી લીધી છે. જે સ્ત્રીઓને સંતતિ જોઇતી નથી, કિંવા જેને સંતતિ જોઇતી હોય છે છતાં થતી નથી, એવી સ્ત્રીઓને ઘણી વાર ગર્ભ રહ્યાનો ભાસ થાય છે અને એ ભાસ બહુ જોરથી થાય છે એટલે સગર્ભાવસ્થાના પ્રારંભનાં બધાં ચિહ્નો તેને દેખાવા લાગે છે. એ બાબતમાં મોટા વૈદ્યકશાસ્ત્રના જ્ઞાતાઓ પણ સંમત છે. હવે તારા ધ્યાનમાં આવ્યું કે તું કેટલી ગાંડી છે ? જુઓ, વિનોદિની બહેન ! તમારી સખી કેવી વિદુષી છે ! સામાન્ય સ્ત્રીઓના ઉદ્ધારનો પ્રશ્ન કદાચ ઉકેલી શકાય, પણ આવી ગાંડી અને ભ્રમિષ્ટ સ્ત્રીઓનો ઉદ્ધાર કેવી રીતે થાય ?"

એમ કહીને ચંદ્રપ્રસાદ ખૂબ ગંમત માણતો હસ્યો.

વિનોદિની પાસે જ બેઠી હતી, તેનો હંમેશનો સંકોચ છોડીને વિનીતા બોલી: "એમ કેમ ? મારા જેવીનો ઉદ્ધાર કરનારી પણ એક વ્યક્તિ છે ને ?"

"ખબર છે મને ! અત્યારે એક વ્યક્તિ ખૂબ હસે છે પણ કાલે એ જ વ્યક્તિ રડતી હતી !"

" એમ બોલશો તો હું ઊઠી જઇશ હોં ! " એમ બોલીને કૃત્રિમ રોષપૂર્વક વિનીતા ઊઠી.

ચંદ્રપ્રસાદે એકદમ તેના બેઉ હાથ પકડ્યા. વિનોદિની ધીરેથી ઊઠીને અંદર ચાલી ગઇ. વિનીતાને પોતાની પાસે નીચે બેસાડતાં ચંદ્રપ્રસાદ બોલ્યો: " જો, ચંદ્ર કેવો આકાશમાં ચડી આવ્યો છે !"

વિનીતાએ જોયું તો ખરેખર વાદળાંના ઘેરામાંથી બહાર નીકળીને આકાશમાં ચંદ્ર વિરાજી રહ્યો હતો, તેના હૈયામાં વિરાજતા ચંદ્રપ્રસાદની પેઠે.



શ્રી ચુનીલાલ વ. શાહ કૃત

# પ્રણય અને પરિણય



એક જ અભિપ્રાય

"જુવાનોને નવલકથા ન વાંચવાની વડીલો શિખામણ આપે છે; અને તેમાં ય લગ્ન અને પ્રેમની વાર્તાઓને તો આંગળી પણ ન લગાડવા જણાવાય છે. એવી સલાહ આપવામાં વડીલો ઘણી વાર જુવાનોનું ભલું જ ચાહે છે એમ કેટલીક વાતો વાંચતાં માનવાને કારણ મળે છે; પરન્તુ જે વિચારશીલ વડીલો 'પ્રણય અને પરિણય'ની નવલકથા વાંચશે તેઓ આવી સલાહ જુવાનોને નહિ આપશે. એટલું જ નહિ, પરંતુ સંસારક્ષેત્રમાં પગલાં માંડવા ઇચ્છતા જુવાનને, તેમ કરતાં પહેલાં 'પ્રણય અને પરિણય'ની વાર્તા વાંચી લેવાની સાચી સલાહ આપશે."

